માટે ભાઈ સમજુક થઈને, છન્દ એવામાં ન પડીએ રે;
તજી દઈ જુઠો સાચે આનન્દે, નીતિ પગથિયે ચ્હડીએ રે. સુણ૦૧૦

અનીતિ રણમાં લૂ વરસે છે, મા જઈશ હવે તન દાઝે રે;
નીતિ કહી કેરાં નિર્મળ નીરમાં, નાહી તું શીતળ થાજે. સુણ૦૧૧

વિદ્યા રૂપી વનિતા સાથે, પ્રેમ રાખી સદા રહેજે રે;
જ્ઞાનિ પુરૂષ છત્ર છાયામાં રહી તું. જ્ઞાનવાયુની લ્હેર લેજે. સુણ૦૧

બોધવચન રૂપી વિજિયા પીને, બેસજે વડને બાગે રે;
અહા! સમીસાંજે શોભા એ બાગની શી, કેવું ફરવું રૂડું લાગે! સુણ૦૧

નવનવા રંગો જોતા ગગનમાં, સુસ્વરૂ ગાન મીઠું સુણવું રે;
ન્હેક ન્હેક થતાં કૂકડાંથી બની મસ્ત, ડોલિ નિજાનન્દે ધૂણવું! સુણ૦૧

મનહોજમાં પછી આનન્દફૂવારાની, શીતળ ધારા છૂટશે રે;
ખરે પુરૂષ જેહો અંશી હશે તે જ, એ લ્હેજતને લૂંટશે. સુણ૦૧

મદ પ્રધાન છે દુઃખ દેનારો, ભાઈ તરૂણ તેને તજજે રે;
જ્ઞાન—વિવેક પ્રધાન છે સાચો તેને, ભાવ ધરી નિતી ભજજે. સુણ૦૧

ખિલ્યું કમળ કરમાતું આ, વળી સૂર્યાસ્ત આકાશે રે;
એમ જ આ તુજ તરૂણપણું ભૂંડા ક્ષણમાં આવ્યું તે વહી જાશે. સુણ૦૧

આ સંસારનો માર્ગ વિકટ છે, ઠોકર બહુ બહુ નડતી રે;
માટે બાપુ તું ચાલજે સૂધો, સારાસાર સમજી પ્રથમથી. સુણ૦૧

સૂધો ચાલી ઉદ્યમી રહીને, અનુભવ સઘળો લેવો રે;
સુખદુઃખજ્ઞાને સમાવી જોવો રંગ, પરહરિપટ બ્રહ્મ લહેવો. સુણ૦૧

આ બોધને તું સાચો હિતકારી, દાહ્યો અનુભવી ગણજે રે;
છે વિજય નહીં તો જ્ઞાનને ઘડપણે, સમજી પસ્તાઈ પ્હીલો પડજે. સુણ૦૨

(વિજયવાણી.)

# तप अने दानना भेद.

પૂજા દેવ ગુરુ પ્રાજ્ઞ દ્વિજની, શૌચ, આર્જવ,
અહિંસા અને બ્રહ્મચર્યઃ કહ્યું તે **તપ દેહનું**. ૧

અનુદ્વેગી સદા વેણુ, સત્ય જે, હિત ને પ્રિય,
સ્વાધ્યાયનો જ અભ્યાસઃ કહ્યું તે **તપ વાણીનું**. ૨

આત્મસંયમ, ને મૌન, ચિત્ત કેરી પ્રસન્નતા,
સૌમ્યતા, ભાવની શુદ્ધિઃ કહ્યું તે **તપ માનસી**. ૩

ફલેચ્છા તજી કો યોગી—જને શ્રદ્ધા પરમ વડે,
એ ત્રિધા તપ જે કીધું, **સાત્વિકી તપ** તે કહ્યું. ૪

માન સત્કાર પૂજાર્થે કીધું જે તપ દમ્ભથી,
આ લોકે તે કહેલું છે **રાજસી** ચળ અધ્રુવ. ૫

તપ્યું જે તપ આત્માને પીડીને ને દુરાગ્રહે,
પરના નાશ કાજે વાઃ **તામસી તપ** તે કહ્યું. ૬

દેવું જ માની જે દાન દીધું અનુપકારીને,
યોગ્ય દેશ કાલે પાત્રેઃ કહ્યું તે **દાન સાત્વિક**. ૭

અને પ્રત્યુપકારાર્થે, વા ઉદ્દેશી ફલો વળી,
કે દીધું ખેદથી જેહ. કહ્યું તે **દાન રાજસ**. ૮

અયોગ્ય દેશ કે કાળે, અપાત્રે દાન જે દીધું,
અસત્કારી, તિરસ્કારીઃ તે કહ્યું **દાન તામસ**. ૯

સદ્ભાવે ને સાધુ ભાવે સત્ શબ્દ વપરાય છેઃ
તેમ તે વપરાયે છે કૌન્તેય ! સ્તુત્ય કર્મમાં. ૧૦

યજ્ઞમાં તપમાં દાને નિષ્ઠા જે, તે ય સત્ કહી;
ને કર્મો તેહ અર્થે જે, તે સૌને પણ સત્ કહ્યાં. ૧૧

અશ્રદ્ધાથી દીધું, હોમ્યું, તપ્યું જે તપ, જે કર્યું,
અસત્ એને કહ્યું, પાર્થ! નથી તે અહીં કે પછી. ૧૨

ભગવદ્ગીતા.

---

## ઋણ.



બ્રહ્માંડ આ તો ગૂઢ તાતનું છે,
આધાર સૌને સહુનો રહ્યો જ્યાં;
લે છે સહુ કૈં સહુને દઈ કૈં,
આભાર સૌનો સહુ ઉપરે છે. ૧

ના રાખતું કો ઋણનો હિસાબ,
આભાર માની નવ કો રહે ત્યાં;
આનન્દમાં સૌ દઈને રહે છે,
આનન્દમાં સૌ લઈને રહે છે. ૨

જોડ્યા કરે એક જ તત્ત્વના સૌ,
બંધાઈ એ એક જ તત્ત્વનાથી;
અર્પે ગ્રહે છે સહુ એ જ તત્ત્વ,
જે સર્વનું તે સહુને મળે છે. ૩

આ વાદળીમાં વીજળી રમે છે,
આ સિન્ધુમાં આ નદીઓ મળે છે;
જુદા થઈને સહુ એક થાય,
જે જેનું તે ત્યાં જઈને સમાય. ૪

રે! માનવીનું પણ એ જ તત્ત્વ,
હું તું મહીં એક જ રક્ત ચાલે;
તો કાં ન અર્પું મુજ શીર્ષ તુંને?
અર્પું કદી તો ઋણ થાય શાનું? ૫

માગે ન લોહી મુજ કાં સુખે તું ?
શાને ડરે છે કંઈ માગતાં તું ?
મ્હારૂં ગણ્યું ના કયમ સર્વ મ્હારૂં ?
મારૂં ગણ્યું ના કયમ સર્વ ત્હારૂં ? ૬

આ વાત શાને જગમાં કરૂં છું ?
સંસારમાં વૈર જ નિરખું છું !
બ્રહ્માંડ આ એક જ ભ્રાતૃભાવ,
જન્મ્યો કહીંથી કહું ભેદભાવ ? ૭

તે ભેદનો આ ઋણ એક અંશ,
આભાર તેમાં કરનો પ્રવેશ;
વિદ્વેષ ભેદ, ઋણ, ઉપકાર,
એ કેમ ઉગ્યાં વિણ બીજ ઝાડ ? ૮

હુંથી બને જો કદિ કાંઈ ત્હારૂં
તો માનજે ના ઋણમાં તને તું,
માગીશ હું એ કદિ જોઈશે તો,
તુ આપજે, હું સુખથી લઈશ. ૯

આભાર ભૂલે બહુ લોક આંહી,
પીડા ન તેની કદિ થાય કાંઈ;
આભારનાં અશ્રુ નિહાળી કિન્તુ
ખેર્યાં, અરે ! મેં બહુ વાર આંસુ. ૧૦

કલાપીનો કેકારવ.

---

## परदेशगमन,

---

રોળાવૃત્ત.

જવાય નહિ પરદેશ, ભ્રષ્ટ થવાને બ્હાને:
કર્યાં સ્વારથી શાસ્ર, બીકણે ને નાદાને. ૧

રખે કુદરતની જાણ, થાય પરરાજાઓને;
રખે દોર નિજ જાય, લભાવ્યા ક્ષત્રીઓને.

જુલમગાર બહુ જવન, સ્વારીઓ કરતા તેથી;
જાળવવા કુળ ધન, કર્યું ફરવું બંધ લેથી.

રસ્તાનાં દુઃખ મ્હોટ, ઘણાં મ્હોટાં દરિયાનાં;
પ્રવાસ કીધા બંધ, કરે શું બીકણ માના ?

સુખિયાના શા ભોગ, દૂર પરદેશે જાયે;
વિચાર ટૂંકા એમ, પછી ફળ ક્યાંથી થાયે?

(એમ) અટકે ચાટકી રહી, જ્ઞાન સંપત ન વધાર્યો;
દેશાટનથી લાભ, થતા ઝાઝા અટકાવ્યા.

પરરાજ્યોની રીત, રીત લોકોની સારી;
ધંધા ને વેપાર, હુનરો બ્હોળા ભારી.

નવ જોયાં નવ જોય, દેશ કયમ તાજો થાયે;
દારણુ વણુ કયમ કરી, ખોડ ખાંપણુ તે જાયે.

વધે ઘણો ઉદ્યોગ, ગરીબડાં સુખી થાયે;
પ્રવાસનાં ફળ મ્હોટ, ગર્વ આળસ તે જાએ.

નવું નવું જોવાય, સાર સહુનો લેવાયે;
ચરે ફરે તે જીવ, ઘણું સારૂં કહેવાયે.

પ્રવાસ કરતાં દુઃખ, દીપેલો સુખો વાધે;
સ્વાર્થ અને પરમાર્થ, દેશનું કારજ સાધે.

પ્રવાસમાં જોવાય ઘાટ, અદ્ભુત ઈશ્વરના;
પ્હાડ નદીને રાન, ઘોધ રંગો તરવરના.

સમુદ્ર સરવર તીર, જનાવર બહુ જાતોના;
ધન્ય ધન્ય પ્રભુ ! જંન, સુખી થાયે જોતામાં.

. .

અહીકણુ કાયરા હોય, વળી રેહ સંતોષી તે;
પ્રવાસથી બહુ ડરે, રહ્યો શત્રુ શું જીતે ? ૧૪
જીવ્યા કરતાં જોયું, ભલું કહેવાયે જનમાં;
જોવાનો નહીં હોંસ, મુવેલો જીવતો જગમાં. ૧૫
ઘણા વરસનો શ્રમ, ઘણી બુદ્ધનો કીધો;
ફળ ચખાયે સ્હેજ, ખરંતર રસ્તો સીધો. ૧૬
દેશાટનથી થાય, દેશમાં પુષ્કળ ભાવો;
ચહો નર્મદા હોંસ; નવો ને મક્કમ પાયો. ૧૭
(નર્મકાવ્ય)

---

પદ.

હરિગુણ ગાય તેને હરિ જેવા જાણો,
સમજ્યા વિના તે મત શીદ તાણો,
તાણો કે હરિને જાણો. હરિ૦ ટેક.
જે કરે લાગા તેથી વાંઢો ગયા આઘા,
સૂધું સમજ્યા નહિ તો બાજ્યા એના વાગા,
આત્મા ચીને નહિ તો મૂઆ હાક્યા ને નાગા,
એના મનના સંશય નથી ભાગ્યા;
હરિમાં આવે નેમ શીખાય,
તે હરિ ના કહેવાય,
તેને સરવે વેદ ગાય,
તેને જે જન ધાય,
તે મૂરખ કહેવાય,
હરિનું નામ મૂકીને જો લે પાણો, પાણો, કે તેને જાણો. હરિ૦
હરિને પામશું કહે તેજ ગાંડો,
એ તો સદા છે અખંડ ને ના થાય ખાંડો,
સમજ્યા વિના ગાય તે તો રાંડી રાંડો,
નમે સમજીને પગલાં માંડો;

હરિને જડ કહે તે જડ,
ત્યાં તો થઇ છે વઢાવઢ,
ત્યાં થઈ છે ભડાભડ,
જેણે શોધ્યું નહીં થડ,
તેનો ભર્યો કાયાગઢ,
સમજણુ દીવો કર્યો શાણો, શાણો કે હરિને જાણો. હરિ૦

હરિકે હુકમ બીન પત્ર નહિ હાલે,
પાશા ચલાવે તે રીતે ચાલે,
રૂડો ખેલ બનાવ્યો મારે વા'લે,
હરિ જન તો મગ્ન થઈ મા'લે.
એને નેત્ર નહિ કરણ,
એને ભુજા નહિ ચરણ,
એને એકુ નહિ વરણ,
એને આવે નહિ મરણ,
હરિ વસ્તુ તારણ તરણ,
સાચી વાત કહું છું તેને છાણો, છાણો, કે તેને જાણો. હરિ૦

એ તો સમજ્યાનું કામ ને સાધન કરતો,
એ તો સમજ્યાનું કામ ને ધ્યાન ધરતો,
એ તો સમજ્યાનું કામ ને લોઇ ભરતો,
એ તો સમજ્યાનું કામ ને ભૂખે મરતો,
સમજે સદ્‌ગુરુની શાન,
તેને આવે આત્મજ્ઞાન,
તેનું વળ્યું વાણીનું વાન,
તે તો તોડે નહિ તાન,
તેનું અખંડ થાય ધ્યાન,
આપુ સત નામ સમજે ને તો શાણો, શાણો કે તેને જાણો. હરિ૦

(બૃહત્ કાવ્યદોહન ગ્રંથ ૫ મો.

# दिवाळीनुं सरवैयुं.

---

અમારા વાચકવૃંદને નવું વર્ષ શરૂ થયાના આરંભમાં ગયા વર્ષનું સરવૈયું તયાર કરવાની સૂચના આપવાની જરૂર છે. વ્યાપારીઓ જેમ ચોપડામાં જણાવેલ આવક વરાનો નવું વર્ષ શરૂ થયા અગાઉ જ અડસટો કાઢે છે અને અમુક નાણાં ખરચી માલ મંગાવ્યો, અને અમુક માલ વેચ્યો તેમાં અમુક ફાયદો થયો અને અમુક જાતની ભાવ બેસી જવાં ખોટ ગઈ એની પક્કી ખાત્રી કરી હાંસલની ખોટના પ્રમાણમાં હર્ષ ને શોક કરે છે. જો ગાઝો નફો રહ્યો હોય તો પૂર્ણ આનંદમાં ઉભરાય છે અને દિવાળીના શુભ દહાડામાં ધનતેરશને દિવસે ધન વધારે પ્રાપ્ત થાય તેના શુકનને ખાતર ધનરૂપ ચાંદી, સોનું અને મોતી (મૌક્તિક.) ખરીદે છે. તેમ પૂર્ણ હર્ષભેર આતસબાજી પોતે ઉડાડે છે અને પોતાનાં બાળકો પાસે છોડાવે છે. દિવાળીના દિવસે શુભસુચક અનેક દીવાઓ કરી આનંદમગ્ન રહે છે. અને અધિક લક્ષ્મી પ્રાપ્ત થવાના શુકનરૂપ તે દિવાળીને દિવસે શ્રી શારદાપૂજન, નવા અલંકારો તથા નવાં વસ્ત્રો ધારણ કરીને કરે છે. ઉપર જણાવેલો સર્વ જાતનો હર્ષ વાર્ષિક સરવૈયાને અંગે છે એ તો સિદ્ધાન્ત છે, જો સરવૈયામાં નુકસાન હોય તો લોકરીતિથી જો કે દીપોત્સવ કરે તોપણ નવા અલંકાર ખરીદે નહીં તેમ મુખપર તેટલો આનંદ દર્શાવે નહિ.

ઉપર જણાવેલા દ્રવ્યનું સરવૈયું સત્યરૂપ છે અને તેમાં ફત્તેહ મેળવનાર મનુષ્ય ફત્તેહમંદ થયો એ અમારી માન્યતા નથી. કારણ તે વસ્તુતઃ નાશવંત છે. આજે ફત્તેહ દેખાશે તો આવતી કાલે ખિન્નતાજન્ય નુકસાન દેખાશે. તાત્પર્ય દ્રવ્ય નાશવંત છે.

ત્યારે અમારા વાચકવૃંદને જે સરવૈયું તૈયાર કરવાની ફરજ પાડીએ છીએ તે ફરજમાં પ્રથમ તો આ માસિકપત્રના સારની છે. એટલે કે આખા વર્ષનાં બાર માસિક ચોપાનીઆં વાંચીને તેની અંદરથી શું સારરૂપ દ્રવ્ય તમારા અંતઃકરણ રૂપ ચોપડામાં જમે કર્યું અને શું ઉધાર્યું ? એ પ્રથમ સવાલ છે. અને બીજો જે સવાલ છે તે તો હમેશાં સહવારમાં ઉઠીને લક્ષમાં રાખવાનો છે.

उत्थायोत्थाय स्मर्तव्यं किमद्यकृतमकृतम् ।
आयुषःखंडमादाय रविरस्तं प्रयास्यति ॥

હમેશાં સહવારમાં નિદ્રાથી જાગ્રત થઇને વર્ત જ યાદ કરવાનું કે ગઇ કાલે મેં શું શુભ કર્તવ્ય કર્યું હતું ? કારણ જો તેમ સ્મરણ ન થાય ને કાંઇ શુભ કર્તવ્ય ન થાય, તો આમ શુભ કાર્યની રાહ જોઇ સૂર્યનારાયણ કાંઇ બેશી રહેતા નથી, તે તો આપણા આયુષ્યનો એક દિવસ જેટલો ભાગ લઇ હમેશાં અસ્ત પામે છે. તો તેવા દિવસ ફોકટ ન ગાળવાની ખાતર હમેશાં પોતાના સત્યકૃત્યનું સરવૈયું કાઢી તૈયાર કરી રાખ્યું હોય તો વાર્ષિક હિસાબ વખતે ખોટો પડતો નથી. છતાં વર્ષની આખરે તે સરવૈયું તપાસવાની જરૂર છે. આખા વર્ષમાં કેટલાં સાકર્મો કર્યાં ? કેટલાં દાન કર્યાં ? પારમાર્થિક અન્ય કાર્યો કેટલાં કર્યાં ? કેટલી નીતિ વાપરી ? કેટલો સત્સમાગમ કર્યો? કયાં કયાં ઉત્તમ પુસ્તકો વાંચ્યાં ? અને સત્સમાગમ તથા ઉત્તમ પુસ્તકો દ્વારા શું શું બોધ ગ્રહણ કર્યો ? તેવા બોધને અનુસરીને શું શું વર્તણુંક ચલાવી ? તેમ હવે કેવી જાતની વર્તણુંક ચલાવવાની જરૂર છે ? ઉત્તમ વર્તણુંક દ્વારા ચાર પુરૂષાર્થમાંથી કયા પુરૂષાર્થરૂપ અખૂટ ધન, નીતિદ્વારા સંપાદન કર્યું ? કેટલી ધર્મમાં વૃત્તિ રાખી અને ધર્મમાં વૃત્તિ રાખતાં શું દ્રવ્ય મેળવ્યું ? તે દ્રવ્યદ્વારા

ધનતેરશને દહાડે જેમ ધનવાન લોકો સોનું, ચાંદી અને મોતી ખરીદે તેમ શું ઉત્તમ વસ્તુ ખરીદી ? તેનો ખરેખરો વિચાર કરવાનો છે.

કારણકે ધર્મ, અર્થ અને કામરૂપ ત્રણ પુરૂષાર્થે, નીતિદ્વારા સંપાદન કરી છેવટનું કર્તવ્ય, ધનતેરશને દિવસે જેમ ગૃહસ્થો સોનું, રૂપું અને મૌક્તિક ખરીદે છે, તેમ સોના ને રૂપારૂપ સત્વ અને રજોગુણને ન ખરીદતાં માત્ર મૌક્તિક દાગીનો અર્થાત્ (મુક્તિ) મોક્ષ રૂપ છેલ્લો ઉત્તમ પુરૂષાર્થ રૂપ અલંકાર ખરીદવાની જરૂર છે. તો જો, કે દરવર્ષે ગણાવેલા ત્રણ પુરૂષાર્થનો અડસટો કાઢતાં આ વર્ષના સરવૈયામાં તે પુરૂષાર્થ રૂપ દ્રવ્યનો નફો ન હોય તો હાંસલ ન હોવાથી મુક્તિરૂપ દ્રવ્ય કદાપિ ન લઈ શકાય, તો તે બાબતનો કદાપિ અફસોસ કરવો નહિ. પણ માત્ર એવી લાગણી રાખવી કે એ ખરૂં દ્રવ્ય સંપાદન કરીશું તો તે જ કામ આવશે. એ લાગણી જ છેવટે પાર પાડશે અને કોઇ વખત એવી દિવાળી આવી જશે કે જેમાં મુક્તિફળ ખરીદવાનો સમય આવશે કે જેથી તે અલંકારરૂપ ચોથો પુરૂષાર્થ સંપાદન કરી સમૃદ્ધિવાન બનવાનો વખત આવતાં આતશબાજી છોડવાને બદલે આંતસ અર્થાત્ અંતરની કામ ક્રોધાદિયુક્ત માયારૂપ આતસબાજી છોડવાને એટલે તજવાને કુદરતી ઉલ્લાસ થશે, ને ઉલ્લાસ થતાં કુદરતી જ્ઞાનમય રોશની (દિવાળીના દીવાઓ) અંતરમાં પ્રકટશે. તો ખરેખરી રીતે ઉપર જણાવેલું ખરૂં સરવૈયું દરવર્ષે અમારા વાચકવૃંદે તપાસી પછી ઉપર જણાવેલ ધર્માદિ ત્રિપુટી રૂપ સમૃદ્ધિ યુક્ત બનવાની કોશિશ કરી ચઢી સુવર્ણ રૂપ છેવટ રજ સત્વ આદિનો પણ ત્યાગ કરી તુરીયાવસ્થાની પ્રાપ્તિ રૂપ ચોથો પુરૂષાર્થ સિદ્ધ કરવા મોક્ષરૂપ દાગીનો ખરીદ કરવાને આતુરતા રાખવી

અને પછી આત્મજ્ઞાની ( આંતરિક કામક્રોધાદિયુક્ત માયા ) છોડી જ્ઞાનમય રાજ્યની પ્રકટી પૂર્ણાનંદ મગ્ન થયું.

(આર્યધર્મપ્રકાશ.)

---

## परित्याग ते शुं ?

એક વખત કોઈ રાજા અરણ્યમાં શિકારે ગયો. ત્યાં તેને એક મહાત્મા-ઋષિ મળ્યા. રાજાએ તેને સવિનય સાષ્ટાંગપ્રણામ કર્યો. અને " મુક્તિનો માર્ગ " પૂછ્યો.

" सर्वसंगपरित्यागः । "

આ વચનની રાજાના મનમાં એટલી બધી અસર થઈ કે એકદમ નમન કરી રજા લીધી, અને રાજધાનીમાં ગયો. રાજપાટ અને સકલ સમૃદ્ધિમાંથી મનને ખેંચી લઈ, પરિત્યાગનું પરમ સુખ અનુભવવા નિશ્ચય કર્યો. પછી તેણે વનમાં વસી ઈશ્વર ચિંતન કરવા પ્રતિજ્ઞા કરી અને ત્યાંજ એક પર્ણકુટી બાંધી નિવાસ કરવા લાગ્યો.

આમ કેટલાંક વર્ષો વીતી ગયાં પરંતુ તેને કશું જ્ઞાન પ્રાપ્ત થયું નહિ. ફરી ગુરૂ મહારાજ પાસે ગયો અને મુક્તિનો માર્ગ પૂછવા માંડ્યો. ગુરૂએ તેને

" सर्वसंगपरित्यागः "

એજ વચન ફરીથી કહ્યું.

રાજા પ્રણામ કરી જુદો પડયો અને વિચાર કરવા લાગ્યો કેઃ—" ઋષિજીનું કહેવું સત્ય છે, મેં સ્ત્રી, સંતાન, રાજ્ય, લક્ષ્મી અને સર્વ સત્તાનો ત્યાગ કર્યો, પણ હજુ આશ્રમ રાખું છું અને સંસારીની પેઠે વસુ છું, તેથી જ જ્ઞાન પ્રાપ્ત થતું નથી ને મુક્તિનો માર્ગ જડતો નથી."

આવો વિચાર કરી પર્ણકુટીને આગ લગાડી અને માત્ર ભૂમિ પર રહેવા લાગ્યો. શરીર તાપ—ટાઢથી એવું તો કૃશ થઈ ગયું કે રાજતેજ અથવા રાજચિન્હ સર્વ જતાં રહ્યાં; અને ધીરે ધીરે કેવળ દારૂપિંજરવત્ તેનું સર્વાંગ શિથિલ થઇ ગયું.

મુક્તિ મેળવવા આમ યથાશક્તિ અનેક યુક્તિઓ કરી, પણ તે પરમ સુખનો કશો પણ પત્તો મળ્યો નહિ. ફરીથી ગુરૂજી પાસે ગયો અને વિનંતી કરી કેઃ—" મહારાજ ! મને મુક્તિનો ગહન માર્ગ બતાવો." ગુરૂજીએ તો પ્રથમ કહેલા તે જ શબ્દો કહ્યા. રાજા મુંઝવણમાં પડયો અને વિચાર્યું કેઃ—" હવે મ્હારે તજવા જોગ શું છે ? "

" ઘર નથી, પૈસા નથી, સ્ત્રી નથી, વાહન નથી, વસ્ત્ર નથી,—કે જેથી સુખનાં સાધનો તો નથી; આમ છતાં મહારાજ ત્યાગનો જ ઉપદેશ કરે છે, તો મ્હારે હવે શું તજવું ?"

પછી વિચાર કરતાં ધ્યાનમાં આવ્યું કેઃ—" માત્ર એક જ પદાર્થ મારી કને છે અને તેનો ત્યાગ કરૂં તો પછી કશું ન રહે. એ પદાર્થ તેમજ પંચભૂતાત્મક સ્થૂલ દેહ છે; માટે દેહથી છુટો પડું. કેમકે આ દેહે અદ્યાપિ કાંઇ સત્સાધન કર્યું નથી. "

એમ કહી દેહને ધિક્કારતો કહેવા લાગ્યોઃ—

न ज्ञानमार्गो न च योगमार्गो ।
न कर्ममार्गो न च भक्तिमार्गः ॥

न साधुसंघात् किमपि श्रुतं मया ।
शरीर ! हे निस्तर यत् त्वयाकृतम् ॥

મતલબ કે જ્ઞાનમાર્ગ, યોગમાર્ગ, કર્મમાર્ગ, અને ભક્તિમાર્ગનું હે શરીર ! તેં સેવન કર્યું નહિ; સાધુના સમુદાય પાસેથી પણ કાંઈ ધર્મમાર્ગ સાંભળ્યા નહિ; તો તું જ તારૂં કર્યું ભોગવ.

વળી સ્મરણ થયું કે:—" દેહનો ત્યાગ કરતાં ઘણા ભક્તોને સર્વજ્ઞ ભગવાને ભાવ સહિત ભેટી દર્શન દીધાં છે; અને ભવબંધન દૂર કરી મુક્તિનું અક્ષય સુખ આપ્યું છે. " ઈત્યાદિ.

પછી એકદમ ઉઠ્યો અને ઊંચા કોટ જેવા ટેકરા પર ચ્હડી, નીચે પડી પ્રાણત્યાગ કરવા તૈયાર થયો ! આટલામાં ગુરૂ મહારાજ ત્યાં આવ્યા ને પ્રશ્ન કર્યો કે " શા પ્રયત્નમાં છે ? "

રાજા:—" હું માત્ર આપની જ આજ્ઞાને અનુસરૂં છું. આસક્તિરૂપ અંધકારથી અલગ થઇ, ઈશ્વરસાનિધ્ય થવા તત્પર છું. અને આપના વચન પર પૂર્ણ વિશ્વાસ છે ને તેથી જ ધારૂં છું કે જો આ નાશવંત દેહનો હું ત્યાગ કરીશ તો મોક્ષમાં અગાધ અને અખંડ સુખને પ્રાપ્ત થઇશ. "

ઋષિ:—"તું ખરો મુમુક્ષુ છે, એમાં કાંઇ શક નહિ; પરંતુ મ્હારાં વચનોનો તેં વિપરીત અર્થ કર્યો, તે માટે મને બહુ આશ્ચર્ય થાય છે. વિચારવું જોઇએ કે, અજ્ઞાન અવસ્થામાં જો આ શરીર છુટી જાય તો પુનર્જન્મ થતાં ફરી શરીર ધારણ કરવું પડે; અને એમ થયું તો પછી મુક્તિ ક્યાં રહી ? તારો ત્યાગ અને વૈરાગ્ય વખાણવા યોગ્ય છે, પણ વિવેક વગર અર્થનો અનર્થ થયો છે. ખરો પરિત્યાગ દેહનો પાત કરવાથી નથી. પરંતુ મનની વાસના અને આસક્તિઓને મારવી એ જ

ત્યાગ અને વૈરાગ્ય છે. પરિત્યાગનું માત્ર એક વાક્ય તેં સાંભળ્યું પણ તેનું રહસ્ય પૂછ્યું નહિ, તેથી તે સમજવામાં આવ્યું નથી. હવે તું સંસારનાં કાર્યોમાં સુખેથી ગુંથાએલો રહે, પણ તારા અંતરને તેમાં આસક્ત થવા દઈશ નહિ. પરિત્યાગનો મુખ્ય અંતરભેદ તે એ જ છે. વળી—

" સંસારમાં સરસો રહે ને મન મ્હારી પાસ,
" સંસારમાં લેવાય નહિ તે જાણ મ્હારો દાસ.

આ વચન અર્જુનપ્રત્યે શ્રીકૃષ્ણે કહેલાં છે. તે પ્રમાણે મનુષ્યોએ મુખ્યત્વે કરી વિવેકને વિસરવો નહિ; ને ત્યાગનો વિચાર કરી, અયોગ્યને તજી યોગ્ય માર્ગે ચાલવું. માનસિક પરિત્યાગ પ્રાકૃતિક પરિત્યાગથી વધારે સુલભ છે. માટે તે પર લક્ષ આપવું એ થોડું આવશ્યક નથી.

(પ્રબોધભારત)

---

## સુભદ્રા અને શૈલજા.



મોરસળીના ઝાડ નીચે જાણે ચંદ્રકિરણોનો ગાલીચો બિછાવ્યો હોય તેવી ચાંદની પથરાઈ રહી છે. શૈલજા અને સુભદ્રા એક બીજીને આલિંગન દઈને બેઠી છે. શૈલજાને ચુમ્બન કરી સુભદ્રા બોલી: " બહેન;" તું હવે હમેશાં મ્હારી પાસે જ રહે, મને છોડીને જઈશ નહીં; હું તને જવા નહીં દઉં. ચૌદ વર્ષ થયાં પાર્થ અને હું તારી ચિંતા કરીએ છીએ. વાસુકીએ તને મારી નાખી હશે એમ સમજી વ્યાકુળ ચિત્તે અમે તારે માટે વખતો વખત શોક કરતાં

હતાં. વળી અમને લાગતું કે, એ વનપુષ્પ કોઈ પણ અજ્ઞાત સ્થળે રહી પોતાની સુવાસ ફેલાવતું હશે, અને મનુષ્ય આધીના તપેલા આત્માને શાન્તિ આપતું હશે. તું કયારેક પણ મળીશ એવી આશા અમને હતી જ. તેં હરણી પ્રમાણે વનમાં અહીં તહીં ભટકીને અત્યંત દુઃખ સહન કર્યું છે. હવે તું અમને છોડીને ના જઇશ.”

શૈલજા થોડો વખત સ્તબ્ધ થઈ રહી અને પછી બોલીઃ “ બ્હેન, તું મને પ્રથમ એ કહે કે કેવળ વનમાં જ દુઃખ છે? ઘરમાં—જે ઘરના આંગણામાં કુરુક્ષેત્રના જેવો ઘોર સંગ્રામ મચી રહ્યો છે ત્યાં—શું સુખ છે ? ”

સુભદ્રાનું મુખ ગંભીર થયું અને વિસ્તૃત નેત્ર અલૌકિક પ્રભાથી ઉજ્જવલ થયાં. તે બોલીઃ “ શૈલજા, આ જગત્ સુખ માટે આતુર થયેલું છે, સુખની શોધ કરવી એ જ જગત્‌ની સ્થિતિ અને ગતિ છે. આ જગત્‌નો નિર્માણકર્તા જેમ સુખમય છે તે જ પ્રમાણે તેની સૃષ્ટિ પણ સુખમય છે. મનુષ્યને ઇચ્છિત સુખ મળતું નથી અને તે માટે રૂદન કર્યા કરે છે. તેને સમજાતું નથી કે મનુષ્યનું સુખ ઘરમાં, વનમાં, ધનમાં, રાજ્યમાં કે તપશ્ચર્યામાં નથી. ”

શૈલજાએ પૂછયું, “ ત્યારે સુખ છે શામાં ? ”

સુભદ્રા—“ તારા આ પ્રશ્નનો ઉત્તર આ જગત્ અનન્ત રૂપે આપે છે. સિંહનું સુખ સિંહત્વમાં છે, પશુનું સુખ પશુત્વમાં છે, પુષ્પનું સુખ પુષ્પત્વમાં છે, અને બ્હેન, મનુષ્યનું સુખ મનુષ્યત્વમાં છે. ”

શૈલજાએ ફરી પ્રશ્ન કર્યો, "અને મનુષ્યત્વ તે વળી શું?"

સુભદ્રા—"આત્મા, મન અને શરીર મળીને મનુષ્ય થયું છે. આ ત્રણે વિભૂતિના ચરિતાર્થમા મનુષ્યત્વ છે જે નીતિ વડે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વૃત્તિનું પોષણ થાય છે તે જ માનવધર્મ. સ્વધર્મપાલન કરવામા આસક્ત રહી એ વૃત્તિઓના ચરિતાર્થમાં મનુષ્ય જે પ્રમાણે પ્રવૃત્ત થાય છે તે પ્રમાણે તેને મનુષ્યત્વ અને નિર્મલ સુખ પ્રાપ્ત થાય છે."

શૈલજા—"દેવિ, આ મનુષ્યત્વ અથવા સ્વધર્મસાધન વનમાં પ્રાપ્ત ન થાય કે?"

- સુભદ્રાએ શાન્તિથી કહ્યું "બ્હેન, આ ધર્મનું ઉત્તમ ક્ષેત્ર ગૃહ છે. અને આ ધર્મનુ મંદિર લોકહિતના, કિબહુના, સર્વ પ્રાણીમાત્રના હિતના પાયા ઉપર રચાયેલું છે."

શૈલજા—"ત્યારે તો બ્હેન, તું વનમા ચાલ. આ આખા જગતમાં લોકહિત સાધવાનું વિશાળ ક્ષેત્ર વનના જેવું બીજું કોઇ નથી. આ ભારત ભૂમિ જે પ્રજાની પિતૃભૂમિ છે. તે અનાર્યો આજ ક્યાં છે અને તેમની દશા કેવી થઈ છે તે જો. તે રાજ્ય અને ઘર વગર ના થઇ ગયા છે. તેમને પૂરતું ખાવાનું પણ મળતુ નથી અને વનવ ગડામાં પશુ પ્રમાણે અહીં તહીં ભટકે છે આજ આર્યલોકો દેવોની પેઠે સામ્રાજ્ય અને સુખનો ઉપભોગ કરે છે, તેમના આજ કેટલા શાસ્રો છે, કેટલા આશ્રમ છે! તેમના અદૃષ્ટાકાશમા સૂર્યોદય થઇ બધે પ્રકાશ ફેલાઇ રહ્યો છે. અને બિચારા અનાર્યોને ઘોર અમાસની કાળીરાત્રિ છે. બ્હેન, શું આ આમજ ચાલશે? હે પતિતપાવન નારાયણ! આ પતિત જાતિ ઉપર તું કૃપા દૃષ્ટિ નહીં કરે? નાનપણમાં મારા પિતા મને કહેતા કે 'સુખ ધર્મમાં છે અને ઇન્દ્રિઓનુ દમન કરવું એ ધર્મની સરણિ છે. રાજ્યધન મારે ન જોઇએ! મારી શૈલજા ધર્મની રાણી થશે. તે અનાર્યોની ધર્મ તરફ પ્રવૃત્તિ કરી હરિનામામૃતનો

વરસાદ વરસાવશે અને અનાર્ય લોકોનું રક્ષણ કરશે. ધર્મ સિવાય અનાર્યોનો ઉદ્ધાર થવાનો નથી. ' પરન્તુ બ્હેન, હું અનાથ છું, મારાથી શું થાય ? પ્રથમ મ્હારૂં મન અર્જુન ઉપર બેઠું અને તેના સ્નેહ માટે હું ગાંડી થઇ હતી; પરન્તુ એ સ્નેહને જલદી જ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થયું. વનમાં અર્જુનની પ્રતિમા સ્થાપન કરીને હું તેની ઉપાસના કરવા લાગી. "

સુભદ્રા—" શુદ્ધ સ્નેહ એ સ્વર્ગનું એક પગથિયું છે. જેમના સ્નેહમાં આસક્તિ અથવા વાસનાની યત્કિંચિત પણ છાયા નથી તેઓ દેવની પેઠે પૂજ્ય છે. "

શલજા—" થોડા દિવસ ઉપર દ્વૈપાયનમુનિ આ દાસીની ઝુંપડીએ આવ્યા ત્યારે મ્હારી તપશ્ચર્યા સફળ થઇ. તેઓ અન્તર્જ્ઞાની હોવાથી મારો મનોભાવ સમજી બોલ્યા, ' શૈલજા, તારી પાર્થપૂજા સિદ્ધ થઈ, હવે સ્નેહસાગર નારાયણની પૂજા કર. તારા મનમાં વાસનાનો લેશ પણ રહ્યો હશે તો તેથી નષ્ટ થશે અને તું પરમ શાન્તિ પામીશ." મેં તેમને પૂછ્યું, 'નારાયણ વિચારશક્તિને પણ અગમ્ય છે, તો તેને હું જાણું કેવી રીતે ? ને તેની પૂજા પણ કરૂં શી રીતે ?' તેમણે કહ્યું ' તો પછી આ યુગના અવતાર કૃષ્ણની પૂજા કર. પાર્થને કૃષ્ણમાં અને કૃષ્ણને નારાયણમાં લય કર. પરન્તુ 'વત્સે, તેં આ યોગિનીનો વેશ કેમ ધારણ કર્યો છે ?' મેં તેમને સાષ્ટાંગ નમસ્કાર કરી કહ્યું, ' એ મારૂં જીવનવ્રત છે. અમૃતથી ભરેલા આપના જ્ઞાનસાગરમાંનું એક બિન્દુ પણ મને મળવું ન જોઇએ કે ? આ દાસીને જ્ઞાનસાગરમાંનું એક બિન્દુ તો ગળવા દો. હું વનમાં ભટકી મારૂં જીવનવ્રત પાળીશ. ' તેમણે ગદ્ગદ કંઠે જવાબ આપ્યો ' ત્યારે તું કૃષ્ણ નામનું કીર્તન કર. પક્ષીની પેઠે વનમાં ફરીને એ પતિતપાવન નામનું કીર્તન કરવાથી જ અનાર્યોનો ઉદ્ધાર થશે. એ સિવાય બીજો મન્ત્ર હું જાણતો નથી. ' અશ્રુજલ વડે તેમના ચરણને નવરાવતાં મેં કહ્યું, ' મને એ મન્ત્રની દીક્ષા અને આપના આશ્રમમાં સ્થાન આપો.

હું સેવિકા થઈ આપની સેવા કરીશ.' આ પ્રમાણે મને ગુરૂઆશ્રમમાં સ્થાન મળ્યું. હવે દેવિ, મને તારા ચરણમાં સ્થાન દે."

શૈલજા વિહ્વળ થઇ સુભદ્રાને પગે પડી. સુભદ્રાએ તેને હૃદય સાથે ચાંપીને કહ્યું " શૈલજા, તારૂં પાદતીર્થ જ મારે માટે યોગ્ય સ્થાન છે. નારાયણ, તારી અગાધ લીલા મનુષ્યથી કેવી રીતે સમજી શકાય ? વનભૂમિનો ઉદ્ધાર કરવા સારૂ, શૈલજાની ગૃહ તરફ વહેનારી પતિપ્રેમ રૂપ ગંગાને અટકાવી, તેનું વહેન તેં વન તરફ વાળ્યું ! ચાલ બહેન, આપણે બેઉ વનમાં તેમ જ ગૃહમાં કૃષ્ણના નામનું કીર્તન કરીએ. આખું જગત કૃષ્ણનામનું ગાન કરશે, ધરણી કૃષ્ણસ્નેહમાં નિમગ્ન થશે, પતિતપાવન સ્નેહની ગંગા આર્યભૂમિ અને વનભૂમિનો ઉદ્ધાર કરવા માટે પૂર જોસથી વહેશે "

રાત્રિ પૂરી થવા આવી એટલે શૈલજાએ કહ્યું, " હવે મારે જવું જોઇએ. જની વખતની આ દાસીની તારા ચરણ પ્રત્યે એક વિનન્તિ છે. 'કાલે અભિમન્યુને રણસંગ્રામમાં જવા નહિ દઉં, તેને માતૃસ્નેહના દઢ બન્ધનવડે બાંધી રાખીશ,' એટલું તું મને વચન આપ."

સુભદ્રા—" તે શા માટે ?"

શૈલજા—" કૌરવોએ એવી ગોઠવણ કરી છે કે વીરધર્મનો ત્યાગ કરી અધર્મે યુદ્ધ કરીને કુમારને કાલે રણમાં મારવો અને દુર્જય ગાંડિવનું બળ હરી લેવું."

સુભદ્રા—" એ અન્ધપુત્રો હજી સમજતા નથી કે ગાંડિવનું બળ અભિમન્યુ તરફનું નથી પણ નારાયણ તરફનું છે. શૈલજા, ધર્મયુદ્ધ એ ક્ષત્રિયોનો સનાતન ધર્મ છે. હું પાર્થની પત્ની અભિમન્યુની માતા–કૃષ્ણની બહેન–કુમારને ધર્મયુદ્ધથી પરાઙ્‌મુખ કરી અધોગતિને માર્ગે જાઉં કે ? "

-લજા જવા લાગી. સુભદ્રાએ તેને અતિ આગ્રહથી ઘરમાં બોલાવીને કહ્યું, “ આર્યોની શક્તિ સુભદ્રા છે અને અનાર્યોની શક્તિ શૈલજા છે. જે દિવસે ગંગા અને યમુનાના સંગમ પ્રમાણે આર્ય અને અનાર્યોની શક્તિનો સંગમ થઈ તેઓ એક થશે અને ધર્મસામ્રાજ્યની સ્થાપના થશે. તે દિવસે હું તારી પાસે આવીશ. તેમ થતાં સુધી જે જે ઉદાત્ત ધર્મ હું શીખી છું, તેની સાધના કરીશ. ત્યાં સુધી સુભદ્રાનું કર્મક્ષેત્ર ગૃહ અને શૈલજાનું કર્મક્ષેત્ર વન થઈ રહેશે. ”

એટલામાં કૃષ્ણ ધીમે ધીમે આવી તેમની સામે ઉભા રહ્યા. શૈલજા અને સુભદ્રા તેમના પગમાં પડી કૃષ્ણની ઐશ્વર્યયુક્ત મૂર્તિ આકાશ તરફ જોઈ સ્થિર ઉભી રહી.

પ્રભુ, તું તેજ પ્રમાણે ઉભો રહે. તારૂં સ્વરૂપ અમને આંખો ભરીને જોવા દે. આર્ય અને અનાર્યની શક્તિનું સંમિશ્રણ થઈ તારા ચરણમાં તેનો સંગમ થાય એવું ભારતનું નિર્માણ હોય એવી તારી ઈચ્છા હોય તો હે પ્રભુ ! તું તે જ પ્રમાણે ઉભો રહે અને. આંખો ભરીને તારૂં સ્વરૂપ અમને જોવા દે.

( શ્રી કૃષ્ણજીવન--ભાગવત ધર્મ. )

---

## श्री रामकृष्ण परमहंस.

---

આ સર્વ દર્શનો અને જુદા જુદા ધર્મોના સાક્ષાત્કાર પછી એ એવા નિશ્ચય ઉપર આવ્યો કે સર્વ ધર્મ ખરા છે, જો કે દરેક અખંડ સચ્ચિદાનન્દની જ એક બાજુ સિદ્ધ કરે છે. આ જુદા જુદા ધર્મો-

માંનાં દરેક એને એ અદ્વિતીય એક ( બ્રહ્મ ) ને પહોંચવાના માર્ગ જણાયા.

આ બધા સમયમાં એ વાત તદ્દન ભૂલી ગયો કે પોતે પરણેલો છે. જેને પોતાના શરીરના અસ્તિત્વનું જ ભાન નહોતું એવાને માટે એ અસ્વાભાવિક નથી. એટલામાં એ કન્યા સત્તર અઢાર વર્ષની થઇ હતી. એણે લોકવાર્તાથી એવું સાંભળ્યું હતું કે તેનો સ્વામી ગાંડો થયો છે, એથી એ ઉંડા શોકમાં હતી. પછી વળી સાંભળ્યું કે તે એક મહાન્ ધાર્મિક પુરુષ થયો છે. તેથી તેને તેણે શોધી કાઢવાનો અને પોતાનું ભાવી તેની પાસેથી જ જાણવાનો નિશ્ચય કર્યો.તેની માતાની આજ્ઞા લઇ ત્રીસ કે ચાળીસ મ.ઇલ ચાલની દક્ષિણેશ્વર ગઈ. રામકૃષ્ણે તેનો બહુ ભાવપૂર્વક સત્કાર કર્યો; પણ કહ્યું કે પૂર્વનો રામકૃષ્ણ તો મરી ગયો છે, અને નવો રામકૃષ્ણ કોઇ પણ સ્ત્રી ઉપર પોતાની સ્ત્રી તરીકે દૃષ્ટિ કરી શકે એમ નથી એણે કહ્યું કે આ વખત પણ હું તારામાં મારી માતા ( કાલી ) ને જોઉં છું અને ગમે તેટલો પ્રયત્ન કર્યો છતાં હું બીજું કશું જોઇ શકતો નથી. તેણે તેને માતા કહી બોલાવી પુષ્પ-ધૂપાદિથી તેની પૂજા કરી. બાળક જેમ પોતાની માતા પાસેથી માગે છે તેમ તેણે આશીર્વાદ માગ્યો અને ઉંડી સમાધિમાં પડયો. આ સ્ત્રી જે આવા ધર્મવીરને કેવળ શોભે તેવી હતી. તેણે તેને કહ્યું: 'મારા સ્વામી તરીકે હું તમારી પાસે બીજું કાંઈ જ નહિ પણ એટલું જ માગું છું કે ઈશ્વર સાક્ષાત્કાર કરવાનું મને શીખવો અને તમારી પાસે રહેવા તથા તમને રાંધી ખવરાવવા અને તમ રા આરોગ્ય અને સુખાર્થે જે કંઇ મારા થી થઇ શકે તે કરવા મને પરવાનગી આપો.' તે દિવસથી તે મંદિર ના ચોગાનમાં રહી અને એના સ્વામીએ જે જે શીખવ્યું તે કરવા મંડી મથુરાનાથે દસ હજાર રૂપિયાની રકમ તેને ( સ્ત્રીને ) અર્પણ કરી પણ તેનો સ્વામી સુવર્ણ અને સુખનો ત્યાગ કરી પૂર્ણતાને પામ્યો છે અને પોતે પણ તેને અનુસરવાનો નિશ્ચય કર્યો છે એટલે તે કશા-ની સ્પૃહા કરતી નથી એમ કહી તે સ્વીકારવાની તેણે ના પાડી. તે હજી

પોતાના ચારિત્ર્યની શુદ્ધિ અને બળને માટે પૂજાતી, ધર્મ અને પૂર્ણતામાં પોતાની જાતિનાં બીજાંઓને સહાય કરતી, પોતાના સ્વામીને સાક્ષાત્ ઈશ્વરનો અવતાર માનતી, અને તેના સ્વામીએ જે કાર્યનો આરંભ કર્યો હતો તે આગળ ચલાવવાનો યત્ન કરતી અદ્યાપિ હયાત છે.

'જ્યારે ગુલાબ ખીલે છે અને તેનો સુગંધ ચારે તરફ વર્ષાવે છે ત્યારે મધુકરો સ્વયં આકર્ષાઈ એકઠાં થાય છે. મધુકરો પૂર્ણ ખીલેલા ગુલાબને શોધે છે, ગુલાબ મધુકરોને શોધવા જતો નથી.' રામકૃષ્ણનું આ વચન એના જીવનમાં વારંવાર સિદ્ધ થયું છે. સર્વ પંથના અને જાતના ખરા ભાવવાળા સંખ્યાબંધ મનુષ્યો ઉપદેશ લેવાને 'આત્મધાર' પીવાને તેની પાસે એકઠા થવા માંડ્યા. આરુણોદયથી તે રાત્રિ પડતા સુધી એને ખાવાનો કે પીવાનો અવકાશ ન હોતો, એટલો બધો એ લાખ્ખો મનુષ્યોને ઉપદેશ કરવામાં, સમજાવવામાં અને તેમની આત્મક્ષુધા તથા આત્મતૃષારૂપી આકાંક્ષાઓ પુરી પાડવામાં રોકાયો રહેતો. અદ્ભુત યૌગિક શક્તિ અને મહાન્ વિદ્વત્તાવાળા મનુષ્યો પણ આ અખંડિત દક્ષિણેશ્વરના પરમહંસ પાસે શીખવા આવતા; અને એની અદ્ભુત વિશુદ્ધિથી, બાળકના જેવી સાદાઈથી, કેવળ નિસ્વાર્થતાથી અને જે સરળ ભાષામાં એ ધર્મ અને તત્વજ્ઞાનનાં પરમ સત્યો પ્રતિપાદન કરતો તે સર્વથી તેમને એટલી બધી અસર થઈ કે તેઓએ તેને પોતાના ગુરુરૂપે માન્યો. પણ જ્યાં સુધી બાબુ કેશવચંદ્રસેન એને મળ્યો અને એના વિષે લખ્યું ત્યાં સુધી કલકત્તાના લોક એને જાણતા નહિ.

રામકૃષ્ણના ઉપદેશનો ટુંકસાર અને તેનાં થોડાં ધર્મ વચનો કે જે કેશવચંદ્રે પ્રસિદ્ધ કર્યાં, તે આ પરમહંસ ઉપર ચારે તરફથી લોકોનો રસ ઉત્પન્ન કરવાને બસ હતાં, અને કલકત્તાના સંખ્યાબંધ ઉચ્ચ કેળવણી પામેલા પુરુષો તથા અમીર કુટુંબની સ્ત્રીઓ આ અદ્ભુત યોગી પાસેથી ઉપદેશ લેવાને આવવા લાગ્યાં. રામકૃષ્ણે સ્હવા-

રથી રહાંજ સુધી તેમને ઉપદેશ કરવા તથા તેમની સાથે વાર્તાચિત કરવા માંડ્યું. રાત્રિએ પણ એને આરામ ન હોતો, કારણ કે કેટલાક વધારે ભાવવાળા તેની સાથે રાત્રિ ગાળતા. નિદ્રા ભુલી જઇ, ભક્તિ, જ્ઞાન વા પોતાના અનુભવ સંબંધે, તથા પોતે એ અનુભવે શી રીતે પહોંચ્યો એ વિષે તેમની સાથે અખંડ વાત કરતો. આવા સતત શ્રમથી એના શરીર ઉપર અસર થવા લાગી, છતાં એ વિશ્રામ લેતો નહિ. દરમિયાન સ્ત્રીપુરુષોનો સમૂહ હમેશ વધતો અને પોતે પણ આગળની માફક જ કરતો ગયો. જ્યારે વિશ્રામ લેવાને લોકો એને આગ્રહ કરતા ત્યારે એ કહેતો: 'જો સર્વ જાતનાં શારીરિક દુઃખ અને મૃત્યુ સુદ્ધાં સહન કરીને એક પણ આત્માને હું મોક્ષ પમાડી શકું તો સહસ્રવાર હું તે ખુશીથી સહન કરીશ.'

સને ૧૮૮૫ ની શરૂઆતમાં જેને અંગ્રેજીના ડાક્તર લોકો 'ક્લેર્જિમેન્સ થ્રોટ' એટલે એક પ્રકારનો ગળાનો રોગ કહે છે તેનાથી એ પીડાવા માંડ્યો' જેમાંથી ધીમેધીમે 'કેન્સર (ગણુ) થયો. એને કલકત્તે લઇ જવામાં આવ્યો અને બાબુ મહેન્દ્રલાલ સરકાર વગેરે જેવા ઉત્તમ ડાક્તરોનો ઉપચાર કર્યો, જેમણે તેને સખ્ત મૌન પાળવાની સલાહ આપી; પણ તે નિરર્થક! સ્ત્રીઓનાં અને પુરુષોનાં ટોળેટોળાં જ્યાં જ્યાં એ જતો ત્યાં ત્યાં એકઠાં થતા, અને તેના મ્હોંનો એક એક શબ્દ સાંભળવાને વાટ જોઇ રહેતાં, અને તેમના ઉપર દયાને લીધે એ ઉપદેશ કર્યા કરતો. ઘણીવાર પોતાના શરીરનું અને રોગનું ભાન ભૂલી જઈ સમાધિમાં ડુબી જતો, અને પાછો જાગ્રત થતાં આગળની માફક બોલ્યા જ કરતો. જ્યારે એના ગળાનો માર્ગ પણ એટલો બધો સંકોચાઇ ગયો કે પ્રવાહી ખોરાક પણ એ ઉતારી શકતો નહિ, ત્યારે પણ એ બોલવાનો યત્ન બંધ કરતો નહિ એ ભય રહિત અને આનન્દમગ્ન રહેતો. આખરે સને ૧૮૮૬ ના ઓગસ્ટ માસની ૧૬મી તારીખે રાત્રિના દશ વાગ્યે સમાધિનિષ્ઠ થયો, જેમાંથી તે ફરીથી ઉઠ્યો જ નહિ. એના શિષ્યોએ પ્રથમ એને હમેશ જેવી સમાધિ ધારી. એવી

સમાધિ તે હમેશાં કરતો; જેમાં ઉત્તમ ડાકતરો પણ નાડીનો વેગ વા હૃદયનું ધબકવું જોઇ શકતા નહતા. પણ અફસોસ કે એમનું ધારવું ભૂલ ભરેલું હતું.

મથુરાનાથે દક્ષિણેશ્વરનું દેવાલય તથા પચીસ હજાર રૂપીઆની વાર્ષિક પેદાશ થાય એટલી મિલકત એને સ્વાધીન કરવા દેવાની વારંવાર વિનંતિ કરેલી પણ તે તેણે સ્વીકારેલી નહોતી અને તે કહેતો કે તમે જો તમારી બક્ષીસ સ્વીકારવા મને આગ્રહ કરશો તો મારે અહીંથી ન્હાસી જવું પડશે, બીજી વખત બીજા ગૃહસ્થે પચીસેક હજાર રૂપીઆ અર્પણ કરવા ધારેલા પણ તેનું પણ એજ પરિણામ આવ્યું હતું.

(રામકૃષ્ણ પરમહંસનું જીવનચરિત્ર અને બોધવચનો.)

## बालकोनी केलवणी माटे खरा जवाबदार कोण ? शिक्षक के मावाप ?

થોડા વખત ઉપર સુરતમાં એક ઇનામ મેળાવડાના પ્રસંગમ મુંબાઇની હાઇકોર્ટના ન્યાયાધિશ સર નારાયણ ગણેશ ચંદાવરકરે એક ભાષણ આપ્યું હતું, જેમાંથી અગત્યના મુદ્દા નીચે આપવામ આવે છેઃ–

" મુંબાઈથી અત્રે આ મેળાવડાનું પ્રમુખપદ લેવા આવતાં મને ઘણી ખુશાલી ઉપજી છે. પ્રીન્સીપાલ સાહેબે પોતાના રિપોર્ટમ જણાવ્યું છે; કે એક ન્યાયાધિશનો હોદ્દો ગુલાબના ફૂલના બિછાના જેવો નથી; પરંતુ ઘણી મુશ્કેલ ફરજો બજાવવાની હોવાથી માણસની ઊંચામાં ઊંચી શક્તિઓની કસોટી કરનારો છે. આમ કહેવું વાજબી હશે; છતાં મારે કહેવું જોઇએ કે એક ન્યાયાધિશની ફરજો કરતાં એક શિક્ષકની ફરજો વધારે મુશ્કેલ છે. તેનું કાર્ય મુશ્કેલ અને ભારે જવાબદારી વાળું છે, એટલું જ નહિં પણ જે સંજોગોમાં

તેને કામ કરવું પડે છે, તે સંજોગો પણ ઘણા વિકટ છે. સાધારણ રીતે એક શાળાના માસ્તરને માટે આપણે ઊંચો અભિપ્રાય ધરાવતા નથી. આપણાં બાળકો તેની પાસે ભણવા જાય છે; અને જ્યારે તેઓ નિશાળમાં અગર નિશાળની બહાર ગેરવર્તણુંક ચલાવે છે ત્યારે આપણે તેને જવાબદાર ઠરાવીએ છીએ. આવા પ્રસંગોમાં આપણે તેને મદદ કરતા નથી; તેની મુશ્કેલીઓ દૂર કરવા તેને સાહાય્ય કરતા નથી; તેમ તેના તરફ દિલસોજી બતાવતા નથી.

હાલમાં ઈંગ્લાંડ, ફ્રાન્સ, અમેરિકા જર્મની વગેરે દેશોમાં કેળવણી સંબંધી ઘણી ચર્ચા ચાલે છે એવું કહેવામાં આવ્યું છે, અને તે કહેવું વાસ્તવિક પણ છે, કે **અઢારમી સદી એ પુરુષોની સદી હતી, ઓગણીસમી સદી સ્ત્રીઓની સદી હતી; અને વીસમી સદી એ યુવાન માણસો તથા બાળકોની સદી છે.** વીસમી સદીમાં દરેક મુલકમાં કેળવણીના સવાલને વધુ અને વધુ અગત્ય અપાતી જાય છે; અને તે સવાલની અગત્ય હિંદુસ્તાનમાં જેટલી છે, તેટલી બીજે કોઈ સ્થળે નથી. વળી આ જમાનાની આજુ બાજુની દુનિયાના સુધારા વધારાને લીધે આપણા દેશમાં તે સવાલ ઘણો જ ગુંચવણ ભરેલો થઇ પડયો છે. આ ઘણા જ અગત્યના સવાલ ઉપર પુરતું ધ્યાન આપવાની આપણી ગંભીર ફરજ છે; અને તે પ્રમાણે નહિ કરીશું તો આપણા દેશને માટે ઘણી અસુધારી મુશ્કેલીઓ ઉભી થશે. આપણા આર્થિક, રાજદ્વારી, સાંસારિક તથા ધાર્મિક સુધારાઓ આપણા કેળવણી સંબંધી સવાલના નિવેડા ઉપર આધાર રાખે છે; અને તે દરેક દિશામાં આપણું ભવિષ્ય આપણા કેળવણીની બાબતમાં કરેલા સુધારા ઉપરથી બંધાશે.

આપણે આપણા યુવકોની વર્તણુંક સંબંધી ફરીઆદ કરીએ છીએ અને તેનો ઠપકો શિક્ષકોને શિર નાંખીએ છીએ; પરંતુ તે કોઇ શિક્ષકની પોતાની ફરજો બજાવવાની નિષ્ફળતાને લીધે નથી; પણ

આપણી ભાષાપો તરીકે ફરજ બજાવવાની નિષ્ફળતાને લીધે છે. સૌથી સારા શિક્ષક કોને કહેવો, તેનો વિચાર હિંદનાં જુનાં ધાર્મિક પુસ્તકોમાંથી મળે છે. આ વિચાર પુસ્તકોમાં લખવામાં આવ્યો હતો, એટલું જ નહિ પણ તેને એટલી હદ સુધી વહેવારૂ બનાવવામાં આવ્યો હતો કે જેવું અગાઉ કોઇ પ્રજામાં બન્યું નહોતું. એક શિક્ષકની ફરજ માત્ર બુદ્ધિબળ ખીલવવાની જ નહિ; પરંતુ સદ્વર્તન ખીલવવાની પણ હતી. એકલા બુદ્ધિબળથી જ કોઇપણ પ્રજા પોતાની ઉન્નતિ જાળવી શકી નથી. એક ઉપનિષદ્‌માં જણાવેલું છે કે જે કોઇ માણસ માત્ર વિદ્યા અને જ્ઞાન મેળવવામાં જ મચ્યો રહેશે, તો તેની ઉન્નતિ થશે નહિ. નેપોલીઅન જો કે ગમે તેટલો મહાન્ હતો છતાં તેનામાં આપણે જેને ખરૂં મનુષ્યત્વ કહીએ છીએ તે નહોતું.

હું બુદ્ધિમાન છોકરા કરતાં નીતિમાન છોકરાને વધારે પસંદ કરૂં છું. એક માણસે જો પોતાની જાતનો પુરેપુરો વિકાસ કરવો હોય તો તેણે પોતાને વિસારવો જોઇએ. આમ કહેવું વિચિત્ર લાગશે; પણ આપણી આખી જીંદગી તેવી જ છે. જો તમે તમારો ખોરાક પચાવવા માગતા હો, તો તમારે તમારા શરીરને મહેનત આપવી જોઇએ. આ દુનિયામાં મહેનત વગર કાંઇ મળતું નથી. એક પુસ્તકનો અભ્યાસ કરવાના સંબંધમાં પણ તે પ્રમાણે છે. કોઇપણ પુસ્તકનો બરાબર અભ્યાસ કરવા માટે તેના લખનારના જેવી લાગણીઓ આપણા મનમાં ઉત્પન્ન કરવી જોઇએ. જો તમે શેકસપીઅર, મિલ્ટન, બેકન અગર બીજા કોઇ ગ્રંથકારનું પુસ્તક વાંચતા હો તો તે પુસ્તકના વિચારોનું બરાબર મનન કરજો. પરંતુ તે વિચારો વ્યવહારમાં મુકતા પહેલાં તેની યોગ્યાયોગ્યતાની બરાબર તુલના કરજો.

કેળવણીના પ્રશ્ન ઉપર ફરીથી વિચાર કરતાં મને સમજાય છે કે તે પ્રશ્ન જાતે એટલો બધો વિકટ નથી, પણ આપણે તેને વિકટ બનાવીએ છીએ. આપણે માનીએ છીએ કે આપણા યુવાન છોકરાઓ-

શાળાઓમાં મોકલીને તેઓની ફી આપીને, અને વર્ષમાં એકાદ બે વખત તેઓના અભ્યાસ સંબંધે તપાસ કરીને આપણે આપણી ફરજ સંપૂર્ણ બજાવીએ છીએ; પરંતુ તેમ નથી. આપણે સ્કૂલ—માસ્તરને મદદ કરવી જોઇએ. **આપણે પોતે જ આપણા ઘરામાં શિક્ષકઅનવું જોઇએ. આપણે તેઓની આગળ નમુનેદાર વર્તનાને દાખલો રજુ કરવો જોઇએ.** નિશાળના શિક્ષણમાં ગમે તેટલો સુધારો કરવામાં આવે અગર નિશાળોમાં ગમે તેટલાં નીતિના પુસ્તકો પુરાં પાડવામાં આવે; તો પણ તેથી ઝાઝો ફાયદો થવાનો નથી. સારાં પુસ્તકોનો ઉપયોગ છે; પરંતુ તેઓ એકલાં કેળવણીના પ્રશ્નનો નિવેડો કરે તેમ નથી. આ સંબંધમાં એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે; અને તે એ છે કે યુવાન માણસો આપણા કરતા વધારે બીડા અને ચકોર હોય છે. એક અનુભવી શિક્ષકે એક વેળા જણાવ્યું હતું કે તેના પોતાના વિદ્યાર્થીઓ તેને શીખવતા હતા વિદ્યાર્થીઓની બુદ્ધિ ઘણી તિવ્ર હોય છે. આ વિચાર મેં પચીશ વરસના જાતી અનુભવ ઉપરથી બાંધ્યો છે. હું એક શિક્ષક નથી, કે કેળવણીના વિષયનો ચિંતક નથી; પરંતુ તેના માણસોના સહવાસમાં હું આવેલો છું. મને તો ખાત્રી થઇ છે કે કેળવણીના કામમાં હાલ જે ગુંચવણ ઉભી થઇ છે; તેમાં શિક્ષકોનો દોષ નથી; પણ આપણો દોષ છે. આપણે માબાપો સમજી શકતા નથી કે જુવાન માણસોના મગજ ઉપર શાળાઓ કરતાં વધારે અસર ગૃહોમાં તેમ સંસારમાં આપણે નીપજાવીએ છીએ. જુવાન માણસો કોઇ પણ જગ્યાએથી શિક્ષણ લે છે. છેવટે શ્રી-શીપાલને તથા તેમના વિદ્યાર્થીઓને આજના સ્નેહસંમેલન દેખાવ માટે અભિનંદન આપી પ્રાચીન મુનિ નારદના શબ્દોમાં સલાહ આપીશ કે **"ખરાબ માણસોની સંગત તજી દેજો, દગાબાજીને ધિક્કારજો, તેમ જુઠું બોલવા ઉપર ફિટકાર નાંખજો", હમેશાં ઉદાર દિલનાં માણસોનો સહવાસ રાખજો, બીન-સ્વાર્થી અને જાતી ભોગ આપનારા થજો.**

( ન્યાયમૂર્તિ સર ચંદાવરકરનું ભાષણ સાંજવર્તમાન ઉપરથી. )

# ચોરીની જૂદી જૂદી જાતો.

૧. કોઇ પાસેથી ઉધાર લઇને પાછું આપવું નહીં તે ચોરી કરવા બરાબર છે.

૨. પોતાની શકિત ન હોય છતાં મોટા મોટા સટ્ટા ને વેપાર કરવા તે ચોરી કરવા બરાબર છે.

૩. પોતાની ફરજ બજાવવામાં ખામી રાખવી અથવા લાંચ લેવી તે ચોરી કરવા બરાબર છે.

૪. જાણી જોઇને ચોરીનો માલ રાખવો તે ચોરી કરવા બરાબર છે.

૫. ઉછીના લીધેલા પૈસા કે બીજી કાંઇ વસ્તુઓ પાછી ન આપવી તે ચોરી કરવા બરાબર છે.

૬. પોતાનું કરજ મુદતસર ન ચુકાવવું તથા મજુરીના પૈસા વખતસર ન આપવા તે ચોરી કરવા બરાબર છે.

૭. મજુરોની મજુરીના પૈસા કે નોકરોના પગારમાં પાછળથી કાપકુપ કરવી તે ચોરી કરવા બરાબર છે.

૮. રસ્તામાંથી મળેલી વસ્તુનો ધણી શોધી કાઢવાનો મહેનત ન કરવી ને તે વસ્તુ પોતે પચાવી પાડવી તે ચોરી કરવા બરાબર છે.

૯. કોઇને કાંઇ ચીજ આપવાની કબુલાત આપી હોય, અને પાછળથી તે ચીજ તેને ન આપીએ તો ચોરી કરવા બરાબર છે.

૧૦. વિશ્વાસથી કોઇએ કાંઇ સોંપેલું હોય તે પાછું ન આપવું એ ચોરી કરવા બરાબર છે.

૧૧. કોઇપણ નાની કે મોટી બાબતમાં કોઇનાપણ સાથે કાંઇ ઠગાઈ કરવી તે ચોરી કરવા બરાબર છે.

૧૨. ખોટા પૈસા ચલાવવા કે સિક્કા ઉપર કલાઇ ચડાવવી તે ચોરી કરવા બરાબર છે.

૧૩. ખોટા દસ્તાવેજોમાં સહીઓ કરવી કે સાક્ષી કરવી તે ચોરી કરવા બરાબર છે.

૧૪. ખરીદી કરવા માટે પાસે પૈસા ન હોય છતાં પણ માલ તૈયાર કરવાનો હુકમ આપવો એ ચોરી કરવા બરાબર છે.

૧૫. માલધણી આંકડો ચુકવવા આવે ત્યારે કાંઇ કાંઇ બહાનાં કાઢી તેમાંથી કાપકુપ કરવી એ ચોરી કરવા બરાબર છે.

૧૬. ખોટાં તોલ, માપ ને બરત રાખવાં; જેમકે શેર; પાલી, ને ગજ વધારે ઓછાં રાખવાં તે ચોરી કરવા બરાબર છે.

૧૭. વસ્તુઓમાં ભેળસેળ કરવી; જેમકે ખાંડમાં લોટ, ઘીમાં ડોપરેલ, તેલ કે ચરબી, દાણામાં કાંકરા કે રાખ, દુધમાં પાણી અને રૂમાં કાકળ, વસાણ વગેરેનો ભેળ કરવો તે ચોરી કરવા બરાબર છે.

૧૮. પુરકો લેવા આવે તેમાં ખોટા પૈસા ચલાવી દેવા એ ચોરી કરવા બરાબર છે.

૧૯. ભરતમાં નાંખીને ચુકી ગયેલા આંકડાઓ પાછા ચુકાવવાની તજવીજ કરવી તે ચોરી કરવા બરાબર છે.

૨૦ જે હુદ્દો ચલાવવાની આપણામાં લાયકાત ન હોય તે હુદ્દો લઇ બેસવું; જેમકે વૈદકશાસ્ત્ર જાણ્યા વિના વૈદ્ય થઈ બેસવું, નાતની ખટપટ ન આવડે છતાં પણ નાતના શેઠ થઈ બેસવું, નાણું માંડતાં ન આવડે છતાં મહેતાગીરીનું કામ લેવું, અને રાજ ચલાવતાં ન આવડે છતાં રાજા થઇ બેસવું એ ચોરી કરવા બરાબર છે.

૨૧. આપણે ગરીબ ન હોઇએ છતાં પણ ગરીબાઈનો દેખાવ કરી ભીખ માગવી એ ચોરી કરવા બરાબર છે.

૨૨. વિમાકંપનીઓને ઠગવા માટે ખોટા વિમા ઉતરાવવા, માલમાં આગ લગાડી દેવી ને ખોટા દાવા બાંધવા તે ચોરી કરવા બરાબર છે.

૨૩. લોકાચાર ને દેશાચાર ફરી ગયા હોય તે સારૂં કરીને લોકરૂઢી પ્રમાણે હા એ હા કર્યા કરવું અને પોતે સમજતાં છતાં પણ શાસ્ત્રોના સાચા અર્થ લોકોને ન સમજાવવા એ ચોરી કરવા બરાબર છે.

૨૪. જુગારમા તથા બીજી રમતોમાં ખોટા પાસા ચલાવવા તે ચોરી કરવા બરાબર છે.

૨૫. પોતાની દવામાં કાંઈ માલ ન હોય છતાં પણ તેની ઉપર સારૂં સારૂં લાગે તેવાં બનાવટી ખોટાં લેબલો ચોઢવાં અને ભભકભરી જાહેર ખબરોથી લોકોને ઠગવા એ ચોરી કરવા બરાબર છે.

૨૬. ચાકરી રહેતી વખતે કબુલત આપી હોય તે કરતાં કામ ઉપર મોડું જવું એ ચોરી કરવા બરાબર છે.

૨૭. શેઠ કે મુનિમ હાજર ન હોય ત્યારે આળસુ થઇને કામ ન કરવું એ ચોરી કરવા બરાબર છે.

૨૮. પોતાની પાસે માગનારને વખતસર નાણાં ન આપવાં તે; જેમકે નોકરને વખતસર પગાર ન આપવો, ઘરવાળાને મુદતસર ભાડું ન આપવું અને બીજા લોકોનાં વખતસર બીલ ન ચુકવવાં, એ ચોરી કરવા બરાબર છે.

૨૯. પોતે નોકરી માટે કબુલ કરેલા ટાઇમની અન્દર બીજાઓ સાથે ગપ્પાં મારવાં, નૉવેલો વાંચવાં, છાપાં વાંચવાં, અથવા નાટકોનાં ... લલકારવાં એ પોતાના શેઠના વખતની ચોરી કરવા બરાબર છે.

# पेटलाद श्रीसयाजीज्युबिलीबोर्डिंगहाउसके गरीब विद्यार्थीफंडमें मीलीहुइ मदद.

पेटलाद श्री सयाजी ज्युबिली बोर्डिंग हाउसके गरीब *विद्यार्थीयोंकु बरोडा, मुम्बइ, पुना आदि हिन्दुस्तानके स्थलोमें* विद्याभ्यास करनेके लीये आश्रय देनेके शुभ हेतुमें स्थापित कीया हुआ, 'गरीबविद्यार्थीफंड' में मारवाड देशके लाडणु गांवके निम्न लीखीत उदार सज्जन गृहस्थोंने पद्मराज छोगाभाइके जरीये मदद किहुंइ इसलीये इनका महोतम उपकार मानते है.

रु. २१) श्रीमान् शेठजी हुकमचंदजी चीमनारामजी
१२) ,, इन्द्रचंदजी बेगानी.
१५) ,, जीवनमलजी चन्दनमलजी.
११) ,, मोतीलालजी पृथ्वीराजजी.
११) ,, मुल्तानमलजी मालमचंदजी.
११) ,, कोडामलजी माणकचंदजी.
११) ,, शोभाचंदजी सूतोडीया
११) ,, जीतमलजी मालमलजी कोठारी
५) ,, सांवतरामजी मगनीरामजी.
५) ,, मगनचंदरजा सुनार.
५) ,, अलखमलजी मुल्तानमलजी.
५) ,, गिरिधारीलालजी हुकमचंदजी.
५) ,, बिशनचंदजी भोपतरामजी.
५) ,, जीवराजजी छोटुलालजी.
५) ,, छगनमलजी नेमचंदजी.
५) ,, मनोहरचंदजी तनसुखलालजी.
५) ,, सुंदरमलजी सुनार.
४) ,, दादामलजी लक्ष्मीनारायणजी.
४) ,, पन्नालालजी सोभाचंदजी.
२) ,, बाबुजी ए. के. मुकरजी डॉक्टर

१) ,, मोतीचंदजी महादानजी भनसाली.
१) ,, घमंडीरामजी रीखबचंदजी.
२) ,, पुरणमलजी मनसुखदासजी.
२) ,, डायमलजी माणेकचंदजी,
२) ,, गोविंदराम अनंदराजी सूनार.
२) ,, सूरजमलजी सुखदेवजी.
२) ,, भारमलजी रामनारायणजी, गांव मिनी.
२) ,, कालुरामजी ताराचंदजी गांव नींबी.
१) ,, श्री रायचंदजी भैरुबक्षजी सुनार. गांव नीं
१) ,, सोमाचंदजी जोगड.
१) ,, तनसुखलालजी सुनार
१) ,, तखतमलजी लक्ष्मीनारायणजी सुनार.
१) ,, परतापजी सूनार
१) ,, बखतावरमलजी सूनार.
१) ...जी नंदजी.
१) ,, ...दानजी.
१) ,, स... गीरधारीलालजी.
१) ,, हनुमा... मोहनलालजी.
१) ,, भोलाराम... ...देवजी.
१) ,, केवलरामजी चुनीलालजी.
१) ,, हरखचंदजी सीतारामजी.
१) ,, सुखदेवजी धीया.
१) ,, लक्ष्मीनारायण झंवर.
१) ,, तुलसीरामजी खटेड.
१) ,, बखतावरमलजी सुखलालजी भैया.
१) ,, मूलचंदजी सुगरमलजी सरावगी.
१) ,, रामचंद्र पन्नालाल.
१) ,, नेमचंदजी भैरूंलालजी.
०॥ ,, मींजरानजी रायचंदजी

# ગદ્યપદ્યસંગ્રહ.

"નથી વિદ્વતા વાપરી દેશ હાજે, નથી વાપરી પાઈ એ લોક કાજે;
નથી કામ કીધાં સ્વદેશાભિમાની, વૃથા જન્મ ખોયો કરી શી કમાણી?"

પુસ્તક. ૪. માર્ગશિર્ષ. ૧૯૫૮. અંક ૨.

વિષય. **અનુક્રમણિકા.** પૃષ્ટ.




સંગ્રહ કરી પ્રસિદ્ધ કરનાર:

**અમ્બાઈદાસ બાબરભાઈ પટેલ.**

વડોદરા વત્સલ પ્રેસમાં હીરાલાલ હીમતલાલે છાપ્યું—વડો

વાર્ષિક મુલ્ય રૂ. ૧-૦-૦ ટપાલ સાથે.

## શ્રી સ. જ્યુ. વૉ. દા. ના વિદ્યાર્થીઓની વાર્ષિક પરીક્ષાનું પરિણામ.

ધોરણ ૭મું અ.

| | ધ. | સં. | ગુ. | ઇ.ભૂ. | ગ. | કુલ |
|---|---|---|---|---|---|---|
| | ૧૫૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૫૦ | ૬૦૦ |
| ૧ છોટાભાઇ મગનભાઇ અમીન | ૭૭ | ૪૫ | ૩૫ | ૨૬ | ૬૯ | ૨૫૨ |
| ૨ મણિભાઇ ચુનીભાઇ અમીન | ૫૫ | ૪૬ | ૨૧ | ૩૦ | ૫૪ | [illegible] |
| ૩ સુબુધરાય નાથજીભાઇ ભટ્ટ | ૭૯ | ૫૪ | ૩૩ | ૩૯ | ૫૦ | ૨૫૫ |
| ૪ અમૃતલાલ અમરસિંહ ઇનામદાર | ૪૬ | ૩૧ | ૨૮ | ૨૧ | ૫૦ | ૧૭૬ |
| ૫ +છોટાભાઇ ભાવાજી પટેલ. | ૭૦ | ૭૯ | ૩૫ | ૫૭ | ૧૦૩ | ૩૪૪ |
| ૬ છોટાભાઈ નાથાભાઇ પટેલ | ૪૭ | ૫૦ | ૩૩ | ૨૦ | ૪૮ | ૧૯૮ |
| ૭ છોટાભાઇ રણછોડભાઈ પટેલ. | ૬૯ | ૭૧ | ૩૪ | ૨૩ | ૬૩ | ૨૬૦ |
| ૮ પુંજાભાઇ શંકરભાઈ પટેલ. | ૬૯ | ૩૮ | ૩૩ | ૩૩ | ૫૮ | ૨૩૧ |
| ૯ ગોવર્ધનભાઇ તુલસીભાઇ પટેલ. | ૭૯ | ૩૭ | ૪૪ | ૨૭ | ૭૧ | ૨૫૮ |
| ૧૦ પુરૂષોત્તમ હાથીભાઇ પટેલ. | ૬૫ | ૪૫ | ૩૩ | ૧૮ | ૭૬ | ૨૩૭ |
| ૧૧ હરિભાઇ ઉમેદભાઇ પટેલ. | ૭૨ | ૫૨ | ૩૩ | ૩૩ | ૫૯ | ૨૪૯ |
| ૧૨ લલ્લુભાઇ લક્ષ્મીદાસ પટેલ. | ૬૨ | ૫૪ | ૩૩ | ૩૫ | ૮૬ | ૨૭૦ |
| ૧૩ મગનભાઇ બેચરભાઇ પટેલ. | ૫૩ | ૬૬ | ૪૦ | ૩૩ | ૬૬ | ૨૫૮ |
| ૧૪ પ્રહ્લાદ ભાવાજી પટેલ. | ૬૧ | ૪૧ | ૩૦ | ૨૬ | ૪૧ | ૧૯૯ |
| ૧૫ શિવાભાઇ રણછોડભાઇ પટેલ. | ૫૦ | ૫૮ | ૨૭ | ૩૦ | ૫૫ | ૨૨૦ |
| ૧૬ *ઓચ્છવલાલ લલ્લુભાઈ શાહ | ૮૬ | ૫૧ | ૩૨ | ૪૫ | ૮૬ | ૩૦૦ |
| ૧૭ †સાંકળચંદ જેઠાભાઇ શાહ. | ૮૮ | ૭૩ | ૩૩ | ૫૪ | ૯૮ | ૩૪૫ |
| ધોરણ ૭મું બ | | | | | | |
| ૧૮ ×ચુનીલાલ માણેકલાલ ચોકસી, | ૬૫ | ૪૨ | ૫૮ | ૩૩ | ૭૦ | ૨૬૮ |
| ૧૯ જમાલ હીરજી ખોજા. | ૮૩ | ૫૬ | ૪૧ | ૩૫ | ૫૦ | ૨૬[illegible] |
| ૨૦ ×ગોકળભાઇ છોટાલાલ પંડ્યા. | ૭૬ | ૬૯ | ૩૫ | ૩૫ | ૭૯ | ૨૯[illegible] |
| ૨૧ છોટાભાઇ નાથાભાઇ પટેલ, | ૪૪ | ૩૩ | ૬૭ | ૩૫ | ૩૦ | ૨૦[illegible] |
| ૨૨ છોટાભાઇ વાઘજીભાઇ પટેલ. | ૫૭ | ૪૬ | ૩૩ | ૩૩ | ૫૦ | ૨૧[illegible] |
| ૨૩ ગોવર્ધનભાઇ નારાયણભાઇ પટેલ | ૭૧ | ૪૧ | ૩૩ | ૩૫ | [illegible] | [illegible] |
| ૨૪ જેઠાભાઇ રાયજીભાઈ પટેલ. | ૪૩ | ૩૫ | ૩૩ | ૩૫ | [illegible] | [illegible] |
| ૨૫ જીવાભાઇ શંકરભાઈ પટેલ. | ૬૮ | ૨૬ | ૨૦ | ૩૦ | [illegible] | ૨૧[illegible] |
| ૨૬ ત્રિભોવનદાસ ભાવાજી પટેલ | ૬૦ | ૪૦ | ૩૩ | ૩૩ | [illegible] | ૨૧[illegible] |
| ૨૭ મણિભાઈ છોટાભાઈ પટેલ. | ૬૧ | ૨૬ | ૩૩ | ૩૩ | [illegible] | [illegible] |
| ૨૮ મોતીભાઇ હરિભાઇ પટેલ. | ૬૭ | ૪૪ | ૧૯ | ૨૩ | [illegible] | ૨૧[illegible] |
| ૨૯ ×મણિભાઈ ઇશ્વરભાઇ પટેલ. | ૮૦ | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |

## ( દોહરો. )

જનમીને આ જગતમાં, લીધો તેં શું સાર;
કીધું શું જનનું ભલું, રે ! મન તેહ વિચાર. ૧

પ્રીત ધરી પરમાર્થ પર, નીતિ થકી નિર્ધાર;
રાખી રૂડી રીત શી ? રે ! મન તેહ વિચાર. ૨

ન્યાય નેહને વિનયથી, વિશ્વ વિષે વ્હેવાર,
રાખ્યો રૂડો કેટલો, રે ! મન તેહ વિચાર. ૩

સત્ય સાચની સંગથી, ભક્તિ ગણી સુખકાર;
નિર્દોષ મનેથી થઇ, રે ! મન તેહ વિચાર. ૪

લોભ વિષે લુબ્ધા ને, લેવા લાભ અપાર;
લોલુપતા રાખી હૃદે, રે ! મન તેહ વિચાર. ૫

ક્રુરતાના આવેશમાં ભૂલી સાર–અસાર;
શાનમાં લટક્યો કેટલું ? રે ! મન તેહ વિચાર. ૬

ક્રોધે ભરી અજ્ઞાનમાં, જપતા જગદાધાર;
રાખી તેં રતિ કેટલી ? રે ! મન તેહ વિચાર. ૭

સ્વારથ ને પરમાર્થ પર, પૂર્ણ ધરીને પ્યાર;
સ્વધર્મ પાળ્યો કે નહિ ? રે મન તેહ વિચાર. ૮

ખળ દુર્જન ત્યાગી સહુ, શીલગુણો સુખકાર;
મન નિર્મળ રાખી શકયે, રે ! મન તેહ વિચાર. ૯

નિંદા વાદ પ્રમાદ ત્યમ, તજિને વિષય વિકાર;
વશ ઈન્દ્રિયો તેં કરી, રે ! મન તેહ વિચાર. ૧૦

પ્રેમ મલિન મન મૂકીને, ધરી દેશપર પ્યાર;
શી મ્હેનત અંતે કરી, રે ! મન તેહ વિચાર. ૧૧

દુરાચાર દુરવાદથી, દૂર કરી દરકાર;
ફરજ બજાવી ધિરજથી ? રે ! મન તેહ વિચાર. ૧૨

સુખદુખ આસ્ત ઉદય અમુક–વખતે વારંવાર;
કાળચક્ર માથે ભમે, રે ! મન તેહ વિચાર. ૧૩

સ્વપ્નરૂપ સંસારમાં, સત્ય ઈશ આધાર;
મોહ મમત મદ મૂકીને, રે ! મન તેહ વિચાર. ૧૪

સ્નેહી સંબંધી સકળજન, છે મતલબનાં યાર;
આખર કો તારૂં ખરૂં ? રે ! મન તેહ વિચાર. ૧૫

મૃત્યુ અંતે સર્વને, મોડું વેહલું લેનાર;
સુકૃત પાપ સંગાથે છે, રે ! મન તેહ વિચાર. ૧

આશાથી પરવશપણું, જાય સુયશ વિસ્તાર;
પશ્ચાત્તાપ પછી થશે, રે ! મન તેહ વિચાર. ૧

વિત્ત વાવર કર સરવદા, પ્રીતે પર ઉપકાર;
તો વિશ્વે શુભ નામના, રે ! મન તેહ વિચાર. ૧

ક્રોધ કુબુદ્ધિ દૂર કર, વૃથા વાદ વદનાર;
પળ પણ એક અમૂલ્ય છે, રે ! મન તેહ વિચાર.

જ્ઞાન ધ્યાન ધરિ ઇષ્ટનું, શ્રેષ્ટ પંથ સ્વીકાર;
નષ્ટ કષ્ટ જેથી થશે, રે ! મન તેહ વિચાર.

# વિધવા બ્હેન બાબાંને.

વ્હાલી બાબાં ! રૂદન કરવું એય છે એક લ્હાણું !
મ્હાણ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું !
મૃત્યુ થાતાં તર્પણ કરવું દહવું એય લ્હાણું !
આશા રાખી મરણ પછી ને જીવવું એય લ્હાણું ! ૧

સમ્બન્ધીના મરણ પછી ના સર્વ સમ્બન્ધ તૂટે,
બ્હેની ! આંહીં વિરહ જ ખરો ચિર સમ્બન્ધ ભાસે;
તે પ્રેમી જે પ્રણયમયના જોઇ સ્હાણે વિયોગે.
મીઠું કિન્તુ ક્ષણિક જ નહીં સ્વપ્ન સંયોગ તો છે. ૨

ઉ વૈધવ્યે વધુ વિમલતા બ્હેન ! સૌભાગ્યથી કૈં !
ઉ ભક્તિમાં વધુ વિમલતા, બ્હેન ! શૃંગારથી કૈં !
બાબાં ! વ્હારા મૃદુ હૃદયને એથે વૈધવ્ય આપી,
ઊંચે ઊંચે તુજ હિત જશે લેઇ ધીમે ઉપાડી. ૩

ના બોલું—આ તુજ હૃદયનાં અશ્રુ હું લૂછવાને,
શાને લૂછું હૃદયશુચિના આંસુડા શાખવે જે ?
વ્હાલી બાબાં ! કુદરતકૃતિ સર્વદા હેતુવાળી,
ઇચ્છે દેવા અનુભવ પ્રભુ સર્વને સર્વ વ્હાલી ! ૪

બાપુ ! આ સૌ સુખ દુખ તણી વેડ નાખી નથી કૈં,
આ તો એકે કુદરત તણો માત્ર કલ્યાણકારી:
આ પ્હાડો જે પથિક સહુને આવતા માર્ગમાં ત્યાં
ચઢવાણાં ભ્રમિત ન બને કિન્તુ સૌન્દર્ય જોતાં ૫

આ કૂંડાળું કુદરત તણું જોઇ કોઇ શકે, તો
ના ના જોશે કંઇ વિષમતા કિન્તુ સીધાઈ લીસી;
ટૂંકી દૃષ્ટિ જનહૃદયની અલ્પ ખરો જ જોતી,
ને તેથી આ સુઘટ સરખી દિસતી ડાઘવાળી. ૬

આંખો ! જોને નયન ભરીને આંસુથી એક ફેરવા !
આંખો ! જોને સુભગ રચના વિશ્વની એક વાર !
વ્હાલા સાથે નિરખતી હતી આજ જો એકલી હું;
આંખો ! ખુલ્લું હૃદય કરી લે. એ જ ઇચ્છ્યું હરિનું. ૭

જોને, બાપુ ! તુજ જિગરનો મિત્ર તો ત્યાં વિલાસે,
તારો ચ્હેરો ગત હૃદય એ ત્યાંય ઉભું વિભાસે !
એ ફેલાયું ઉદાર્ય સઘળે કિન્તુ તું બિન્દુ તેનું,
આડું આવ્યું પડ નયનને તોય એ વારિ ત્હારું. ૮

વ્હેની ! આવાં પડ પછી પડો આવતાં જાય આડાં,
અન્તે આડાં પડ ચીરી થઇ પાર જાતાં સહુ ત્યાં;
તુને મ્હારી પ્રિય સખી ત્યહીં હુંન જાશે કદાપિ,
એવું એ કૈં શુભ જ કરવા ઈશ ઇચ્છે કદાપિ. ૯

રે ! તો સાથે તમ હૃદયનાં આંસુડે અહો બન્ને,
જે ખાડી તે ભણી લઇ તમે આવજો સાથ બન્ને;
આંખો ! તું એ શીખાણ કરી આ પાઠ ઔદાર્યનો, ને
મ્હારી વ્હાલી પ્રિય અમુલને દોરજે આજ માર્ગે. ૧૦

( કલાપીનો કેકારવ. )

# जसमानी गरबी.

( રાગ—પુનમ ચાંદનીનો. )

આજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણી રે,
સાચો સમજો પેલો મોડી સીદ્ધરાજ,
જેની કીર્તિ વ્યાપી રહી આ જગમાં ઘણી રે— ૧

તેણે ટેકો કાજે વન કુવા બંધાવીઆ રે;
મોટાં માનસરોવર દેવળ— ઘણાં વિશાળ,
પાળી સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવીઆ રે— ૨

તેણે પાટણ પાસે એક સરવર ખોદ્યું રે,
ખોદે ખાડા ત્યાં તો માળવી ઓડણ અનેક,
નાંખે ઓડણો મટોડાં માથે લઈ પણ રે— ૩

પાળે વડની ડાળે ઝુલે બાળક પારણે રે,
માટી લેતાં જસમા ઝુલાવે નીજ બાળ,
વળતાં મુખડું પેખી જાય કુંવરને વારણે રે— ૪

સાહે ચેપે ફરતાં રાજાએ દેખી પરી રે,
જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર,
પાસે જઈને રાજા કહે છે સુણ તું સુંદરી રે— ૫

'માટી સારવાને આ કોમળ કાયા કરી નથી રે,
પાળે બેસીને તું રીઝવ તારું બાળ,
બીજી ઓડણો છે કામ કરે તારી વતી રે'— ૬

જસમા કહે છે 'રાજા કામ કરી ખાવું ગમે રે,
સુજને બેસી રહેતાં વાધે અંગે રોગ,
મારા નવરા દહાડા બેઠે નવ નીંઠે કદી રે'— ૭

'જસમા જંગલમાં વસવાને તું સરજી નથી રે,
મારા નગર તણો તું આવીને જો જોગ,
પાટણપુરની શોભા હું તુજને શું કહું કથી રે.'— ૮

'નગરે અંધારી ઃ શેરી ને ઉંચી મેડીઓ રે,
તેમાં માણસ આડે ચાલ્યાનો નહીં માગ,
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓ રે.'— ૯

'જસમા માણસ બહુ દેખીને શું ઘેલી બને રે,
તારા હલકા ગનમાં ઉડે હલકા ઘાટ.
ન કળે ખાખરની ખીસખોલી સાકરસ્વાદને રે.'— ૧૦

'રાજા મેલાં મન માણસનાં મેલાં શહેરનાં રે
મેલી ગલીઓમાં બહુ મારે છે દુર્ગંધ,
મેલાં ઝેર તણાં જીવો તે જીવે ઝેરમાં રે.'— ૧૧

જસમા રાજના દરબારો તેં દીઠા નથી રે,
તમાં બાગ બગીચા ખીલે ફુલ ગુલાબ;
મોટા હોજ ફુવારા ઉડે આવે જોસથી રે.'— ૧૨

'રાજા જંગલ આગળ બાગ બગીચા ધુળછે રે,
જેવો સુરજ આગળ તારાનો ચળકાટ,
મારા જંગલની મોજે તો મોંઘે મુલ છે રે.'— ૧૩

'જસમા જંગલની વાતો તું આજ વીસારજે રે
મીઠાં નરધાં ને સારંગી કેરા સુર,
ગાયન સુણવાને કાજે તું મહેલ પધારજે રે.'— ૧૪

'રાજા નવ રીઝું સારંગી કેરા સુરથી રે,
મેના મોર ઝંપયા ટેવ્યા છે મુજ કાન
વાતો કોયલના ટૌકાની તો કહેની નથી રે '— ૧૫

' ઓઢણું આવો તો ઉતારું મેડી માળીએ રે,
રહેજો મિત્ર સહોદર સર્વ સબંધી સાથ,
તમને પ્રિય જનો માનીને નિશદીન પાળશું રે'— ૧૬

' મારે ઓઢણાને ઉતરવા જોઇએ ઝુંપડી રે,
મેડી માળે ચડતાં મુજને આવે ફેર.
પડતાં પગ ભાગે ને કાયા થઈ જાય કુબડી રે.'— ૧૭

' ઓઢણુ આવો તો પીરસાણું મેવા ક્રુરમાં રે,
ઝુલે હાથી ઘોડા ગુર્જરપતિને દ્વાર,
તેને દેખીને હરખાશે ઓઢણું ઉરમાં રે.— ૧૮

' મારે ઓઢણાને તો વાણુ જોઈએ ઘેંસનાં રે
રાજા શુ છે મારે હય હાથીનું કામ,
દહીં ને દુધ મજેના મારે બુરી ભેંસનાં રે.'— ૧૯

' ઓઢણુ માગી લ્યોને આછા થાણુ ઓઢણા રે
હીરા માણેક મોતી સોનાના ભંડાર,
આવી કંચન વરણી કાયાપર શોભે ઘણાં રે.'— ૨૦

' છાયલ ટકશે આછાં થાણુ તો ફાટી જશે રે,
નાખું ઘાસ ચહોડી ગઠી કંઠે હાર,
પહેરું ફુલ તણી માળા તો પરસ્યો રીઝશે રે.'— ૨૧

હંસમા કહે છું મુજને કેવો છે તારો પતિ રે
તારા જેવી સમજુ નારી જેને ઘેર
એના જેવો સુખીઓ આ જગમાં બીજો નથી રે.' ૨૨

'પેલો કેઇ કણીને કામ કરે મારો પતિ રે,
જેના મોળીયામાં ખડકે છે બહુ ફુલ,
જેની કોદાળીના ઘાથી ધરતી ધ્રુજતી રે'— ૨૩

'જેને કામ કરતાં એ ન્યાળે તારા ભણી રે,
એના મનમાં તારો પુરો નહીં વિશ્વાસ,
તારી ખુશ ન જાણે જસમા એ તારો ધણી રે.' ૨૪

'રાજા રાણાને ભય લેશ નથી સંસારમાં રે,
મારા પતિને મારો સંપુરણ વિશ્વાસ,
હું તો અન્ય જનોને ભાઇ ગણી રહું ભારમાં રે'— ૨૫

'જસમા રાણી ને રાજાને હું તાબે કરૂં રે,
મોટા મહારથી પણ ન આપે સામો બોલ,
તારા આગળ હું નવ અમલ ચલાવવા આદરૂં રે.'— ૨૬

'રાજા કાયા ને માયા પર બળ નૃપનું વસ્યું રે
પ્રભુએ જીવ ધર્યો છે હુંદો કાયામાંય,
મારે ભુપતણું પણ તે પર ન ચાલે કશું રે.'— ૨૭

'જસમા દઢતા તારી દેખી વિસ્મય થાય છે રે.
આવાં દંપતીને પણ આખર હોય વિયોગ
મિથ્યા આ જગના સુખ માટે મન મુંઝાય છે રે.'— ૨૮

'રાજા કોઇ ન જાણે કાલે મારૂં શું થશે રે,
એવી અલ્પ જીન્દગી માટે આ સૌ લોક,
રૂડી રહેણી સુખ પરલોકે પુરણ આપશે રે. ૨૯

એવું કહીને જસમા ટોપલી લઇ પાછી ફરી રે
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ,
થઇ છે જસમાના પતિવ્રતની જેને ખાતરી રે ૩૦

૩૦. ઑફિસના સિપાઈઓ કાગળો પહોંચાડતાં વાર લગાડે, સુતારો પોતાને માટે છોડીઆં પાડવા સારું વધારે લાકડાં છોલી નાંખે, અને દરજી કાપલા સારુ કરીને જરૂર કરતાં વધારે કટકા પાડે તો તે ચોરી કરવા બરાબર છે.

૩૧. જાહેર સભાઓમાં ગરબડ કરવી કે સત્સંગની મંડળીઓમાં નકામી વાતો કરવી તે ચોરી કરવા બરાબર છે.

૩૨. ચોરી કરનારની ચાહીને ચોરી છુપાવવી એ પણ ચોરી કરવા બરાબર છે.

ભાઈઓ, આવી સેંકડો પ્રકારની નાની નાની ચોરીઓ છે. તેમાંથી ઘણીએ ચોરીઓ પ્રસંગોપાત આપણાથી પણ થઈ જાય છે. આપણને આમાંથી કેટલીક ચોરીઓ નાની લાગશે; જેમ કે: નોકરી ઉપર મોડું જવાય, કામના વખતે પણ છાપું વાંચી લેવાય, કે ઘરના ભાડા માટે એવો ધક્કા ખાયા કરે તેની આપણે દરકાર કરતા નથી, પણ એ ચોરી કરવા બરાબર છે; અને ચોરોની શિક્ષા કાંઈ નાની નથી. માટે દરેક બાબતમાં આપણે આપણી ફરજ વધારે ચોકસપણે બજાવી શકીએ એવી ખાસ તજવીજ રાખવી જોઈએ; અને જેવું આપણે આપણું પોતાનું ભલું ઇચ્છીએ છીએ તેમ જ સૌનું ભલું ઇચ્છી આપણે કોઈએ પણ કોઈપણ જાતની ચોરી કરવી જોઈએ નહીં, એ દુનિયાના બધા ધર્મોનો સિદ્ધાન્ત છે; ને એ મહાન્ પ્રભુનો હુકમ છે. માટે મન, વચન કે કર્મથી કોઈ પણ જાતની ચોરી ન થઈ જાય એ સંભાળજો.

( સ્વર્ગની કુચી )

---

# हृदयनी प्रफुल्लता अने खिन्नता.

एकोऽहमसहायोऽहं कृशोऽहमपरिच्छदः ।
स्वप्नेऽप्येवं विधा चिंता मृगेन्द्रस्य न जायते ॥

હૃદયની પ્રફુલ્લતા! ખરેખર હૃદયની પ્રફુલ્લતા મનુષ્યનું જીવન છે. જો જીવનની દોરી લંબાવવા ઇચ્છતા હો તો હૃદયને પ્રફુલ્લ રાખો. જેવું હૃદય પ્રફુલ્લ તેવું મન, તેવું શરીર, તેવું જીવન અને તેવું બધુંય પ્રફુલ્લ થાય છે. હૃદયની પ્રફુલ્લતા એ જ ખરૂં સુખ અને હૃદયની ખિન્નતા એ જ ખરૂં દુઃખ. હૃદયની પ્રફુલ્લતા વાળાં માણસો દુઃખના સમયમાં પણ ચ્હેરા ઉપર હસવું લાવી શકે છે, પરંતુ હૃદયની ખિન્નતા વાળાં મનુષ્યો આનન્દના પ્રસંગમાં પણ ખુશાલીના પ્રકાશનો નાશ કરેછે. હૃદયની **ખિન્નતાનું કારણ શું છે? માત્ર આત્માની નબળાઈ. માત્ર સ્વંસત્તાની ખામી.** તે ખિન્નતાનું પોષણ કરે છે! એકવાર તેની સામે થાઓ એટલે તેને ઘા માથાં પડેલાં તે રણક્ષેત્રમાંથી નાશી જશે. **તે તમારી જાતનો દુશ્મન છે** માટે તેને તમારા હૃદયમન્દિરમાંથી હાંકી કાઢો. તે જીંદગીની મધુરતાને ઝેરમય કરી મેલે છે, માટે તેને તમારા મંદિરમાં પેસતાં અટકાવો. વાયુના તોફાનની આગળ પડી ગયેલું ઝાડ જેમ પાછું ઉભું થઇ શકતું નથી, તેમ **ખિન્નતાની પાસે** જો એકવાર તમારૂં હૃદય નમી ગયું તો તે ફરી **સત્તાવાન થઈ શકશે નહીં.** પર્વતની બાજુઓ ઉપર મેઘની ધારાઓ પડવાથી બરફ જેમ પીગળી જાય છે, તેમ જો આંસુના વરસાદથી તમારા સુખની સુન્દરતા ધોવાઇ જાય તો તે પાછી આવી શકશે નહીં. મોતી જેમ એશીડના પ્યાલામાં ગળી જઇ દેખાતું બંધ થાયછે, તેમ અરે માણસ! જો તમારૂં સુખ હૃદયની ખિન્નતામાં ગળી ગયું તો પુનઃ મળી શકશે, નહીં તો એટલું જ નહીં પરંતુ ખિન્નતા

તમારા સદ્‌ગુણો ઉપર આળસનો પડદો નાંખી તેમને પ્રકાશવા દેશો નહીં. જેને માટે તમને માન મળે તેમ છે તેને તે સંતાડી રાખશો. મહાન પ્રભુએ તમને દયાથી ઉત્પન્ન કરેલા છે. જો તેણે તમને સુખી કરવા ઇચ્છા ન કરી હોત તો તેમની ઉદારતાએ તમને દુનીઆમાં જન્મ આપ્યો ન હોત. આમ છે તો તમે શા માટે તેની ઇચ્છાનું ઉલ્લંઘન કરી જવા હિંમત ધરો છો ? વળી શું તેણે એવી ચીજો નથી બનાવી કે જેમાં ફેરફાર થયા જ કરે? ત્યારે શા માટે તમે તેવા ફેરફારથી રડો છો? કદાચ તમે રાત-દિવસ ખિન્નતામાં રહ્યા કરો, કદાચ તમે બોરબોર જેવડાં આંસુ પાડીને રડયા કરો, અને કદાચ તમે નિરન્તર ઉદાસીના દાસ થઇ કામકાજ છોડી દઇ એક કોર પડયા રહો; તો પણ તેથી શું ? શું તમને તેથી કોઈ પણ પ્રકારનું સુખ મળે છે? શું તમારૂં દુઃખ જરા પણ ઓછું થાય છે ? અથવા શું તમારી ધારેલી ધારણાઓ પાર પડે છે ? નહીં જ. ત્યારે શા માટે વૃથા ખેદમા ડુબી મરો છો ? જાણે તમારૂં મસ્તક, મૂળમાંથી કપાઇ ગયેલા ફુલની પેઠે વાંકું થઇ ગયું હોય, તમારી આંખો જમીન તરફ ઢળી પડતી હોય, અને તમારા ગાલ ઉપર ભીનાં અથવા સુકાઇ ગયેલાં આસુનાં ટીપાં ચળકતાં હોય ! શું તમારી આવી છબી તમને ગમે છે ? જાણે તમારી જીભ અટકી પડી હોય, તેમ તમે વાતચિત કરી ન શકતા હો, જાણે તમારી લાગણી બુઠ્ઠી થઈ ગઇ હોય, તેમ તમે જનમંડળમા ભાગ લઇ શકતા ન હો, અને જાણે તમારી વિવેકબુદ્ધિ નાશી ગઈ હોય, તેમ તમે ઉમદા વિચાર કરી શકતા ન હો, શું એવું થવું તમને સારૂં લાગે છે ? કદી તમને તમારી એવી છબી ગમશે નહીં.— કદી તમને તમારી એવી સ્થિતિ સારી લાગશે નહીં. શા માટે ત્યારે ખિન્નતાનો ત્યાગ કરી હૃદયપ્રફુલ્લતાનો સ્વિકાર નથી કરતા ? હૃદયની ખિન્નતાના ઢોળડમાકથી છોકરાઓ માં, તમે કોઈ દિવસ એમ ન ધારશો કે તે તમારૂં દુઃખ ઓછું કરશે. તમને લાગે છે કે તમારૂં દુઃખ મટવાનો એ ઉપાય છે ? પણ ના ના, તે હળાહળ ઝેર છે. તે તમારી છાતીમાંથી બાણ ખેંચી લેવાનો દેખાવ

કરે છે, પરંતુ તેને તમારી છાતીમાં વધારે ઊંડું લોટે છે. જો તમારું શારીરિક અને માનસિક દોર ખાળી ન નાંખવું હોય, જો તમારા સદ્ગુણનો પક્ષ તમારે ન છોડવો હોય, અને જો તમારા આત્માને તમારે નિસ્તેજ ન થવા દેવો હોય તો ખિન્નતા—હૃદયની ખિન્નતા—જેમાં કશો લાભ નથી તેવી ખિન્નતાને તાબે કદી થશો નહીં. તેમ જ તેના અગ્નિમાં તમારા સદ્ગુણોને હોમશો નહીં. જો દુનિયામાં તમારે મહત્વનાં કામ કરવાં હોય તો હું એકલો છું, હું સહાય વિનાનો છું, હું દુઃખી છું, દુર્બલ છું અને મારી પાસે કંઇ સાધનો નથી, એવા વિચારોને કોઇ દિવસ તમારા મગજમાં પેસવા દેશો નહીં.

( આર્યધર્મપ્રકાશ. )

---

## माणसनी किम्मत समजवा माटे त्रण पुतळीनी वात.

---

ઉજ્જન નગરીનો ભોજરાજા બહુ વિદ્વાન હતો. ગુણીઓનો કદરદાન હતો અને અતિ દાનેશ્વરી હતો. એટલે તેના વખતમાં વિદ્યા—હુન્નરના ને કારીગિરોના બહુ બહુ ચમત્કાર બનતા હતા. કારણ કે "યથા રાજા તથા પ્રજા." આપણા ઘણા રાજાઓ હાલમાં માંદી વાળેલ પાનિયાં જેવા છે, એટલે આપણે પણ પીળાં પાનાં જેવા બની ગયા છીએ. ખેર, એ વાત સાથે હાલ આપણને કામ નથી. હવે આપણી અસલ વાત ઉપર આવીએ. એ ભોજરાજાના દરબારમાં એક વખત સોનાની ત્રણ પુતળીઓ વેચાવા આવી. એ ત્રણે પુતળીઓ એવી સુન્દર કારીગિરીની હતી, કે આખી સભા તેથી છક થઇ ગઈ. પુતળીવાળાએ રાજાને કહ્યું, કે મહારાજાધિરાજ ! તમારા દરબારમાં બહુ રત્ન પડેલાં છે, માટે મારી આ ત્રણે પુતળીઓની કિમ્મત કરાવી આપવાની મહેરબાની કરો. હું ઘણા મુલકોમાં

માં ફરી પણ કોઈ તેની ખરેખરી કિમ્મત બતાવી શકતું નથી. હવે જો આખી દુનિયામાં વખણાએલા તમારા આવા મોટા દરબારમાં પણ મારી પુતળીઓની કિમ્મત નહીં થાય તો દુનિયા જાણશે કે રાજા ભોજના દરબારમાં પણ ખરા પરીક્ષકો નહોતા.

આ સાંભળીને એક ઝવેરી બોલી ઉઠયો, કે લાવ, લાવ, એ પુતળીઓ અહીં લાવ. એવું તે એમાં શું છે કે કિમ્મત ન થાય? એમ કહી પોતે હાથમાં લઇ પુતળીઓને તપાસી અને પાસે બેઠેલા માણસને કહ્યું, કે છોકરા, આની કિમ્મત કરી આપ. તે માણસ એ ઝવેરીનો નોકર હતો; અને ઝવેરાતના કામમાં બહુ જ કાબેલ હતો. તેની કરેલી કિમ્મતમાં કદી પણ ફેર પડતો નહોતો. એ માણસે તે પુતળીઓ લઇને તેના સોનાનો ઘસારો જોયો, તો દરેક પુતળીનું સોનું બરાબર સો ટચનું. એ પછી તે દરેક પુતળીનું વજન કરી જોયું, તો બરાબર એક સરખું વજન; પા રતિનો પણ ફેર નહીં. એ જોઇને ઝવેરીએ તે પુતળીવાળાને કહ્યું, કે બધી પુતળીની કિમ્મત એક સરખી છે. એ સાંભળીને પુતળીવાળો જરા હસ્યો. ત્યારે રાજાએ કહ્યું, કે ઝવેરી, તમે ભૂલ્યા છો. એની કિમ્મત એમ ન થાય. જો તોલ ઉપર ને સારા માઠા સોના ઉપર એ પુતળીઓની કિમ્મતનો આધાર હોત તો એ પુતળીવાળો અહીં સુધી આવત નહીં. એમાં તો કાંઈ ભેદ હોવો જોઇએ. રાજાનું આવું બોલવું સાંભળીને સૌ દરબારીઓ, સૌ પંડિતો, અને સૌ ઝવેરીઓ વિચારમાં પડયા. એટલામાં એક પંડિત બોલી ઉઠયો, કે મહારાજ! સોનામાં ને વજનમાં ફેર નહીં હોય તો ઘાટમાં કાંઇ ફેરફાર હશે. પંડિતજીની એ સૂચના ઉપરથી સૌ દરબારીઓ અને કારીગરો પુતળીઓને લઇને ફરી ફરીથી તપાસવા લાગ્યા પણ કોઇ પુતળીના ઘાટમાં જરા પણ ફેર છે એમ કોઇથી પણ કહેવાઇ શકાયું નહીં, તેથી આખી સભા ચૂપ થઇને બેઠી. સભાને ચૂપ જોઇને કોઇથી એ પુતળીઓની કિમ્મત થઇ શકતી નથી એમ જાણીને રાજાએ કહ્યું, કે આટલા બધા પંડિતો અને આટલા બધા ઝવેરીઓ મ્હારા દરબારમાં છે, છતાં પણ તે કોઇથી આ પુતળીઓની કિમ્મત ન થાય એ

તો શરમ ભર્યું છે. એ સાંભળીને કાલિદાસ પંડિત ઉઠયા, તેણે એક સળી મંગાવી અને તે પુતળીના કાનમાં નાંખી, એટલે તે બીજા કાનમાંથી નીકળી ગઇ. કાલિદાસે કહ્યું, કે આ પુતળીની કિમ્મત ત્રણ બદામ. પછી તેણે બીજી પુતળીના કાનમાં સળી નાંખી, એ સળી તે પુતળીના મ્હોંમાંથી બહાર નીકળી, ત્યારે કાલિદાસે કહ્યું, કે આ પુતળીની કિમ્મત એક રૂપિયો. એ પછી ત્રીજી પુતળીના કાનમાં સળી નાંખી, તે તેના પેટમાં ઉતરી ગઇ. એ જોઇને કાલિદાસે કહ્યું કે આ પુતળીની કિમ્મત સવાલાખ રૂપિયા !

રાજાએ પુતળીવાળાને પૂછ્યું, કે કેમ ? પુતળીઓની કિમ્મત વાજબી થઇ છે કે નહીં ? પુતળીવાળાએ ખુશી થઇને હાથ જોડીને માનપૂર્વક કહ્યું, કે હા મહારાજ ! એ કિમ્મત બરાબર છે. પુતળીની અન્દરની આવી રચના જોઇને અને તે પારખી લેવાની કાલિદાસ પંડિતની ચતુરાઇ જોઇને સભા બહુ અજબ થઇ અને ખુશી થઇ. એ પછી ખુશી થઇને રાજાએ કહ્યું, કે પંડિતજી ! તમે ભારે કરી ! મ્હારા દરબારનું તમે પાણી રાખ્યું છે. હવે એ કિમ્મત તમે કેમ કરી, એનો ખુલાસો કરો. કાલિદાસ પંડિતે કહ્યું, કે મહારાજ ! જેના એક કાનમાં સળી નાખવાથી બીજા કાનમાંથી નીકળી ગઇ, તે પુતળીની કિમ્મત ત્રણ બદામની છે. તેમ જ જે માણસ પોતાનાં કલ્યાણની, ધર્મ-ની અને પ્રભુની વાતો સાંભળીને આ કાનેથી આ કાને કાઢી નાખે, એ-ની તેની દરકાર કરે નહીં અને કાંઇ આચાર વિચાર પાળે નહીં, કિમ્મત ત્રણ બદામની છે. જે પુતળીના કાનમાં સળી નાખવાથી મ્હોંમાંથી નીકળી તેની કિમ્મત એક રૂપિયો. તેમ જ જે માણસ જ્ઞાનની અને ભક્તિની રૂડી વાતો સાંભળીને એ સાંભળતી વખત રાજી થાય, ને તે પોતાને મ્હોંડે બીજાને કહી બતાવે, પણ પાછળથી પોતે તેમાંનું કાંઇ કરે નહીં, તેની કિમ્મત માત્ર એક રૂપિયો છે. અને જે પુતળીના કાનમાંથી પેટમાં સળી ગઇ તેની કિમ્મત સવાલાખ રૂપિયા છે. તેમ જ જે-માણસ ધર્મની અને પ્રભુની વાતોને પોતાના હૃદયમાં ધારણ કરે

છે અને તે પ્રમાણે આચાર રાખે છે, એટલે કે ભક્ત થાય છે તેની કિમ્મત સવાલાખ રૂપિયા છે.

વાંચનાર ભાઈઓ અને બ્હેનો ! હવે તમારી મરજી પડે તે કરો. ગમે તો બેધ્યાનપણે મનમાં ગમે તેવા વિચાર કરતાં કરતાં આ દાખલાઓ વાંચીને આ કાનેથી આ કાને કાઢી નાંખો; ગમે તો 'સ્વર્ગના વિમાન' ના દાખલાઓ બહુ સારા છે એમ અરસપરસ વાતો કરીને ચાર દિવસમાં તે ભૂલી જાઓ; અને ગમે તો તેનું રહસ્ય હૃદયમાં ધારણ કરીને તે પ્રમાણે આચરણ કરીને, દુનિયામાં આનન્દથી રહીને, મનને શાન્તિમાં રાખીને, અને પ્રભુના શરણમાં રહીને અન્તે સ્વર્ગનું વિમાન મેળવો. જેમ તમારી મરજી પડે તેમ કરો. આપણી કિમ્મત આપણા જ હાથમાં છે. કાલિદાસ પંડિતે રાજા ભોજને કહ્યા પ્રમાણે આપણે ત્રણ બદામના પણ બની શકીએ તેમ છીએ, અને સવાલાખ રૂપિયાના પણ થઈ શકીએ તેમ છીએ. કેવા થવું એ આપણી મરજી ઉપર છે. માટે ભાઈઓ ! અમારી ખાસ વિનન્તિ એ છે, કે તુરત ને તુરત સવાલાખ રૂપિયાની કિમ્મતના ન બની જવાય તો ફિકર નહીં, પણ ત્રણ બદામના ન બની જવાય એટલી તો આપણા પવિત્ર આત્માને ખાતર અને સમર્થમાં સમર્થ ઈશ્વરને ખાતર જરૂર સંભાળ રાખજો.

( સ્વર્ગનું વિમાન. )

---

## पहेलां पोते सुधरवुं.

---

( સોક્રેટિસ. )

પ્રાચીન એથેન્સ નગરમાં એક દિવસે એક વિદેશી પંડિત આવ્યો.

તે ઘણાં શાસ્ત્રમાં હોંશિયાર હતો. તેના આવ્યાથી એથેન્સવાસી પંડિતોમાં મોટી ગરબડ મચી ગઈ. પુષ્કળ માણસો પંડિતના ઉતારામાં જઈને તેની સાથે વાતચિત અને શાસ્ત્રાલાપ કરવા લાગ્યા. ધીરે ધીરે તેની પ્રખ્યાતિ ચારે તરફ પ્રસરી. ઘણાક વિદ્યાર્થી યુવકોએ તેનો સંગ લીધો. યુવકોમાં એક માણસ હતો તે નવા આવેલા પંડિતની વાત સાંભળીને ઘણો જ મુગ્ધ થયો. ઉપલો પંડિત ઈશ્વર, માનવધર્માદિ વિષયમાં જે સર્વ ઉપદેશ આપતો હતો, તેનાથી આગળ જતાં દેશમાં મોટો ફેરફાર થશે એવું એક યુવકે ધાર્યું તેથી નવો મત કેવી રીતે પ્રસરે તે વિચારમાં સર્વદા પેલો યુવક નિમગ્ન રહેતો હતો. એક દિવસ ગુરૂએ સાંભળ્યું કે યુવક શિષ્ય ખેદ કરીને કહે છે, કે " હાય હાય ! આ ધનવાન માણસની પેઠે મારીપાસે આબરૂ અને ધન હોત તો હું જગતની જલદીથી ઉન્નતિ કરત." ગુરૂએ આ વાત સાંભળી વિરક્ત થઈને તેને પાસે બોલાવીને કહ્યું, " ભ્રાત યુવક ! તું સ્ત્રીની પેઠે અયોગ્ય વાત કરે છે! જે જગતને સુધારવા ઇચ્છે છે તે પહેલાં પોતાને સુધારે; જે બીજાનું ભલું કરવાની ઇચ્છા કરે છે, તે શુભ દિવસની વાટ નહીં જોતાં જેવાં પોતાની પાસે હથિયાર છે તેનાથી જ કાર્યારંભ કરે. કામ કરતાં કરતાં તે સર્વ હથિયાર ઉત્તમ થશે. આ એથેન્સ નગરમાં માનવોચિત ચરિત્ર-ગ્રંથનને માટે ધન તથા ખ્યાતિનો જરૂર નથી. તેં જેટલો પ્રકાશ મેળવ્યો છે તેટલો પોતાના જીવનને તદનુરૂપ કર. વિશ્વાસને કાર્યમાં લગાડ. તેથી લ્યાઇશ, કે બીજા પોતાની મેળે તારી ચારે બાજુએ આવીને રહેશે. મૂર્ખ યુવક ! પહેલાં એક જગા મેળવ્યા પછી ત્યાં ઉભો રહીને કાર્યારંભ કરીશ એવો શા માટે વિચાર કરે છે ? જ્યાં છે ત્યાં ઉભો રહીને કાર્યારંભ કર, જગતને સુધારવું એ તેની સાથે થશે." ત્યારથી પેલા યુવકે નવો પ્રકાશ મેળવ્યો અને નવજીવન ગ્રથન કરીને જગતને આશ્ચર્યચકિત કરી ગયો. એ યુવકનું નામ સોક્રેટિસ હતું. પોતે નહીં સુધર્યાથી જગતને સુધારી શકશે નહીં, આ સત્ય અવિનશ્વર સુવર્ણાક્ષરથી લખી રાખ્યાથી ઉત્તમ થાય. જો સમાજમાં અપવિત્રતાનો હ્રાસ

ને પવિત્રતાની વૃદ્ધિ જોવા ચાહતા હો તો પોતાના જીવનમાં પવિત્રતા ઉપાર્જન કરો. જો ભક્તિની વૃદ્ધિ જોવા ઇચ્છતા હો તો પોતામાં ભક્તિ મેળવવાને ખંતી રહો. જે પોતે બંધાયો નથી તે બીજાને બાંધી શકતો નથી.

( જ્ઞાનસુધા પુ. ૩. )

---

## यदुमणि अने तेनी मानुं संभाषण.

---

( જેની જેવી અવસ્થા હોય તેમાં તેણે સંતોષ
માની રહેવું એ જ સારૂં છે. )

**મા.**—યદુમણિ ! આજ નિશાળેથી આવતાં આટલી વાર કેમ થઇ, અને તું ગાડીમાં બેસીને ક્યાંથી આવી ?

**યદુમણિ**—**મા** ! જમીનદારની પુત્રી ચપળા મ્હારી સાથે ભણે છે; અને હું તેને કેટલુંક શીખવું છું તેથી તે મારી સાથે સહીપણું રાખે છે. આજ એ મને એની વાડીમાં લઇ ગઇહતી; ત્યાં ઘણીવાર સુધી બધો સામાન બતાવ્યો તેથી વાર થઇ ગઇ જાણીને એણે પોતાની ગાડીમાં મને મોકલી દીધી.

**મા.**—તેં ત્યાં શું જોયું ?

**યદુ**—**મા** ! કેટલીક જાતની કેટલી કેટલી વસ્તુઓ ત્યાં જોઇ તે હું શું કહું ! કેવી કેવી કાગળની પુતળીઓ, કેટલાંક ઉત્તમ લુગડાં, કેટલીક સુખડની પેટિયો, અને કેટલીક જાતની બીજી વસ્તુઓ પણ જોઇ, પરંતુ તેમનાં નામ તો હું જાણતી નથી. કેવા ભારે પોષાક ને

ઘરેણાં ! મા ! તું એ બધું જુએ તો કેટલી ખુશી થાય તે 'હું' કહી શકતી નથી.

**મા.**—વારૂં બેન, એ બધી જણસોમાંથી તને કયી બહુ સારૂં લાગી ?

**ચંદુ**—તે હું જાણતી નથી. જેટલું મેં જોયું તે સઘળું મને તે ચમત્કારિક લાગ્યું; બધું જોઈને સરખો આનંદ થયો. પણ મને એમ લાગે છે કે બધા કરતાં હું જે ગાડીમાં બેસીને ઘેર આવી તેથી વધારે સુખ થાય. માં, આપણે સારૂં એવી ગાડી કેમ કરાવતી નથી ? તું મને ચપળાના જેવાં રમકડાં તથા લુગડાં ઘરેણાં કેમ આપતી નથી ?

**મા.**—આપણે એટલા પૈસા કયાંથી લાવીએ વારૂં ? ચપળાના બાપ જેવા તારા બાપ કાંઈ મોટા માણસ નથી ! અને જે કાંઈ આપણી પાસે હોય તે ખરચીને ગાડી કરાવીએ તો તેથી સારો ખોરાક ના મળે અને બધાં મરી જઈએ.

**ચંદુ**—મારા બાપ કેમ એવા માણસ નથી ?

**મા.**—ચપળાના બાપને પોતાના બાપની જમીનદારી મળી છે એટલે પૈસાની ખોટ નથી, ને તારા બાપ તો પોતે મહેનત કરી રોજગાર કરે છે એટલે વધારે કયાંથી હોય ?

**ચંદુ**—ઘણા લોકો ચાકરી કરીને મોટા માણસ થયા છે, ત્યારે મારા બાપા ૧૦ થી ૪ વાગ્યા સુધી કામ કરે છે તોએ કેમ ઘણા પૈસા મેળવી શકતા નથી ?

**મા.**—તું કાંઈ જાણતી નથી બેન. કેટલાક લોકો એમના કરતાંએ વધારે મહેનત કરે છે તે છતાં તેઓ આપણાથી વધારે ગરીબ હોય છે !

**ચંદુ**—એમ કેમ હશે મા ?

મા.—બેન, તને દુનિયાની ઘટમાળની ખબર નથી. આ સંસારમાં કેટલાક એવા દુઃખી લોક છે કે તેમને આપણા સુખના સોમા ભાગ જેટલું સુખ પણ મળતું નથી. જોને, તેઓ કોઈ વખતે પણ આળસુ દેખાતા નથી તો પણ જે લોકો ખેતી કરે છે, હોડીઓ ચલાવે છે, અને બીજી મજુરી કરે છે તેમને કેટલું દુઃખ હોય છે!

ચંદુ—એ વાત તો ખરી છે કે તેઓ ચોકડો ફાટતાં જ કામે વળગે છે અને આખો દહાડો તેમાં જ મચ્યા રહે છે.

મા.—ત્યારે વિચાર કર કે તેમનાં છોકરાં વગેરે શી રીતે જીવી શકે છે? તું એમના જેવી થવાને ઇચ્છે છે?

ચંદુ—છી! એ તો ફાટાં ફટાં લુગડાં પહેરી ગંદાં રહે છે.

મા.—ખરેખર તેઓ આપણા કરતાં ઘણાં દુઃખી હોય છે.

ચંદુ—એમ કેમ હશે મા?

મા.—તેમને ભૂખની વખતે પેટ ભરીને સારૂં ખાવાનું મળતું નથી; વળી ટાઢના દહાડામાં જોઇતાં લુગડાં ન મળવાથી તેઓ થરથર ધ્રુજે છે! તું શું એવું ખમી શકે કે?

ચંદુ—તેમને સારૂં ખાવાનું કેમ મળતું નથી? મેં જોયું છે કે તેઓ કણકી રાંધીને ખાય છે તે એક દહાડો એવી કણકી રાંધી હતી તે તો અમૃત જેવી લાગતી હતી ને?

મા.—અરે? ગાંડી છોડી! મેં તો એમાં દુધ અને ખાંડ નાંખીને દુધપાક બનાવ્યો હતો તે કેમ સારો ના લાગે? તે બિચારાં તો પાણીમાં ભાત રાંધીને લુખો ખાય છે. એવો લુખો ભાત તું તો એકે કોળીઓ પણ ના ખાય. ફ્રાન્સ દેશની એક રાજકન્યા વિષે મેં વાંચ્યું છે તે જેવી દુઃખી લોકની અવસ્થા સમજે છે તેમ તું પણ સમજતાં શીખ.

**ચંદુ**—તે રાજકન્યાની વાત મને કહે બા.

**બા.**—એક વરસ એ દેશમાં ભારે દુકાળ પડ્યો, તેથી ઘણા ગરીબ લોકો ખાવા ન મળ્યાથી મરી જવા લાગ્યા. જ્યારે કોઈ મોટો બનાવ બને છે ત્યારે સર્વ ઠેકાણે તેના વિષે ઘણી વાતચિત થાય છે, તે પ્રમાણે આ દુકાળની વાત પણ બધે પસરી હતી. રાજ-કુટુંબનો સ્ત્રીઓએ આ વાત જાણી તે વારે એક રાજકન્યા બોલી ઉઠી કે એ કેવું આશ્ચર્ય ! એ બધાં એટલાં બધાં મૂર્ખ છે કે અંન ના મળ્યાથી સુકાઈને મરી જાય છે ! આપણે તો અહીં મિષ્ટાન્ન ખાઈને રહીએ છીએ ! એટલામાં તેની એક દાસી બોલી કે, કુંવરી ! તમે જાણતાં નથી કે તમારા બાપની રૈયતનો ઘણો ભાગ ગમે તેવી ખરાબ બળેલી રોટલી ખાઈને જીવે છે; પરંતુ તે પણ હાલ તો તેમને મળતી નથી, તેથી તેઓ મરી જાય છે. તમે જમો છો તેવાં મિષ્ટાન્નનો તો તેમને વિચાર પણ નથી આવતો ! ખાવાને સારૂં તેમને કેવું દુઃખ પડે છે તેનો તમને કદી વિચાર પણ નહીં આવતો હોય. દાસીનું કહેવું સાંભળીને રાજકન્યાનું મન દયાભાવથી એટલું બધું પીગ-ળી ગયું કે તેણે પોતાનાં લુગડાં-ઘરેણાં વેચીને દુઃખી લોકોને મદદ કર-વાને પૈસા મોકલી દીધા.

**ચંદુ**—વારૂં બા, ત્યારે ખાવાનું ના મળ્યાથી આપણા દેશનું કોઈ કેમ મરતું નથી ?

**બા.**—તું નાની છે એટલે ખબર રાખતી નથી, તેથી આવી વાત કરે છે. અગાઉ ઈ. સ. ૧૨૪૦ ની સાલમાં દુકાળ પડયાથી અન્ન વિના એટલાં માણસ મરી ગયાં હતાં કે તેનો કાંઈ ગણત્રી નહીં. થોડાં વરસ ઉપર કટક તથા મદ્રાસના પ્રદેશમા દુકાળથી હાહાકાર થઈ રહયો હતો. હાલ પણ આપણી પાસે જ ભુખથી કેટલે ઠેકાણે કેટલા લોક મરી જાય છે તેની કોણ ખબર લે છે ? અને કદાપિ ના

તા હોય તો પણ જેટલા લોકો દુઃખ પામતા હોય તેમના ઉપર . કરવો એ સર્વને ઘટારત છે.

ચદુ—ત્યારે તો મને એમ લાગે છે કે ચપળા આટલો સરસામાન બે છે તે ખોટું છે; એ બધું વેચીને ધર્માદા કરે તો કેટલા લોકો પર ઉપકાર થઈ શકે ?

મા.—એમ કહેવાય નહીં. તે તેની સ્થિતિ પ્રમાણે કેટલાક પૈસા રાક, રમકડાં અને બીજી સામગ્રી લેવામાં ખરચે અને કેટલાક સા પરોપકારમાં ખરચે તો પછી તેનો દોષ નથી.

ચદુ—પણ આપણે જેટલી સામગ્રી છે તેટલી સામગ્રી રાખીને તે રતોષ કેમ ન માને ? એમ કર્યાથી કેટલાં વધારે માણસનું ભલું તેનાથી થઈ શકે ?

મા.— તું જે ધારે છે તે જ આ વાતોમાંથી નીકળે છે. વિચાર કર કે તે દહાડે રસ્તામાં જે બે સ્ત્રીઓ આપણને મળી હતી તે તને આમ ના કહી શકે ?

ચદુ—કયી સ્ત્રીઓ મા ? પેલી આપણો ધાન દાણો ઝાટકનારી ? તે એવું કેમ કહી શકે ?

મા.—ચપળાની સામગ્રી જેમ તારા કરતાં વધારે છે તેમજ દુઃખી સ્ત્રીઓના કરતાં તારી સામગ્રી વધારે છે કની ? તારા જેવાં લુગડાંલત્તાં ને રમકડાં એમને કદીપણ મળતાં નથી.

. ચદુ—હા મા, હવે હું સમજી. તે દહાડે મેં માગેલી બે પુતળી- ઓ આપી; તેઓ સ્ત્રીઓ ખુશી થઈને કૂદતી કૂદતી લઈ ગઈ અને પેલી નાની છોડી તો મારા હાથમાં બંગડી હતી તેવી એક જોડ બંગડી લે- વાને તેની માનો છેડો ઝાલી રોવા મંડી, એટલે એના માએ એને ધમ- કાવી હાંકી.

**મા.**—અરે ! બિચારા દુઃખો લોકને એવું એવું કયાંથી મળે ! પેટ ભરી ખાવાને રોટલા મળે તો પણ તેઓ સંતોષ માને. હવે જો, એ ગરીબ સ્ત્રીઓની પેઠે તારે દહાડા કાઢવા પડે તો તને કેટલું દુઃખ થાય? કહે ત્યારે, ચપળા કેમ તારા જેવી થઇ શકે? એટલા માટે જેને જેવી અવસ્થા હોય તેણે તે પ્રમાણે ચાલવું. પોતાની અવસ્થા કરતાં વધારે સારી રહેવા યત્ન કરનાર ઉલટું દુઃખ પામે.

ચંદુ—વારૂં મા, આપણી કેવી અવસ્થા છે ?

**મા.**—તારા બાપ જે રોજગાર કરે છે તેથી આપણે સાધારણ રીતે સંસાર વ્યવહાર ચલાવીએ છીએ, તેને સારૂં ઘણું કષ્ટ વેઠવું પડતું નથી.પણ વિચાર કરી જો કે તારે જો રમકડાં જોઇએ,ગાડીમાં બેસવા જોઇએ તો તે બધું આપતાં આપણને આવવાનું ઘણું દુઃખ પડે. વખતે પૈસા વધારે હોય તો તે વડે તને ભણાવીએ અને ઘરસંસારનો નિભાવ પણ કરીએ. એ બધી વાતની કાળજી પહેલો રાખવાનો છે. અત્યારથી જ જો તને મોટું માણસ થવાનું શીખવીએ તો તેથી તારૂં સારૂં ન થતાં ઉલટું ખોટું થાય.

ચંદુ—કેમ ખોટું થાય ?

**મા.**—હમણાં તું ચપળાના જેવો પોષાક પહેરે તો પછી તને હલકાં લુગડાં પહેરતાં કાંઇ ખોટું ના લાગે વારૂં ? તેમ હાલ તારે સારૂં ગાડી, પાલખી કરી આપીએ તો પછી એ તું સુખે છોડી શકે ? તું એવા કોઇ ભાગ્યશાળીના ઘરમાં પડી છે કે તને કાંઇ દુઃખ ન પડે ? અને કદાપિ તેમ હોય તો પણ તેથી કાંઇ સુખ મળે કે ? અભ્યાસથી બધું જુનું થઇ જાય અને દિવસે દિવસે વધારે સુખ ન થવાથી મનનો સંતોષ રહે નહીં. એટલું જ તું વિચારી જોને કે તું એક દિવસ ગાડીમાં બેઠાથી ખુશી થઇ તેમ ચપળા કેમ થતી નથી ?

યદુ—એ પણ એના મનમાં આવે છે ત્યારે ક્યાં ગાડીમાં બેશી શકે છે? તોપણ એ રોજ બેસે છે, અને તેથી જ ખુશી થતો હોય એમ જણાતું નથી.

મા—એમ જ જાણજે કે; મોટા લોક સારૂં સારૂં ખાય પણ મનમાં જરા સુખ પામે નહીં વિચાર કર કે જરા દુઃખ પડે તો કોને વધારે લાગે? જો તારે ને ચપણાને પગે ચાલતાં જવાનું હોય તો ચપણા બે ડગલાં ચાલીને બેશી જાય અને તું સહેલાઈથી દોડતો દોડી જઈ શકે. સુખના અભ્યાસથી દુઃખને વખતે કેટલું કાયર થવાય છે તે એથી સમજાશે. આપણી પેઠે સર્વ લોકોએ દુઃખનો અભ્યાસ રાખવો જોઈએ, કારણ કે વખતે અવસ્થા ખરાબ આવે તો તેથી કાયર થવાય નહીં જે લોક પોતાની અવસ્થા કરતાં વધારે સારૂં ખાય, સારૂં પહેરે ચટક મટક થઇ ફરે, અને એવાં બીજાં સુખ ચહાય તેમના કરતાં વધારે મૂર્ખ કોઇ નથી. એવા ચડસથી ઘણાએ ગરીબ થઈ જાય છે.

યદુ—મા! તેં જે વાત કહી તે બહુ સારી છે. હવે હું મોટું માણસ થવાનું નહિ ઈચ્છું.

મા.—બેટા! એ વાત મનમાં રાખીને આ પ્રમાણે કરવું. મોટાં માણસોને જોઈને તેમના જેવાં થવાની ઈચ્છા ન રાખવી કારણ કે તેથી ઘણું દુઃખ થાય છે; પણ દુઃખી લોકની અવસ્થા જોઈને આપણી સારી સ્થિતિને માટે ઈશ્વરનો ઉપકાર માનવો. એટલું જ નહીં, પણ જે વખતે જેવી સ્થિતિ હોય તે વખતે તે પ્રમાણે ચાલવું. મનને સંતોષ હોય તો સર્વ અવસ્થામાં સુખ છે.

## નાટકશાળા.



નાટકશાળા એ સુધારાની નિશાની છે. કાલિદાસાદિકનાં સર્વોત્તમ નાટકો સંસ્કૃતમાં છે એ જ તે કાળના આપણા સર્વોત્તમ સુધારાની અચૂક સાબીતીઓ ગણાય છે. વિદ્વાના ગ્રંથ તો તે બનાવનારની જ બુદ્ધિનો પૂરાવો ગણાય, કાવ્યો પણ ગણ્યાં ગાંઠયાં અમુક વર્ગ જ સુધરેલો હુનો તે કરતાં વધારે સિદ્ધ કરી શકતાં નથી; ચોપાનીઆં ને વર્તમાનપત્રોની વિદ્વતા પણ શું બતાવે છે ? એજ કે તેના વાંચનારાઓ એવી વાતો સમજવાને લાયક છે ખરા. પરંતુ આખો જનસમૂહ જ્ઞાન, વિચાર, તથા મનોવૃત્તિમાં કેવો છે તેની ખરેખરી આરસી તો નાટકશાળા જ છે, કેમકે ત્યાં તો વાંચનારને ન વાંચનાર આખું આલમ વખતો વખત આવી જાય છે, અને તેથી તે બધાને ગમતાં સમજાતાં, અને રસ લાગતાં નાટકો જ ત્યાં ભજવવામાં આવે. માટે જે દેશનાં નાટકો સુઘડ, સુરસ, ને સૂક્ષ્મ વિચાર કરવાની સ્થિતિએ પહોંચેલાં છે તે દેશ સુધારાની ઊંચી કોટીએ પહોંચેલો હોય છે, એમ જે માનવામાં આવે છે તે સામાન્યપણે વાજબી જ છે.

એજ કારણથી નાટકશાળા એ સર્વોત્તમ શિક્ષાગુરુ ગણાય છે, પાઠશાળા કે પુસ્તકશાળાથી પણ એની સત્તાને પહોંચી શકાતું નથી. લોકનાં જ્ઞાન, નીતિ, ને વિચાર ઉપર નાટકશાળાને દ્વારે જેટલી અસર કરી શકાય છે તેટલી કોઈપણ બીજે રસ્તે કરવી એ અશક્ય જ છે. એક ઈંગ્રેજી વિદ્વાન્ કહી ગયો છે કે મારા હાથમાં કોઈપણ દેશનાં ગીત બનાવવાનું કામ આપો, અને પછી તેની ઉન્નતિને માટે ત્યાંના કાયદા બાંધનારા કેવું ડહાપણ કે મૂર્ખાઈ વાપરે છે તેની હું જરાપણ પરવાહ રાખીશ નહિ. આપણે આપણા દેશના ખુદ અનુભવપરથી જાણીએ છીએ કે જ્યાં સુધી આપણા ભાટચારણો ભાટાઈ કરનારા નીચ અભાગીઆ થઈ ગયા નહોતા, ત્યાં સુધી તે આપણો શૂરાતનનો

એવો મદોન્મત્ત વિદેશી વિજયોની સામા પણ કેટલો ઊંચો રાજપૂતોને ચક્રિવમાન થયા હતા—એટલો ઊંચો કે તેના ગુણગાનમાં જ રાજસ્થાનનો ઇતિહાસકર્તા ટોડસાહેબ પાને પાને ગુલતાન થઇ ગયેલો માલમ પડે છે. તેમ જ જારભક્તિનાં ગીતોએ દેશની કેટલી ખરાબી કરી છે તે કોઇને અજાણ્યું નથી. ટુંકામાં ગીતકાવ્યની અસર સારી કે નઠારી બેહદ જ છે. તે છતાં ગીત દેશમાં એકવાર ફેલાય ત્યાર પછી જ એવી અસર કરી શકે. પણ નાટકશાળા તો જનસમૂહની વચ્ચે જ સાદ કરતી ઉભી રહે છે, અને તેનો મનોહર નાદ સાંભળી લોકો દોડ્યા આવે છે. આખા દેશની મનોવૃત્તિને નાટકશાળા જે માર્ગે વાળવા ચાહે, તે માર્ગે વાળી શકે.

નાટકશાળાનો બોધ સારો કે નઠારો માણસના મનમાં ચોંટી બેસે છે તેવો તેને કોઇનો પણ બેસતો નથી. નાટકના તખ્તા ઉપર સીતાશિયળનું સાક્ષાત્ અનુકરણ જોનારના મન ઉપર પતિવ્રતાધર્મની જેટલી છાપ પાડે તેટલી કોઇપણ કથા કે પુરાણથી પડી શકતી નથી. રાવણવધ જોઇ જુલમગાર રાજાને જેટલી ધાનક મળે તેટલી બીજે કયે માર્ગે મળવાની હતી? શકુંતલાનો એક બેલ સ્વયંવરનો જેટલો બોધ કરે તેટલો કરોડો નિબન્ધોથી થઇ શકે નહિ. પ્રથમનને અનુસરવું એના જેવો રાજાનો બીજો કોઇપણ ધર્મ નથી એ વાત ભવભૂતિએ સીતાપરિત્યાગના સંબંધમાં કેવી સરસ રીતે ઉત્તરરામચરિત્રમાં પ્રબોધી છે! અલબત્ત નાટકો તેવી રીતે ઉસ્તાદોના હાથથી લખાયેલાં હોવાં જોઇએ જ અને તેમ થાય એ હેતુથી તો અમે આ વિષય હાથમાં લીધો છે, પણ કહેવાની મતલબ એ છે કે દેશમાં સુબોધ કે કુબોધ ફેલાવવાનું નાટકશાળા જેવું એકે સાધન નથી. દેશને સુરસિક, શૂરવીર, કે કુચાડ ને બાયલો કરવો, એ નાટકશાળાના વ્યંગ્ય પણ સફળતમ બોધની ઉપર જ બહુધા આધાર રાખે છે. નાટકશાળા એ સુધારા કે કુધારાનું એક મહા જબરદસ્ત હથિયાર છે;

થઈ નાટકોમાં મુર્ખાઈ ને અસભ્યતા વધતી જાય છે. માટે તેઓ સમજુ ને શાણા માણસની ફરજ એ છે કે નાટકો જોવા જઈ તેની જે ખોડ ખાંપણો માલમ પડે તે જાહેરમાં મુકવી. આપણાં ગુજરાતી વર્ત્તમાનપત્રોને માલમ નથી, પણ વિલાયતમાં તો તેઓ પોતાનું એક એ. કામજ સમજે છે કે આગલી રાત્રે જે નાટક થયું હોય તેને વિષે બીજે દહાડે પોતાના વિચાર પ્રગટ કરવા. આમ કર્યા વિના બિચારા નાટકવાળા પોતાના ગુણદોષ શી રીતે જાણે અને ન જાણે તો પછી પોત પોતાને ઉંધે રસ્તે જ ચાલ્યા જાય તેમાં શી નવાઈ ? વર્તમાન પત્રોએ જ નહિ, પણ ખાનગી ગ્રહસ્થોએ પોતાના મિત્રમંડળમાં નાટક કેવી રીતે ભજવાયેલું તેની ચર્ચા કરવી જોઈએ, કે સુધરેલું લોકમત બંધાય, અને સુધરેલ લોકમત બંધાયા પછી નાટક ટોળીઓની તાગાદ નથી કે તેઓ હાલના જેવાં ઢંગ કે ઢાળ વિનાનાં નઠારાં નાટકો તખ્તા ઉપર આણવાની હિંમત કરે.

હાલ નઠારાં નાટકો થાય છે તેનો ઘણો દોષ તો અમે નાટક ટોળીઓ કરતાં નઠારા લોક મતને જ આપીએ છીએ. સભ્ય ગૃહસ્થો કંટાળીને કે ગમે તે કારણથી તેને પુરૂં ઉત્તેજન આપતા નથી અને તેથી તેનો મોટો આધાર નીચ વર્ગોના લોકને જ રાજી કરવા ઉપર રહેલો છે. જો એ નાદાન શ્રોતા વિદૂષકનું મૂર્ખાઈ કે બેહાઈ ભર્યું બટકબોલું સાંભળીને રાજી થઈ તાળીઓ પાડતા દેખાય, તો સ્વાભાવિક જ છે કે નાટકમંડળીઓ એવું બટકબોલું જ આખા નાટકમાં આણવાની જો જોનારને દાદરા, ઠુમરી કે ખ્યાલ ટપ્પા જ કે ગઝલ રેખ્તા પર વિશેષ ભાવ હોય છે, તો નાટકમાંના રાજા ને બુઢ્ઢા પંડિતો પણ ઠોકીઆ બની ભરસભામાં કાને હાથ દેઈ રાગોટાજ કાઢવા મંડી જાય છે. જો એવા લોકને બિભત્સ વાતના ઇસારા ગમે છે, તો સભ્ય નાટક મંડળી પણ તજવીજે તજવીજે તેમ જ કરવા દોરાવાની ને દોરાય છે જ. અરે અમને તો દહેશત લાગે છે કે આ નાટકોનું

વકરશુ સુમાર્ગે વાળવામાં જલદીસર નહિ આવે, તો તે બગડીને જતે દહાડે ભવાઈના જેવા જ થઈ જશે.

આવી હાલ આપણી નાટકશાળાઓની સ્થિતિ આખા ગુજરાત ખાતે છે. અને તેને સુધારવાનો ખરો ઉપાય એજ છે કે તેનું વિવેચન, નિરંતર વિવેચન, ખરા રસિક પુરૂષોની તરફથી થવું જોઇએ. નાટકનો શોખ એકવાર લોકમાં ઉત્પન્ન થયો છે તે જતો રહેવાનો નથી, અને નાટક ટોળીઓ ગમે એવી છે પણ તે દિનપરદિન વધતી જ જવાની એ નિશ્ચય કરીને જાણવું. માટે એને સુધારવી, સુમાર્ગે વાળવી, અને લોકની આંખ આગળ શુદ્ધ ને ઉંચા રસનાં નાટકો મૂકવાં કે સ્વાભાવિક રીતે જ તેઓ તેને પસંદ કરશે અને હાલના કચરા કે ટાહેલાં ને ધિક્કારતાં શીખશે. બાળકના હાથમાંથી જોખમકારી રમકડું લઈ લેવું હોય; તો તેનો સર્વોત્તમ ઉપાય એજ છે કે બીજું રમકડું નિર્દોષ પણ તેથીએ રઢિયાળું તેની આગળ ધરવું. તેમ ન કરતાં ખેંચતાણ કરતાં જઈએ તો એમાંથી એકનો હાથ કપાય એજ ફળ થાય. અર્થાત્ નઠારાં નાટકને કાઢવાનો ઉપાય એજ છે, કે સારાં નાટકને ઓળખી તેને ઉત્તેજન આપવું, અને તેમાં જે દોષ હોય તે વિવેકથી બતાવવા.

(નવલ ગ્રંથાવળી.)

— —

## યૂરોપના વિવિધ વિષયો.



સૌથી શપકાદાર મકાનો સેંટપીટર્સબર્ગમાં છે.

સૌથી શોભાયમાન મહોલ્લા બર્લિનમાં છે.

સૌથી સુંદર ચાક ડબ્લિનમાં છે.

સૌથી ખુબસુરત દેખાવ બર્નની આસપાસ છે.

શહેરોમાં સૌથી વધારે વસ્તિવાળું લન્ડન છે અને

સૌથી ઓછી વસ્તિવાળું ક્રિશ્ચિયાનિયા છે.

આખા યૂરોપમાં સાથી ફક્કડ મહેલ સેંટપીટર્સબર્ગમાં છે.

આખા યૂરોપમાં સૌથી ફક્કડ ફરવાની જગા માડ્રિડમાં છે.

આખા યૂરોપમાં સૌથી ફક્કડ દરવાજો બર્લિનનો છે.

આખા યૂરોપમાં સૌથી ફક્કડ દેવળ રોમમાં છે.

આખા યૂરોપમાં સૌથી મોટો ફક્કડ ઘંટ મોસ્કોમાં છે.

આખા યૂરોપમાં સૌથી ફક્કડ પૂલ લંડનમાં છે.

આખા યૂરોપમાં સૌથી જૂનું શહેર આથેન્સ છે.

આખા યૂરોપમાં સૌથી નવું શહેર સેંટપીટર્સબર્ગ છે.

આખા યૂરોપમાં સૌથી વધારે ધંધાંની ધમક વાળું શહેર લંડન છે.

આખા યૂરોપમાં કમી ધંધાવાળું શહેર કોપનહેગન છે.

આખા યૂરોપમાં સૌથી વધારે સંગ્રહસ્થાનો પારિસમાં છે.

આખા યૂરોપમાં સૌથી વધારે ચિત્રકામો રોમમાં છે.

આખા યૂરોપમાં સૌથી વધારે નહેરો આમસ્ટર્ડામમાં છે.

આખા યૂરોપમાં સૌથી વધારે ધખારો લંડનમાં છે.

માડ્રિડમાં ધૂળ બહુ ઉડે છે, તો આમસ્ટર્ડામમાં ખરાબ પાણીનું દુઃખ છે.

લંડનમાં ધુણીના ગોટે ગોટા ઉંચે ચડે છે, કેમકે ત્યાં સંચા તથા કારખાનાં ઘણાં છે.

કોન્સ્ટાન્ટિનોપલમાં કરડકણાં કુતરાંની વેગ અત્યંત ઢોંગ કરેછે.

સૌથી સરસ આરસ ઇટલીમાંથી નીકળે છે.

સૌથી સરસ રૂપું જર્મનીમાંથી નીકળે છે.

સૌથી સરસ લોઢું સ્વીડનમાંથી નીકળે છે.

સૌથી સરસ કલાઇ ઇંગ્લાંડમાંથી નીકળે છે.

સૌથી સરસ રેશમ ફ્રાન્સમાં નીપજે છે.

સૌથી સરસ ફીત બેલ્જીયમમાં નીપજે છે.

સૌથી સરસ રોટલી સ્કોટલાંડમાં બને છે.

સૌથી સરસ પનીર ઇટલીમાં થાય છે.

સૌથી સરસ દારૂ હંગરીમાં બને છે.

સૌથી સરસ મધ ગ્રીસ અને સિસિલીમાં મળે છે.

સૌથી સરસ ઘઉં **સાર્ડિનીઆ**માં નીપજે છે.

સૌથી સરસ ઉન **સ્પેઈન**માં મળે છે.

સૌથી સરસ ગેંહો **પોર્ટુગાલ**માં થાય છે.

સૌથી સરસ રમકડાં **જર્મની**માં બને છે.

ઘણામાં ઘણા કોયલા **ઈંગ્લાંડ**માંથી નીકળે છે.

ઘણામાં ઘણું રેશમ **ઈટલી**માં થાય છે.

ઘણામાં ઘણું મીઠું **ઑસ્ટ્રિયન** પોલાંડમાં થાય છે,

ઘણામાં ઘણું  સોનું **હંગરીમાંથી** નીકળે છે.

ઘણામાં ઘણાં  રૂઆં **રૂશિઆ**માંથી નીકળે છે.

આખા યૂરોપમાં સૌથી પહાડી  દેશ **સ્વિટ્ઝર્લાંડ** છે.

આખા યૂરોપમાં સૌથી સપાટ  દેશ **હોલાંડ** છે.

આખા યૂરોપમાં સૌથી ઠંડો  દેશ **આઈસ્લાંડ** છે.

આખા યૂરોપમાં સૌથી, ગરમ  દેશ **માલ્ટા** છે.

આખા યૂરોપમાં સૌથી ઉજડ  દેશ **હોલાંડ** છે.

આખા યૂરોપમાં સૌથી ફળદ્રુપ  દેશ **હંગરી** છે.

આખા યૂરોપમાં સૌથી ઝાઝાં જંગલ **રૂશિયા**માં છે.

સમય થયો છે વિશુદ્ધિ સાધી, મન, વચ, કરણી કરવાનો;
સમય થયો છે સુખરૂપવાની શાંતિરવિજયોત ઝળકવાનો, ૫

( શ્રી ભક્ત. )

---

## दुष्काळना वखतमां जीवतदान आपो.

ધર્મ ધુરંધર સકલ જન, ભિડભંજન શ્રીમાન;
કલકલતાં મરનારને, આપો જીવતદાન.

ઉત્તર પશ્ચિમ મુલકપર, રૂઠ્યું છે અસમાન;
જુલમ જુલમ વરસી રહ્યો, આપો જીવતદાન.

તીસ લાખ ભૂખે મરે, સૂતું શું સુણિને કાન;
ધિક્ક થવું શઠ જિવ છતે, આપો જીવતદાન.

બાપો વેચે છોકરાં, ઝુંના દેખાયે નાન;
માણસમાંસ ખપે ઘણું, આપો જીવતદાન.

થાયે નાસાનાસ ને જાયે જનના જાન;
દીન હીનને જોઇને, આપો જીવતદાન.

અબળા બાળક ટળવળે, કપાય તે બેભાન;
દયાળુ સરવે શોધિયા, આપો જીવતદાન.

અંગ્રેજો નહિ જાત પણ, દે દખણા મુકિ માન;
દેશ જાત છે આપણાં, આપો જીવતદાન.

ભરતામાં ભરતો રખે, એમ કહે ભગવાન;
અરજુન હેજે પીડિતને, આપો જીવતદાન.

રીઝાતાં ખાતાં કરો, દાન ન દયા સમાન;
ચડતિ પડતિ સહુની ખરી, આપો જીવતદાન. ૯

ઇશ્વર તમતણિ આ સમે, સમજો ચતુરસુજાન;
કરી સુખે ઉદારતા, આપો જીવતદાન. ૧૦

જાત જાત ને દેશનું, ધરમી શુભ અભિમાન;
રાખો તો ઉમંગથી, આપો જીવતદાન. ૧૧

ઉગારવા મરતાં ભુખે, કરો રંક સન્માન;
આવી આજ સભા વિષે, આપો જીવતદાન. ૧૨

નર્મદાશંકર ફરિ કહે, અરજી ધરી કાન;
દેખણુ નવ અચકાવવી, આપો જીવતદાન. ૧૩

(નર્મકાવ્ય)

---

## वैदिक वर्ण अने आधुनिक भ्रष्टता.

---

પદ.

* જાતિ એક જ માનવ જાણોજી, બહુ તો સ્ત્રી પુરુષ બે પ્રમાણોજી;
ગુણથી ગણાઇ જાતિ ચારજી, વધી થઇ ગઇ વર્ણ અઢારજી.

ઢાળ

અઢાર વર્ણ થઇ વધીને, તેમાં ભેદ અપાર;
ભેદમાં પણ ભેદ ઝાઝા, કોણ ગણી શકનાર?

મ્હાવર શાખ સરસ છે. ૫

દીકરી આવ્યાં તો સુખ સુખે માણજે,
બેટા ! રહીને મલાજાની માંય,
એમાં મોટું માન છે. ૬

જેનું ઘરમાંય ઢાંકયું કપાળ રહે,
ઢાંકયાં ઢાંકયાં તેણે કુળ બેઉ,
ભૂષણ સોનું લાજે છે. ૭

તું તો દીકરા ! સુશીલ ડાહી છે,
નથી કહેવું પડે એવું કાંઇ,
જાઓ સુખે સંચરો ! ૮

(કાવ્યપીયૂષ)

## अमृतवाणी.

ભૂમિ સમ ગોપાલકી, વામેં અટક કહાં;
જાકે મનમેં અટક રહી, સો નર અટકે રહા.

તીરથમેં ફલ એક હે, સંત મિલે ફલ ચાર;
સદ્ગુરૂ મિલે અનેક ફલ, કહે કબીર બિચાર.

શબ્દે સાર
જે નર થ

સહેજ દિયા સો દૂધ બરોબર, માંગ લિયા સો પાની;
ખેંચ લિયા સો રક્ત બરોબર, ચેહિ કબિરા બાની.

---

તું જાણે હર દૂર હે, પણ હર હૃદયામાંય;
ભીતર તાટી કપટકી, તાસેં સૂજત નાંય.

---

ચિંતાસેં ચતુરાઇ ઘટે, દુઃખસેં ઘટે શરીર;
પાપસેં ઘટે લચ્છમી. કહ ગયે દાસ કબીર.

---

આયા હય સો જાયગા, રાજા રંક ફકીર;
કોઇ સિંહાસન ચઢ ચલે. કોઇ બાંધ જંજીર.

---

પરનારી પહેરી સુરી, મત લગાવે અંગ;
દસ સિસ રાવનકે ગયે, પરનારીકે સંગ.

---

લચ્છમી કહે મેં નિત નહીં, ન પુરું કોઇ આશ;
કિતનેક રામ રમ ગયે, ( ઓર ) કિતને ગયે નિરાશ.

---

નારી નિંદા મત કરો, નારી નરકી ખાન;
નારીસેં ઉત્પન્ન ભયે, પ્રુ પ્રહ્‌લાદ સમાન.

---

કબીર ગર્વ ન કીજિયે, રંક ન હસિયે કોય;
અજહૂ નાવ સમુદ્રમેં, કયા જાને કયા હોય.

---

સુખ સંપત પ્રીરબી મીલે, નહિ જોબન ઓર જાન,
સમજો એ સંસારમેં. એક જનમ ઇનસાન.

---

બિન બોલાવન બેસનો, બીડો ને બહુ માન;
જા ઘર પાંચ બખા નહિં, બેહો ઘર સદા મસાન.

---

જ્ઞાન ગરીબી હરિભજન, કોમલ ભજન અદોષ;
તુલસી કબહુ ન છાંડિયે, ક્ષમા શીલ સંતોષ.

---

કહાં યુધિષ્ઠિર નૃપતિ હે, કહાં વિક્રમ ભૂપાલ;
કીરત જગમેં રહ ગઇ, સબકો ખાયો કાલ.

---

કાયા જોબન માલ ધન, અવિચલ રહા ન કોઇ;
જો ઘડિ પલ આનંદમેં, જીવનકા ફલ સોઇ.

---

એસો મિત્ર ન કીજીએ, વિપત પડે ખિસ જાય;
જબ લગ મતલબ હોત હે, તબ લગ પ્રેમ બતાય.

---

જેસી મીઠી લગત હે; ગામ કથાકી ગાથ;
એસી લાગે હરિ કથા, તો તરવો કયા બાત.

---

સબકે ગુરૂ સબકે ધની, સબકે સરજનહાર;
તાકું કયું ન સંભારિયે, ભવજલ તારનહાર.

---

સુખમેં ન ધરો હર્ષ અતિ, દુઃખમેં નહિ દિલગીર;
સુખદુઃખ સબહી જૂઠ હે, જયોં મૃગજલકો નીર.

---

કલિમેં આયુષ્ય અલ્પ હે, બીતત લગત ન બાર;
ઇતનેમેં સુખ દુઃખહુકો, હર્ષ શોક કયા ધાર.

---

સુખ પિછે દુઃખ આત હે, દુઃખ પીછે સુખ આત;
આવત જાત અનુક્રમે, જયોં જગમેં દિન રાત.

---

મનકો દુઃખ મનમેં રખો, ન કરો બદન બિલાપ,
દુર્જન હરખે દેખિકે, સ્વજન ધરે સંતાપ.

---

સ્વારથિ સબ સંસાર હે, બિન સ્વારથિ ન કોય;
સબ અપની મતલબ લિયે, મિત્ર અમિત્રહિ હોય

---

જેસી સોબતે જગતમેં, તેસો હોહિ ઉપાય;
સોબત ગુન છૂટે નહિ, કોન રંક કોન રાય.

---

કુલદીપક હોનાં કઠિન, દેશદીપક દુર્લભ;
જગદીપક જગદીશકો, અંશ મનુષ્ય અલભ્ય.

---

દુઃખમેંસેં સુખ હોત હૈં, ડર મત દેખહિ દુઃખ;
જિતનો દુઃખહિ તાપકો, તિતનો વૃદ્ધિ સુખ.

---

નામ રહંતાં ઠાકરાં, નાણાં નહિ રહંત;
કીરતી કેરાં કોટડાં, પાડ્યાં નહિ પડંત.

---

મધુર વચન મુખ બોલહિં, ભીતર વિષ ભરપૂર;
દાવ પરેતો પલકમેં, લેવે જીવ જરૂર.

---

કહના હૈ કરના બી હૈ, તલકા ત્રીજા ભાગ;
કહના નહિ કરના નહિં, વાકા બડા અભાગ.

---

આર્યભૂમિકો રત્ન હૈ, સુખ સંપત્ત સૌ દેત;
રક્ષો એ ગૌમાતકું, ધરિ હૃદયમેં હેત.

---

અગન પણીના રાજદંડ, ચોર મૂસલે જાય;
ઈતના દંડ દુનિયા સહે, (પણ) ધર્મ સહ્યો નહિ જાય.

---

પ્રભુતાકો સબ કોઉ ચહે, પ્રભુકો ચહે ન કોય;
જો તુલસી પ્રભુકો ચહે, આજહિ પ્રભુતા હોય.

---

સાચે આપ ન લાગહી, સાચે કાળ ન ખાય;
સાચે સાચે મિલ રહે, સાચે સતગુરૂ સાંય.

---

મનકે હારે હારાયે, મનકે જીતે જીત;
પરિબ્રહ્મ કો પાઇયે, મનહી હોય પ્રતીત.

---

સાધ મિલે સાહિબ મિલે, અંતર રહી ન રેખ;
મનસા વાચા કર્મણા, સાધૂ સાહિબ એક.

---

( સવૈયા )

તારાકી જોતમેં ચંદ્ર છુપે નહિં,
સુર છુપે નહિં બાદર છાયો,
રંન ચડયો રજપુત છુપે નહિં,
દાતા છુપે નહિં માગન આયો;
ચંચલ નારકો નેન છુપે નહિં,
પ્રીત છુપે નહિં પૂઠ દેખાયો,
કવિ ગંગ કહે સુન શાહ અકબ્બર,
કર્મ છુપે ન ભભૂત લગાયો.

---

પત કપૂત કુલચ્છન નાર,
લડાક પરોશી લજાવક સારો,
બ્રાત અઢંગો લંપટ પ્રોહિત,
લોભિગો મિત્ર અનીત ધુતારો;
ચાકર ચોર નિશાનક ઢોર,
સાહેબ સૂમ દિવાન કુડારો,
કવિ ગંગ કહે સુન શાહ અકબ્બર,
( એ ) બારકો બાંધ સમુદ્રમેં ડારો.

---

નાહિં અર્જુન દીજ બધે,
અરૂ નાહિં ગોવિંદ સેતુ રચાવે.

ગર્જહિં દ્રૌપદિ દાસિ જઈ,
અરૂ ગર્જહિં ભીમ રસોઇ પકાવે,
ગર્જે બડી સભ લોગનમેં,
અન ગર્જ બિના કોઇ આવે ન જાવે,
કવિ ગંગ કહે સુન શાહ અકબ્બર,
ગર્જસે બીબી ગુલામ રિઝાવે.

———

બાલમેં ખ્યાલ બડેમે બિરોધ,
અગોચર નારસેં ના હસિયે,
અન્નમેં લાજ અગનસે જોર,
અજાન નીરમેં ના ધસિયે,
બૈલકું નાથ ઘોડેકું લગામ,
હસ્તિકું અંકુશસેં કસિયે,
કવિ ગંગ કહે સુન શાહ અકબ્બર,
કૂરસેં દૂર જદા બસિયે.

———

જટ્ટ કહા જાને ભટ્ટકો ભેદ,
કુંભાર કહા જાને ભેદ જગાકો,
મૂઢ કહા જાને ગુદડી બાનમેં,
ભીલ કહા જાને પાપ લગાકો;
પ્રીતકી રીત અતીત કહા જાને,
બેસ કહા જાને ભેવ સગાકો,
કવિ ગંગ કહે સુન શાહ અકબ્બર,
ગદ્ધ કહા જાને નીર ગંગાકો.

( કવિત. )

નીર બિન કૂપ કહા તેજ બિન ભૂપ કહા,
સ્વચ્છન બિન રૂપ કહા ત્રિયાકો બખાનવો,
કાલરકો ખેત કહા, કપટીકો હેત કહા.
દીન બિન દાન કહા, ચિત્તમાંહી આનવો,
તપ બિન જોગ કહા, જ્ઞાન બિન મોજ કહા,
સપુત બિન પુત કહા, રુપ્યો કુલ જાનવો,
જિવ્હા બિન મૂખ કહા, નેન બિન નેહ કહા.
રામ નામ બિન મુખ જાનવર પિછાનવો.

---

( કુંડલિયા. )

કાયા કચ્ચા કુંભ હૈ, છોડ ગરવ ગુમાન;
આયા ઐસા જાયગા, નહિ સમજે નાદાન.
નહિ સમજે નાદાન, જ્ઞાન શુદ્ધિ સબ ભુલા,
સુત દારા સુલતાન, દામકી ખાતર ડૂલા;
કહેતે વલ્લભરામ, દૂર કર મમતા માયા,
જરૂર જાયગા જીવ, મિલે મિટીમેં કાયા.

---

ચિંતાસે ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ગુન જ્ઞાન;
બુદ્ધિસહિત બિદ્યા ઘટે, ચિંતા ચિતા સમાન.
ચિંતા ચિતા સમાન, નયન નિદ્રા નહિ આવે,
નહિ નારીસે પ્રેમ, ભૂખ નહિ ભોજન ભાવે.
કહે ગિરિધર કવિરાય, સુનો સબ સજ્જન ચિંતા,
સો નર કૈસે જિયે, નિશદિન જિસ મન ચિંતા.

---

સાંઈ સબ સંસારમેં, મતલબકા બ્યવહાર;
જબલગિ પૈસા ગાંઠમેં, તબલગ તાકો યાર.
તબલગ તાકો યાર, સંગહી સંગમેં ડોલે,
પૈસા રહ્યા ન પાસ, યાર મુખસેં નહિ બોલે,
કહે ગિરિધર કવિરાય, જગત યહિ લેખા ભાઈ,
બિનુ મતલબ બ્યવહાર, યાર બિરલા કોઈ સાંઈ.

---

મેરા મેરા ક્યા કરે, તેરા નહિ તલબાર;
સબી છોડકે જાયગા, પુત્ર નાર પરિવાર.
પુત્ર નાર પરિવાર, ચાર દિનકા હૈ સુપના,
અર્થ ઓર ઘરબાર, ઉસીમેં કછુ ન અપના;
મમતા માયા મોહ, કાલકા ફિરતા ફેરા,
કહતે વલ્લભરામ, કરે મત મેરા.

---

હિંદુ કહે મેં હુમ બડે, (ઓર) મુસલમાન કહે હંમ
એક મુગકી દો ફાડ હે, કુણ જાદા કુણ કંમ.
કુણ જાદા કુણ કંમ, કબી કરનાં નહિ કજિઆ,
એક ભગત હો રામ, દૂજો રેમાનમેં રજિયા,
કહે દીનદરવેશ, દોય સરિતા મિલ સિંધૂ,
સબકા સાહેબ એક, એક મુસલમાન હિંદૂ.

---

બંદા બોત ન ફૂલિયે, ખુદા ખમેગા નાંહિ;
જોર જુલૂમ ન કીજિયે, મૃત્યુલોકકે માંહિ.
મૃત્યુલોકકે માંહિ, તુજરબાં તુર્ત દિખાવે;
જેતા કરે ગુમાન, સોહિ નર ખત્તા ખાવે.
કહે દીનદરવેશ, ભૂલ મત ગાફિલ ગંદા.
ખુદા ખમંદા નાંહિ. બોત મત ફૂલે બંદા.

---

રોટી તુજકું રંગ હે, આવત સબ સંસાર;
જ્ઞાનિ ધ્યાનિ જોગી જતી, જબ લગ લે આહાર;
જબ લગ લે આહાર; ચાર ગતિ પ્રેમકિ સૂજે,
ભૂખ સમય કછુ બાત, ઓર નર કેયુ ન બૂજે.
કહે દીનદરવેશ, દેખ દેવનરોં રોટી.
આવત સબ સંસાર, રંગ હે તુજકું રોટી.

(અમૃતવાણી.)

---

## સુઘડ—ફૂવડનો ઘરસંસાર.



(લાવણી.)

જેને ચતુર સુઘડ મળિ નાર, સફળ જિંદગાની,
મળિ ચપટ ફૂવડ, અવતાર કરે ધુળધાણી.
ચતુરા ચેતે પરોઢે, સમંગસૂચક તે,
ઉપાડે અબોટ્યા બોલ, વખત બે વખતે.

પતિ મન ધારેલું સહજ પારખે હસતી,
ગમે એવી દૂર પણ હૃદયપાસ રહે વસતી.
ઘરકાજ કરે નિજ હાથ, તથાપી નવરી,
મિઠિ વાત કરે સહુ સાથ, ન લેશે લવરી.
ચપળા સમ ચતુરી અતિ વિમળ કહું કેવી ?
ધન ભાગ્ય પુરુષ તને ચતુર નાગી એ દેવી. ૧.

( ઝૂલ. )

સુંદર ઘર ને સુખી સંસાર,
જેને ચતુર સુઘડ મળિ નાર;
સુખ શોભાનો નહિ પાર,
દેખિ ઇંદ્ર બળે આ વાર.

એ જીંદગી રોજની રોજ બને ઉજાણી,— મળિ અપટુ૦ ૧

ઉઠે સહુથી પહેલી રમા અપ્સરા જેવી,
ગાતી ગાતી ઘર સ્વચ્છ કરે જો કેવી ?
કરિ સ્વચ્છ શરીર સદાય, સાજ શુભ સજતી,
પતિસ્નાન ધ્યાન સાહિત્ય પાક આદરતી;
કરિ બાળકડાંને વ્હાલ ઉછાડે રમતી,
ગિત ગાતી, વાતો કરતી બાળને ગમતી.
ઘણું કરી થોડું દેખાડે, એવી એ શાણી,
સમજી સંભાળે ખરચે પતિની કમાણી.

( ઝૂલ. )

સાદી કેવી સુંદરી !
મુખ કર પગ નિર્મળ કરી,
ફરે મદા મદન સુખ ભરી;
સુખવૃષ્ટિ જાણે ઝરમરી.

હવે બાકી શી તને મઝા, પતિ, દુનિયાની ? મળિ અ૦ ૨

જો અપટ ફુવડના ઢંગ—કેવું એ બુધું ?
એ.ટલું સમજે નહિ, સમજે ત્યારે ઊંધું;
જો કરે બગાડે, બગડે ભાગ્યને ફિકુની,
અગ્નિ ગર્નિ બુઝે રે, બુઝે ગણુતી ગનુતી;
શુંમનનો ઝેરી સ્વભાવ, જરીમાં ગળણે,
કેટલી વાયુસમ વસ્ત્રે ટેકે વળગે;

કરિને આપેજ અપરાધ નડે બીજાને,
પકડાય છતે નિજ વાંક ન મુખથી માને.

( ઝૂલ. )

ઘર દારુણ છે ઘોરથી,
સંસાર વિશે શી સ્થિતિ ?
દુ:ખ દુસ્તર એથી નહિં,
જ્યાં અપટ ઘર કરી રહી.

જ્યાં અપટ યુવકનું રાજ્ય, લાજ ત્યાં શાની ? મળિ અ૦

શુભ દિવસે સુંદર વસ્ત્ર શરિર પર નાખે,
કાળાં ધોળાં વળિ લાલ, મણા નહિ રાખે;
કર સ્નાન કળશિયે એકે જુઓ આ ફુટડી;
દાતણ માટે તેમાંથી રાખિ જળ ઘુંટડી;
મંદિર શેરીએ ફરે, તજી ઘર સ્વામી!
કોમળ બાળક સંભાળ નકામી માની.
મરશાણુ એવી એ ખાશી, સુહીનું રાંધે,
પૈસામાંથી પણ પાઇ ગિરોએ બાંધે.

( ઝૂલ. )

તું લાખે લેખાં લખે,
તું પૈ પૈ દેખી ભખે; *
તું કાવ્ય કથારસ શિખે,
તે ઉભી લટિયાં પિખે !

એ દશા, ન કોને દઇશ એવી દીવાની,—મળિ અપટ૦

સંસારિકા.

---

* પાઇમાટે શાહુકારા જોડે કંકાસ કરે.

આખા યૂરપમાં સૌથી ઝાઝાં જંગલ **રશિયામાં** છે.
આખા યૂરપમાં સૌથી ઝાઝા બળતા પહાડ **આઈસ્લાંડમાં** છે.
આખા યૂરપમાં સૌથી ઝાઝાં કોતર **નૉર્વેમાં** છે.
આખા યૂરપમાં સૌથી ઝાઝાં સરોવર **સ્વીડનમાં** છે.
આખા યૂરપમાં સૌથી ઝાઝી નહેરો **હોલાંડમાં** છે.
આખા યૂરપમાં સૌથી ઝાઝી નદીઓ હંગરીમાં છે.
આખા યૂરપમાં સૌથી ઝાઝાં શહેર **જર્મનીમાં** છે.
આખા યૂરપમાં સૌથી ઝાઝા કબરસ્તાન **તુર્કસ્તાનમાં** છે.
આખા યૂરપમાં સૌથી ઝાઝા મહેલ ઇટાલીમાં છે.
આખા યૂરપમાં સૌથી ઝાઝાં કારખાનાં **ઇંગ્લાંડમાં** છે.

---

**ઈટાલીમાં** બાઈરાં કદી એકલાં રહેતાં જ નથી.

**તુર્કસ્તાનમાં** બાઈરાને જનાનામાં હમેશાં એકલાંજ ગોંધાઈ રહેવું પડે છે.

---

**લાપ્લાંડમાં** ગરીબ લોક રીંછના ચામડાં પાથરીને તે ઉપર સૂએ છે.

**આઈસ્લાંડના** કેટલાક ભાગમાં લોકો પરાળ પાથરીને તે ઉપર સૂએ છે.

---

**રશિયામાં** ટાઢ ન વાય તે માટે કેટલાએક લોકો બેવડાં બારણાંનો બારો રાખે છે.

**ઈટાલીમાં** તાપ ન લાગે માટે કેટલાએક લોક ઘરને ઓટલા કરાવે છે.

**ઇંગ્લાંડ**માં બળતણ માટે કોયલા વપરાય છે.

**ફ્રાંસ**માં બળતણ માટે લાકડાં વપરાય છે.

**આયર્લાંડ**માં બળતણ માટે એક જાતની સુકી માટી વપરાય છે.

---

**રુશિયા**માં આખો શિયાળો ગાય તથા ઘેટાંને ઘરમાં બાંધી રાખવામાં આવે છે.

**ઇટાલી**માં આખો ઉનાળો ઘણાએ ગરીબ લોકો ઘરની બહાર સૂએ છે.

**આઇસ્લાંડ**માં લોકો બધો શિયાળો ઘરમાંજ ભરાઈ રહે છે.

**લાપ્લાંડ**માં લોકો બધો શિયાળો ચીસલાંમાં બેસીને અને સરતી પાવડીઓ પહેરીને ફરફર કરે છે.

---

યુરપના બીજા બધા દેશો કરતાં **પોલાંડ**માં **યાહુદી** લોકો ઝાઝા છે.

યુરપના બીજા બધા દેશો કરતાં **હંગરી**માં **જીપ્સી** લોકો ઝાઝા છે.

યુરપના બીજા બધા દેશો કરતાં **રુશિયા**માં વસ્તિના પ્રમાણમાં લશ્કરી લોકો ઝાઝા છે.

યુરપના બીજા બધા દેશો કરતાં **ઇંગ્લાંડમાં** ખલાસી લોકો ઝાઝા છે.

યુરપના બીજા બધા દેશો કરતાં **સ્પેન**માં સરવાડ લોક ઝાઝા છે.

યુરપના બીજા બધા દેશો કરતાં **ઇટાલી**માં ગવૈયા લોકો ઝાઝા છે.

---

**આઈરીશ** લોકો હળવે મળવે સારા છે.
**સ્કોટ** લોકો મળવે હળવે ટાઢા છે.
**ફ્રેંચ** લોકો હળવે મળવે વિવેકી છે.
**અંગ્રેજ** લોકો મળવે હળવે તોછડા છે.

---

આખા યૂરપમાં સૌથી વધારે સ્વતંત્રતા **અંગરેજ** લોકો ભોગવે છે.

આખા યૂરપમાં સૌથી વધારે ગુલામગીરી **તુર્ક** લોકો ભોગવે છે.

આખા યૂરપમાં સૌથી વધારે ભણેલા પ્રશિયન લોકો છે.

આખા યૂરપમાં વધારે અભણ **સાર્ડિનિયન** લોકો છે.

આખા યૂરપમાં સૌથી વધારે પુસ્તકો **જર્મન** લોકો લખે છે.

આખા યૂરપમાં સૌથી સરસ પૂતળાં **ઇટાલિયન** લોકો બનાવે છે.

આખા યૂરપમાં સૌથી વધારે ઘરેણાં **ફ્રેંચ** લોકો બનાવે છે.

આખા યૂરપમાં સૌથી ઉપયોગી એવા સંચા **અંગ્રેજ** લોકો બનાવે છે.

આખા યૂરપમાં સૌથી ઝાઝી ખેડ કરનાર **બેલ્જિયન** લોકો છે.

---

**પોલાંડમાં** લોકો પોતાનાં માથાં બોડાવે છે.
**તુર્કસ્તાનમાં** લોકો ઘણી લાંબી દાઢી રાખે છે.

---

**ગ્રીસ** દેશનાં બઈરાં રૂપાળાં હોય છે.
**ફ્રાન્સ** દેશનાં બૈરાં મશ્કરાં હોય છે.
**સ્કોટલાંડ** દેશનાં બઈરાં અક્કલમંદ હોય છે.

**વેલ્સ** પ્રાંતનાં બઇરાં જાણવા જેવાં હોય છે.
**હોલાંડ** દેશનાં બઇરાં સુઘડ હોય છે.
**ઇંગ્લાંડ** દેશનાં બઇરાં લાજાળ હોય છે.

---

યૂરપમાં **ફ્રેંચ** લોકો સૌથી આનંદી હોય છે.
યૂરપમાં **ડચ** લોકો સૌથી ગંભીર હોય છે.
યૂરપમાં **જર્મન** લોકો સૌથી ઉદ્યોગી હોય છે.
યૂરપમાં **પોર્ટુગીઝ** લોકો સૌથી આળસુ હોય છે.
યૂરપમાં **પોલ** લોકો સૌથી ગંદા હોય છે.
યૂરપમાં **આઇસ્લાંડર** લોકો સૌથી સાદા હોય છે.

---

**લાપ્લાંડ**માં કાળી બિલાડીઓ પૂજાય છે.
**તુર્કસ્તાન**માં બગલાં પૂજાય છે.

---

**ડેન્માર્ક**માં નદીઓ નથી, તો **વેલ્સ**માં સરોવર નથી.
**હોલાંડ**માં પહાડ નથી, તો **આઇસ્લાંડ**માં જંગલ નથી.
( દરિયા પારના દેશોની વાતો. )

---

## ફત્તેહ.

આપણા દેશની હાલની ઉછરતી પ્રજા પર ત્રીસ વર્ષ પછી
નાં બધાં કામકાજનો બોજો આવી પડશે; આપણા ભવિષ્યના

રાજનીતિજ્ઞ પુરૂષો, ન્યાયાધીશો, વકીલો, વૈદ્યો, ધર્મગુરૂઓ, વેપારીઓ અને કારીગરો, એ વર્ગમાંથી તૈયાર થવાની આપણે આશા રાખીએ છીએ; પરંતુ ઉછરતી પ્રજાના હજારો જુવાનોમાંથી કેટલા જણને ફતેહ મળશે ? કેટલાનો જન્મારો એળે જશે ? દેશની ચઢતી કે પડતી થવી તેમના હાથમાં છે. પોતાની ફરજો બરાબર બજાવી પોતાનો જન્મારો તેઓ શી રીતે સફળ કરી શકે ? આ પ્રશ્નોના જવાબ આપવાની ધારણા આ પુસ્તકમાં રાખી છે.

ફતેહ એટલે શું ? માત્ર પોતાના જાત ફાયદાની આકાંક્ષા પુરી કરવી, એ કંઇ ફતેહ નથી. પૈસો એકઠો કરવો, મોટામાં મોટી પદવી મેળવવી, વિદ્વત્તા, ભાષણ કરવાની છટા, અથવા રાજ્યકૌશલ્યને માટે પ્રખ્યાત થવું, એટલામાંજ ફતેહ સમાયેલી નથી. આમાંની કોઈ અથવા બધી વસ્તુઓ પ્રાપ્ત થાય; તો પણ વાસ્તવિક રીતે જીંદગીમાં ફતેહ મળે નહીં. નીતિ બાજુએ મુકીને મેળવેલો પૈસો, ખટપટથી મેળવેલાં માન,. અથવા લોકોપયોગી કામને બદલે માત્ર પોતાનો ફાયદો સાધવામાં વાપરેલી વિદ્યા અને રાજ્યકૌશલ્ય, એ કંઇ ખરી ફતેહનાં લક્ષણ નથી. ઘણામાં ઘણું એટલું કહી શકાય કે તે મેળવનારે થોડા भागनी फत्तेह मेळवी छे. पूर्ण फत्तेह तो आपणी शक्ति अने तर्कनो सौथी सरस उपयोग कर्याथी मळे छे. थोडी બુદ્ધિ અને થોડી તકવાળો માણસ પોતાનાં સાધનોનો એવો સારો ઉપયોગ કરી શકે કે તેનાથી બમણી બુદ્ધિ અને વધારે તકવાળા માણસ કરતાં તે મનુષ્ય વર્ગનું વાસ્તવિક રીતે વધારે ભલું કરી શકે; માટે વધારે બુદ્ધિ અને વધારે સાધનોવાળા માણસ કરતાં તેને વધારે ફતેહમંદ ગણવો જોઇએ. જીંદગીનું સાર્થક કરવામાં તેણે પોતાનાં સાધનોનો સૌથી સરસ ઉપયોગ કર્યો છે, કારણ કે પોતાનાથી બમણાં સાધનોવાળા કરતાં તેણે મનુષ્યવર્ગની વધારે ઉન્નતિ કરી છે; અને તેમ કરવામાંજ તેનું ડહાપણ સમાયલું છે. એક મહાશયે કહ્યું છે કે “ सोनुं मेळववा करतां डहापण मेळववुं वधारे सारुं

છે, कारण के हीरा, माणेक अने झवेर करतां डहापण चढतुं छे अने तेनी साथे सरखामणीमां दुनियानी बीजी बधी वस्तुओ निर्माल्य छे ! ! जोन जेकब एस्टर જન્મ્યો ત્યારથીજ તેનામાં પૈસો મેળવવાની આકાંક્ષા જન્મેલી હતી. તેનું કુટુંબ કામ કરવાની નિપૂણતાને માટે જાણીતું હતું. ૨૦ વર્ષની ઉમ્મરે જર્મનીથી તે યુનૈટેડસ્ટેટ્સમાં આવ્યો હતો અને ન્યુયોર્ક શહેરમાં વસ્યો હતો. ૧૬ વર્ષમાં અઢી લાખ ડૉલર તે કમાયો હતો. તે મરી ગયો ત્યારે જે પૈસો મૂકી ગયો હતો તેની આગળ આ અઢી લાખ ડૉલરની રકમ તો કાંઈ જ જેવી હતી. એ તો દેખીતું જ છે કે ઉદ્યોગ, કરકસર, ખંત અને અવલોકન જેવા ખરા ફતેહ મેળવવાને અવશ્યના ગુણ તેનામાં હતા; પણ જીંદગીમાં તેની મુખ્ય ધારણા પૈસાદાર થવાની હતી અને ઉપર જણાવેલા તેના ગુણોને લીધે તે પોતાની એ ધારણા પૂરી કરી શક્યો હતો. જો કે તે લાખો રૂપિયા એકઠા કરી શક્યો હતો, તો પણ જીંદગીનું સાર્થક કરવામાં તેને માત્ર થોડીજ ફતેહ મળી હતી. વાસ્તવિક રીતે જોતાં ખરા પુરૂષત્વના અડધા ગુણ તેનામાં હતા; બાકીના ગુણ પૈસા કમાવાની ધુનમાં તે ખીલવી શક્યો નહોતો, અને ખીલવી શકાય પણ નહીં. આખરે સોનાના મહેલનો તે માલીક થયો હતો; પણ તેની માલમીલકત માટીની હતી, માટે તેને ફતેહ મળી કહેવાય નહીં. **હોરેસમેન** આ અભિપ્રાય નીચેના શબ્દોમાં જણાવે છે: ".કોઈ માણસ પોતાની આખી જીંદગી પૈસા કમાવાને માટે મહેનત કરે, દરરોજ જૂજ જૂજ દાન આપે નહિ ને દાન જૂજ જૂજ માગવા આવનારનું સાંભળે નહિ; પણ દરરોજ આપેલી રકમો એકઠી કરવામાં આવે તો તેથી બની શકે નહીં, એવા મહાભારત પરોપકાર કરવાના કામની વ્યવસ્થા મરતી વખતે કરી શકાય; એવી ચોકકસ ધારણાથી માત્ર પોતાનો પૈસો વધારવા તરફજ લક્ષ રાખે તો એવો માણસ પોતાની મેળે પરમેશ્વરનો નોકર અને દાનાધિકારી બને છે; અને પોતાના ધણીનો પૈસો જાણે ભારે દરના વ્યાજે મુકતો હોય એમ કરે છે, અને

આખરે હિસાબ લેવાને વ્હાડે વ્યાજ ને મુદ્દલ બન્ને સોંપી દેછે. કોણ કહેશે કે આવો માણસ પરમેશ્વરનો ખરો અને નીમકહલાલ નોકર નથી ? કોણ કહેશે કે ઇશ્વર તરફથી બદલો માગવાને તે લાયક નથી ? છંદગાની શી ધારણાથી પુરી કરવામાં આવી છે તેની કસોટી કાઢવાનો દિવસ ખચિત આવશે. એ દિવસે જણાઇ આવશે કે અખુટ દોલતના ધણીએ સ્ટીવન ગિરર્ડની પેઠે પૈસો એકઠો કરવાને ખુશીથી મેહેનત કરી છે, દુઃખ સહન કર્યું છે, અપમાન ખમ્યું છે; પણ તેના અંતઃકરણમાં એવી ધારણા હતી કે મુવા પછી એવું કંઇ પણ ધર્માદા કામ કરવામાં પૈસો મુકી જવો કે જેથી મનુષ્ય વર્ગનું અખંડ અને નિરંતર ભલું થયાં જાય; અથવા એવું માલુમ પડી આવશે કે જોન જેકબ એસ્ટરની પેઠે માત્ર પૈસાના નીચ લોભને ખાતર અને મરણને વખતે ઇશ્વરને નહીં પણ પોતાના પૈસાને યાદ લાવીને પૈસા સાથે બાંધી જવાના હોય, તેમ પૈસા પરજ પ્યાર રાખી, તે પૈસો એકઠો કરતો હતો. જ્યાં સુધી મરણ આવીને પલકમા તેના હાથ કાપી નાંખે છે અને દુનિયાનો પૈસાદાર માણસ મટાડીને તેને દુનિયા છોડી ગયેલામાં ગરીબમાં ગરીબ બનાવી દે છે, ત્યાં સુધી એવો માણસ પોતાના પૈસાને વળગી રહે છે ! !

બોસ્ટનનો મર્હુમ એમોસ લોરેન્સ, એસ્ટર કરતાં ઉલટી વર્તણુંકનો બાહીનો દાખલો છે. એસ્ટરની પેઠે તે પણ ખેડુતને ત્યાં જન્મ્યો હતો, અને વીસ વર્ષની ઉમ્મરે શહેરમાં રહેવા આવી તેણે વેપાર કરવા માંડયો હતો. બન્નેએ મુંડી અથવા મિત્રોની મદદ વગર શરૂઆત કરી હતી. બન્નેમાં કામ કરવાની શક્તિ, ઉદ્યોગ, કરકસર કાળજી, અને ઘણી ખંત હતાં. પણ એ બેની વચ્ચે તફાવત આ હતો: એસ્ટરની પેઠે લોરેન્સ માત્ર પૈસાને પુંજતો નહીં. લોરેન્સે પોતાની છંદગીનો હેતુ તેનાથી જુદી તરેહનો રાખ્યો હતો. પહેલી નીતિ અને પછી પૈસો " એ તેની કહેવત હતી. તેના ગજવામાં રાખવાની નોટબુકમાં નીચેનું વાક્ય તેણે લખી રાખ્યું હતું. " કોઇ માણસને આખી દુનિયા મળે. પણ તે પોતાનો આત્મા

જુવે તો તેમાં તેને શો ફાયદો છે ? " તેનો જીંદગીનો ઉદ્દેશ શો હશે તે આ પરથી જણાઈ આવે છે. પૈસા આગળ બીજી બધી વાતો ઉતરતી ગણવાને બદલે તે નીતિ કરતાં પૈસાને ઉતરતો ગણતો હતો. પૈસાજ કમાવવા એવી કંઈ તેની ધારણા નહોતી, તેની જીંદગીની મુખ્ય ધારણા સાથે તેનો પૈસા કમાવાની ધારણાને આકસ્મિક સંબંધ હતો. એક વખતે ધર્માદા કામમાં આપવાને તેણે પોતાના સાગીર્દ પાસે છસેં ડોલર મંગાવવાની ચિઠ્ઠી લખી હતી. થોડા દિવસ પછી બીજા વધારે પૈસા મોકલવાને તેણે લખ્યું. કોઈ વિચક્ષણ લેખકનાં નીચેનાં વાક્ય એ ચિઠ્ઠીમાં તેણે ટાંક્યાં હતાં: "પૈસામાં જે સારી વાત રહેલી છે, તે પેલી સ્ત્રીના મલમની દાબડીની પેઠે તેના ઉપયોગમાં રહેલી છે; જેમ એ દાબડી ઉઘાડી તેમાંનો મલમ બહાર કાઢી, **ઈશુખ્રિસ્ત**ના દુઃખી અવયવોપર લગાડી તેને આરામ આપવાના કામમાં લેવામાં ન આવે તો તે નકામો છે, **તેમ ઈશ્વરને માટે અને તેણે બનાવેલાં દુઃખી પ્રાણીઓને માટે જે પૈસો વાપરવામાં ન આવે તો તે પણ નકામો છે. જે માણસ ઘણો પૈસો સંગ્રહ કરી રાખે છે તે નહીં, પણ જે ઘણો ખર્ચે છે તે પૈસાદાર છે**; માટે હું મારો પૈસો ધર્માદા કામમાં ખર્ચીને વધારે પૈસાદાર થઈશ અને સંસારશક્તિવાળો માણસ લોભથી પૈસો ભરી રાખશે તે વધારે ગરીબ થશે. " લૉરેન્સને પોતાના કામમાં ઘણી ફતેહ મળી હતી. તે લક્ષાધિપતિ વેપારી થયો હતો. સાત લાખ ડોલર પોતાની જીંદગીમાં ધર્માદા કામમાં તેણે ખરચ્યા હતા. અને મુવા પછી ઘણી દોલત પોતાનાં સગાંને તે વારસામાં આપી ગયો હતો. પૈસો કમાવા બાબત **વેલસ્લીનો** નિયમ ટુંકામાં નીચે પ્રમાણે હતો. **જેટલું કમાવાય તેટલું કમાવ; જેટલું બચાવાય તેટલું બચાવો; જેટલું અપાય તેટલું આપો.** " આ નિયમની પહેલી બે કલમોની શિખામણ પ્રમાણે લૉરેન્સની પેઠે **એસ્ટર** પણ ચાલતો હતો. પણ ત્રીજી કલમની

આસ જાર મૂકતો હતો અને ઉદ્યોગ, ડહાપણ અને બધા સદ્‌ગુણ પોતાની જીંદગીની એ ઉમદા ધારણા પાર પાડવાનું સાધન મેળવવા પાછળ વાપરતો હતો. પરિણામ એ થયું કે તેને માત્ર પૈસો નહીં પણ પુરૂષાર્થ એટલે કે સૌથી ઉંચા પ્રકારની ફતેહ મળી.

( જીંદગીનું સાફલ્ય. )

---

## न्याय के दया ?

---

ભૂમધ્ય સમુદ્રને કાંઠે આવેલા વેનિસ નામના સુન્દર શહેરમાં એન્ટોનિયો અને બેસેનિયો નામના બે મિત્રો રહેતા હતા. એન્ટોનિયો એક ધનાઢ્ય વ્હેપારી હતો; દરિયાઇ માર્ગે પૂર્વના દેશો સાથે એનો પુષ્કળ વ્હેપાર ચાલતો, અને એનાં વહાણો લાંબી સફરે જતાં. બેસેનિયોને પોર્શિયા નામની એક પૈસાદાર કન્યા સાથે પ્રેમ બંધાયો હતો, પણ પોતે ગરીબ હોવાથી એને ગામ મળવા માટે પણ ભાગ્યે જઇ શકતો. એક વાર એણે એન્ટોનિયોને કહ્યું, 'ભાઈ! થોડાક પૈસા આપે તો હું પોર્શિયાને મળી આવું." એન્ટોનિયોનું સઘળું ધન એના વહાણમાં પડેલું હતું, અને પોર્શિયાને ત્યાં જતા શોભે એટલું દ્રવ્ય બેસેનિયોને આપી શકે એમ નહોતું. તેથી તેણે શાઇલૉક નામે એક યાહુદી શરાફ પાસે એને નાણાં ધીરાવ્યાં. શાઇલૉકે મશ્કરીનો દેખાવ કરી કહ્યું કે—" જો ભાઈ ! હું તારા તરફથી નાણાં આપું છું તો ખરો, પણ ત્રણ મહિનામાં તે પાછાં નહિ અપાવે તો તારા શરીરનું એક શેર માંસ હું કાપી લઇશ. " શાઇલૉક કેવો લુચ્ચો છે એ બેસેનિયો જાણતો હતો, અને તેથી એ દુષ્ટ લોભીને આવી કબુલાત ન આપવી એમ એણે એન્ટોનિયોને કહ્યું. પણ એન્ટોનિયોને ખાત્રી હતી

કે મારો વહાણ ત્રણ માસ પહેલાં જરૂર આવશે. તેમ એને એસેનિયો ઉપર સ્નેહ ઘણો હતો, તેથી તેણે આ શરત ખુશીથી કબુલ કરી અને એ બાબતનો શાઇલૉકને દસ્તાવેજ પણ કરી આપ્યો. એસેનિયો એ પૈસા લઇ પોર્શિયાને ગામ ગયો. આ દરમિયાન પોર્શિયાનો બાપ મરી ગયો, અને તે મરતાં મરતાં પોર્શિયાને એટલું કહેતો ગયો, કે "હું તને સોનાની, રૂપાની અને સીસાની આ ત્રણ પેટીઓ આપું છું. તેની દરેકની ઉપર એક એક લેખ છે, અને તેમાંની એકની અંદર તારી છબી છે. તારી પાસે પૈસા જોઇ તને ઘણા લોક પરણવા આવશે; પરન્તુ તેઓને આ પેટીઓ બતાવજે, અને તેમાંથી એક પસન્દ કરવા કહેજે; અને જેની પસન્દ કરેલી પેટીમાં તારી છબી નીકળે તેને તું પરણજે." સોનાની પેટી ઉપર લખેલું "બહુને ગમતું"; રૂપાની પેટી ઉપર લખેલું "તમને ઘટતું;" અને સીસાની પેટી પર લખેલું "સૌ ખોઇને." એસેનિયોના આવતા પહેલાં, પોર્શિયા પાસે એક આફ્રિકાનો અને બીજો ફ્રાન્સનો એમ બે રાજા આવી ગયા હતા. આફ્રિકાના રાજાએ જાણ્યું કે "બહુને ગમતું બીજું શું હોય ? પોર્શિયાની જ છબી હોવી જોઇએ. " એમ ધારી એણે સોનાની પેટી ઉઘાડી. અન્દર પોર્શિયાની છબીને બદલે—'ચળકે તેટલું સોનું જ ન હોય ! એવા શબ્દો નિકળ્યા, ! ફ્રાન્સનો રાજા અભિમાની હતો. તેણે વિચાર્યું કે "મારા યોગ્ય પોર્શિયા સિવાય બીજું કોણ હોય ?" એમ ધારી તેણે રૂપાની પેટી લીધી. પોર્શિયાની છબી ન નીકળતાં "ધોળું તેટલું દૂધ જ ન હોય. " એવા શબ્દો નિકળ્યા ! આ પ્રમાણે બે ઉમેદવારોની તો વલે થઇ ગઇ હતી; પણ એસેનિયોનું શું થશે એમ વિચારતી પોર્શિયા બેઠી હતી; એટલામાં એસેનિયો આવ્યો, અને પિતાની આજ્ઞા પ્રમાણે એને પણ એ ત્રણે પેટીઓની કસોટીએ ચઢવવો પડ્યો. એસેનિયોના મનમાં હતું 'સૌ ખોઇને,' આ સંસારના સર્વસ્વનો ત્યાગ કરવો પડે તો તે કરીને પણ મારે પોર્શિયાને પરણવું; અને તેને પોતાના મનનો આ ભાવ સીસાની પેટી

ઉપર લખેલો દેખાયો, તેથી તેણે એજ પસન્દ કરી; અને ઉઘાડીને જુવે છે તો અન્દર પોર્શિયાની છબી ! આથી પોર્શિયા અને બેસેનિયો બન્ને હર્ષ પામ્યાં, અને તેઓએ પરણવાનો દિવસ નક્કી કર્યો. એટલામાં દૈવયોગે એવું બન્યું કે એન્ટોનિઓનાં વહાણ દરિયામાં તોફાને ચઢી ગયાં છે, અને શાઈલૉકના નાણાં ભરવાની મુદત પાસે આવી છે એવી મતલબનો વેનિસથી પત્ર આવ્યો. આ વાંચતાં જ બેસેનિયો ગભરાયો અને પોતાના મિત્ર ઉપર શાઈલૉક જુલમ ગુજારે તે પહેલા પોતાનો પ્રાણ એને અર્પણ કરવા નિશ્ચય કરી, તેણે વેનિસ જવા પોર્શિયાની રજા માગી. પોર્શિયાએ કહ્યું: મને પરણો અને મારૂં સર્વ ધન લઇ જાઓ, અને શાઈલૉકને જે માગે તે આપો, અને તમારા મિત્રને બચાવો. " બેસેનિયો પોર્શિયાને પરણ્યો, અને શાઈલૉકને આપવા માટે દ્રવ્ય લઇ વેનિસ જવા નીકળ્યો. પણ તેના પહોંચતા પહેલાં તો શાઈલૉકે એન્ટોનિયોને કેદમાં નંખાવ્યો હતો ! બેસેનિયોના આવ્યા બાદ વેનિસના રાજા પાસે કામ ચાલ્યું. એન્ટોનિયો તો પોતે કબુલ કરેલી શરત પ્રમાણે પોતાનું માંસ કપાવવા તૈયાર થયો, પણ રાજાને દયા આવી, અને એના પ્રત્યે દયા રાખવા શાઈલૉકને ઘણું કહ્યું. પણ ઉદારતાથી ગરીબને નાણું ધીરનાર આ વેપારી ઉપર, જેની તેની પાસેથી પૈસા ઓકાવનાર લોભી શાઈલૉકને બહુ દહાડાનું વેર હતું, અને તેથી તેણે માન્યું નહિ. બેસેનિયોએ બમણાં નાણાં આપવા માડ્યાં, પરન્તુ તે લેવા પણ એ દ્વેષી શાઈલૉકે ના પાડી. અને ' મને તો એન્ટોનિયોનું શેર માંસ કાપવા દો ' એમ હઠ લઇ બેઠો. રાજાએ કહ્યું, " અરે ! સાલા માણસ, તું બીજા ઉપર દયા નહિ રાખે તો પ્રભુ તારા ઉપર કેમ રાખશે ! " શાઈલૉકે ઉત્તર દીધો " મારે દયા ન જોઇએ. મારે તો ન્યાય જોઇએ!" રાજા આ ઉત્તર સાંભળીને મુંઝાઇ બેઠા હતો, એટલામાં એક કાયદાશાસ્ત્રી કચેરીમાં આવ્યો; તેની સલાહ પ્રમાણે આ કામનો ચુકાદો કરવો એમ ઠર્યું. એણે બન્ને પક્ષની હકીકત સાંભળી, શાઈલૉકને દયા રાખવા વિનન્તિ કરી, અને બેસેનિયોએ પણ દશ ગણાં નાણાં આપવા

માંડ્યાં, છતાં તે સૌના શાઈલૉકે સાફ ના પાડી. પેલા વિદ્વાને ઍન્ટૅનિયોને પોતાની છાતી ખુલ્લી કરવા કહ્યું, તે સાંભળી શાઈલૉક તો હરખાઈ હરખાઈ ગયો, અને વારંવાર 'વાહવાહ !' અને 'શાબાશ ! શાબાશ !' એવા શબ્દો કાઢવા લાગ્યો. કાયદાશાસ્ત્રીએ શાઈલૉકને પૂછ્યું— "કેમ ? તમારી પાસે માંસ કાપવા માટે છરી અને તોલવા માટે ત્રાજવું તૈયાર છે કે ?" શાઈલૉકે કહ્યું: "હાજી, હું બધો સામાન ઘેરથી લેઈને જ આવ્યો છું."

"કાપ્યા પછી એની સારવાર કરવા માટે શસ્ત્રવૈદ્યને લાવ્યા છો ?"

"એ તો આમારા કરારમાં નથી."

"વારુ, ત્યારે હવે કોર્ટ ફરમાવે છે કે—" ઍન્ટૅનિયોની છાતીમાંથી એક શેર માંસ તારે કાપી લેવું; પણ તેમ કરતાં જો લોહીનો એક છાંટો પણ બહાર નીકળશે તો તારી સઘળી મીલકત જપ્ત કરવામાં આવશે !" આ હુકમ સાંભળતાં જ શાઈલૉક તો સ્તબ્ધ થઈ ગયો. લોહીનું ટપકું પણ નીકળે નહિ એમ માંસ શી રીતે કપાય ? તેથી તેણે પોતાની દુષ્ટ માગણી છોડી દઈને કહ્યું—"ભાઈ ! મને મારાં નાણાં વણગણાં અપાવો એટલે બસ છે."

પેલા વિદ્વાને કહ્યું "—ના, તારે તો ન્યાય જોઈએ !"

"અરે ! સાહેબ મને મારી મૂળ રકમ અપાવો એટલે બસ છે. મારે બીજું કાંઈ નથી જોઈતું."

"અરે દુષ્ટ, હવે સવાલ જવાબ કેવા ? તારે તો ન્યાય જોઈએ !"

શાઈલૉકે કચેરી છોડી જતા રહેવા માંડ્યું, એટલે પેલા વિદ્વાને એને અટકાવી કહ્યું: "હજી કેસ પૂરો નથી થયો, જાય છે ક્યાં ? અહીંની રૈયતનો જીવ લેવા કોઈ પણ પરદેશી યત્ન કરે તો તેનો માલ જપ્ત અને દેહાંતદંડની શિક્ષા આ રાજ્યના કાયદામાં ઠરેલી છે. તારે તો

એ ન્યાય પણ જોઇએ! " આ શબ્દ સાંભળતાં જ શાઇલૉક તો 'હાયરે!' કરીને રડી પડયો, અને દયા માટે આજીજી કરવા લાગ્યો. ઉદાર એન્ટોનિયોએ એનો દેહાન્ત દંડ માફ કરવા ડ્યુકને વિનન્તિ કરી, અને તેનો અર્ધી મીલ્કત જપ્ત થશે તો આ લોભી યાહુદી છાતી ફુટીને મરી જશે એમ જાણીને જપ્તીના માલનો અર્ધો જે કાયદેસર પોતાને મળવાનો હતો તે પણ શાઇલૉકને આપી દેવા દરખાસ્ત કરી!

આ કાયદાશાસ્ત્રી તે કોણ હતું? પુરુષવેષે આવેલી પોર્શિયા! તેણે એકદમ ઘેર જઇ વેષ બદલી નાંખ્યો, અને બેસેનિયો ઘેર આવ્યો ત્યારે એણે પોતે આપેલી લગ્નની વીંટી માગી. પણ બેસેનિયો તે ક્યાંથી આપે? એ તો એને કાયદાશાસ્ત્રીને એના કામના બદલામાં આપવી પડી હતી. પોર્શિયાએ એ વીંટી પોતાની આંગળી ઉપરથી કાઢીને બેસેનિયોને આપી ત્યારે બેસેનિયોએ તે ઓળખી, અને જાણ્યું કે આ સર્વ ઉપકાર બુદ્ધિશાળી પોર્શિયાનો જ!

૧. મિત્રનો પ્રેમ, દેવાનું દુઃખ, દયાની જરૂર, અને બુદ્ધિશાળી સ્ત્રીની સંસારમાં સહાયતા—એ આ વાર્તાના મુખ્ય બોધ છે.

૨. એન્ટોનિયોએ પોતાના મિત્ર માટે કેવું જોખમ માથે વ્હોર્યું! મિત્ર ખાતર સંકટમાં આવી પડયા છતાં એણે મો સરખું પણ બગાડ્યું છે? અણગમતે મને સ્નેહની ફરજ બજાવવી એ મિત્રતા નથી એ ધ્યાનમાં રાખવું.

૩. દેવાનું દુઃખ પણ કેવું હોય છે એ સમજવા જેવું છે. અમુક વખતે અમુક પૈસા આવશે એવી આશાએ દેવું કરવું; અને તેમાં પણ શાઇલૉક જેવા દુષ્ટ લોભી સાથે કામ પાડવું, એ કેવું જોખમ ભરેલું છે. એ આ વાતથી સમજાશે.

૪. બીજાની પરોપકારવૃત્તિ પણ દુષ્ટ માણસથી સહેવાતી નથી.

૫. લોભ કરતાં પણ દ્વેષ વધારે પ્રબળ છે. જુવો કે શાઈલૉક જેવા લોભીને પૈસા કઢાવવા કરતાં પણ પ્રાણ લેવો વધારે ગમ્યો. પોતાના મ્હોંમાં કાંઈ ન આવવાનું હોય ત્યારે પણ સામાને નુકસાન કરવામાં દ્વેષી માણસ આનન્દ માને છે.

૬. પોર્શિયા બૅસેનિયોને ચાહતી હતી, છતાં પિતાની આજ્ઞા માથે ચઢાવી એણે પોતાના ઉમેદવારોની પરીક્ષા કરી. મૂર્ખ કે અભિમાનીને નહિ, પણ પ્રેમ ખાતર પોતાનું સર્વસ્વ ત્યજવા તત્પર એવા બૅસેનિયોને પોર્શિયા પરણી, અને પોતાનો ધણી મિત્રધર્મમાં ચૂકે નહિ એમ તેણે ઈચ્છયું, અને તે માટે ઉદાર મનથી અને બુદ્ધિચાતુર્યથી, પોતાથી બનતી, સહાયતા પણ કરી.

૭. આપણે અસંખ્ય દોષથી ભરેલા છીએ. પ્રભુ પાસે ન્યાય માગે આપણે ચાલે એમ નથી. એની દયા હોય તોજ આપણે ઉગરીએ. માટે ન્યાય કરતાં દયાનો ધર્મ ઉંચો છે, એ આ વાર્તાનો મુખ્ય ઉપદેશ છે.

૮. જે ઉદાર મિત્રતા જાણે છે તે શત્રુને ક્ષમા પણ આપી જાણે છે.

નીતિશિક્ષણ.

---

## ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરની ગુરુભક્તિ, સ્પષ્ટવક્તાપણું અને દયાભાવ.

---

વિદ્યાસાગરનો સ્વભાવ તથા તેમની મુખમુદ્રા એવાં ચિત્તાકર્ષક હતાં, કે એમના સમાગમમાં આવનાર હરકોઇ મુગ્ધ થઇ જતું. તેમના

ગુરૂઓ પણ એગનાથી પ્રસન્ન રહેતા હતા. વેદાન્તશ્રેણીના અધ્યા-પક શંભુચન્દ્ર વાચસ્પતિ તો એમના સ્નેહપાશમાં એટલા બધા બંધાઇ ગયા હતા કે એમને પૂછયા વગર પાણી પણ પીતા નહોતા. કારણ એ હતું કે અતિવૃદ્ધ અવસ્થાને લીધે ઉઠવા બેસવામાં તથા ન્હાવા ધોવામાં ગુરૂજીને બીજા કોઇના આધારની જરૂર પડતી હતી. ઈશ્વરચંદ્ર સદા ગુરૂસેવામાં તત્પર રહેતા અને આખો દિવસ ત્હેમની પાસે ગાળતા. સેવાથી ત્હેમણે વૃદ્ધ ગુરૂને પોતાને વશ કરી લીધા હતા. ગુરૂજી પણ ઈશ્વરચંદ્રની બુદ્ધિથી એટલા બધા ખુશ હતા, કે ત્હેમની સલાહને સૌથી ઉત્તમ ગણતા. એક દિવસ પંડિતજીએ પુછયું. "બેટા, હું ઘણો વૃદ્ધ થઇ ગયો છું. ઉઠતા બેસતાં હમેશા એક માણસના ટેકાની જરૂર પડે છે. તેથી મારો વિચાર છે, કે એક વાર લગ્ન કરૂં. કેમ તારો શો સલાહ છે ?" ગુરૂજીની એ વાત સાંભળીને ઈશ્વરચંદ્ર મનમાં ને મનમાં વિચારવા લાગ્યાઃ " આ પંચાશી વર્ષનો ડોસો એ કોઇ છોકરી સાથે લગ્ન કરે તો એનું શું પરિણામ આવે ? શું થોડાજ દિવસોમાં એ મરી નહિં જાય ? શું ત્હેમની બાળપત્નીને જીવન-પર્યંત વૈધવ્યના અથાગ સાગરમા ગોથાં નહિં ખાવાં પડે ? હાય ! એ વખતે એ કોમળહૃદયા પરતંત્ર બાલિકાની શી વ્હલે થશે ! ! " આ બધા પ્રશ્નો ત્હેમના ચિત્તમાં ઉઠવા લાગ્યા અને તેમને ઘણો સંતાપ થયો. આખરે ગળગળે સ્વરે ત્હેમણે જવાબ આપ્યોઃ " ગુરૂજી, હું આપના જેવો વિદ્વાન નથી, કે આપને સલાહ આપી શકું. આપે તો સંસારમાં કેટલીએ નવા જુની જોઇ છે. આવાં લગ્નનાં પરિણામ પણ આપે બહુ જોયાં હશે. આવી અવસ્થામાં ઢંગધડા વગરનું અને અનુચિત લગ્ન કરવું આપ યોગ્ય સમજો છો ? એક નિરપરાધી બાલિકાના જીવનના બધા સુખને ધુળમાં મેળવી દેવાનો આપને શો અધિકાર છે ? કેવળ પોતાના સ્વાર્થને સારૂ એક કોમળ પ્રાણને આખી જીન્દગી સુધી રીબાવ્યા કરો, એ આપ જેવા બુદ્ધિમા-નને છાજે ? " પંડિતજીએ મુંગે મ્હોએ ઈશ્વરચન્દ્રની વાત સાંભળ્યા કરી અને ઉત્તરમાં ત્હેમના બન્ને હાથ પકડીને ઘણીજ નમ્રતાપૂર્વક

સંબંધી વાત આવશ્યક બતાવીને હેમની એ કાર્યમાં મંજુરી માગી. પણ અડગ ઈશ્વરચંદ્ર નાને નાજ કહેતા ગયા અને આખરે એટલું કહીને ઘેર જતા રહ્યા: " કોણ જાણે કયારે આ સત્યાનાશી રિવાજ કુળવાનોમાંથી જડમુળથી નાબુદ થશે ?? " આમ તો ઈશ્વરચંદ્ર ઘેર ગયા. અને પ્હણે ગુરૂજીના લગ્નની તૈયારીઓ થવા માંડી; અને વાંચકો, લખતાં હૃદય કમ્પી ઉઠે છે, પંચાશી વર્ષના બુઢ્ઢા સાથે એક અતિ રૂપવતી કન્યાનું લગ્ન-લગ્ન શેનું, પાણિગ્રહણ થઈ જ ગયું ! !

ઈશ્વરચંદ્રે જયારે આ લગ્નની વાત સાંભળી ત્યારે એ ધ્રુજવા લાગ્યા અને સજળ નેત્રે, રૂંધાઈ ગયેલા કંઠે મ્હીડાઈ જઇને બોલી ઉઠયા, કે " હે પરમાત્મા ! શું આ દેશને રસાતળ જ પહોંચાડવાનો જ ત્હારો ઇરાદો છે ? ઓસ્ત્રીઓ કષ્ટ પામતી હોય તે ઘરનું અને તે દેશનું કદી કલ્યાણ થતું નથી. " બસ આટલું બોલીને ચુપ થઈ ગયા અને મનમાંને મનમાં કાંઈ વિચારવા લાગ્યા. દૃઢ પ્રતિજ્ઞાસૂચક ચિહ્નો એજ સમયે તેમના મ્હોં ઉપર ઝળકવા લાગ્યાં. ત્હેમની એ પ્રતિજ્ઞા, આગળ ઉપર ત્હેમનાં કાર્યોથી જણાઇ આવશે.

એક દિવસ એ વૃદ્ધ પંડિતજીએ ત્હેમને કહ્યું કે આટલા બધા દિવસ થયાં પણ તું તારી નવી ગુરૂપત્નીનાં દર્શન કરવા નથી આવ્યો. " ઈશ્વરચન્દ્ર રોઈ પડયા. ત્હેમની આંખોમાંથી ચોધાર આંસુનો ધારા વહેવા લાગી. એ વખતે તો પંડિતજી શાન્ત રહ્યા પણ બીજે એક દિવસે પ્હરાણે એમને પોતાને ઘેર લઈ ગયા. ત્યાં જઇને ઈશ્વરચન્દ્રે પોતાની બાળ ગુરૂપત્નીને જોઇ ત્યારે તેમના ચિત્તમાં કરૂણાસાગર ઉભરાઇ આવ્યો. ત્હેમનાં જળબિન્દુઓએ આંખોદ્વારા વહીને ગુરૂપત્નીના અર્ધ્યપાદનો ગરજ સારી. બે રૂપિયા સાથે ગુરૂપત્નીનાં ચરણમાં માથું મુકીને પ્રણામ કરીને પોતે બહાર જતા રહ્યા. ગુરૂજીએ ત્હેમને જળપાન કરવાનો ઘણો આગ્રહ કર્યો, પણ એ તેજસ્વી મહાત્માએ ઉત્તર આપ્યો, કે ' આ નરક કુંડમાં હવે હું જળસ્પર્શ

મ્હોટો. સાધારણ રીતે આપણો એવો સ્વભાવ હોય છે, કે જે મનુષ્યોને આપણે પૂજ્ય વડિલ ગણતા હોઇએ છીએ, હેમની બે આંખની શરમ પડે છે. તેમને મ્હોંએ કોઇ દિવસ ખરી વાત કહેવાતી નથી. હેમનાં ખોટાં આચરણો વખતે પણ હેમને કર્તવ્ય સંબંધી સ્પષ્ટ સલાહ આપી ખોટું લગાડાતું નથી. બાળવિવાહ, બહુવિવાહ, ( એક-બીની હયાતીમાં બીજી સ્ત્રી સાથે લગ્ન કરવાનો રિવાજ ) અને વૃદ્ધ-વિવાહના સખ્ત વિરોધી હોવા છતાં પણ વ્યવહાર સાચવવાની ખાતર, એવાં લગ્નોના વરઘોડા આદિ ઉત્સવોમાં શામિલ થતા આપણે ઘણા સુધારકોને જોઈએ છીએ. શું એ સુધારક બન્ધુઓ જાણતા નથી કે આ કેવળ હેમની કાપુરુષતા, નામર્દાઇ જ છે ? શું તેઓ પોતાનાં એવાં કાર્યોથીએ અનર્થકારી રિવાજોને મૌનપણે ઉત્તેજન નથી આપતા ? પણ ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર એવા બ્હીકણ મનુષ્ય નહોતા એમણે તો પોતાના પૂજ્ય ગુરૂશ્રીની પણ શરમ ન રાખતાં જે વ્યાજબી લાગ્યું તે વગર સંકોચે સ્પષ્ટ કહી જ દીધું.

* * * * *

ઈ. સ. ૧૮૬૭માં બંગાળા પ્રાન્તમાં ઘોર દુકાળ પડયો હતો. પુત્રો વૃદ્ધ માતપિતાનો ત્યાગ કરીને, અને યુવાન જનેતાઓ કોમળ બાળકોને રસ્તામાં રેંઢી દઈને, ભુખનાં માર્યાં, અન્નની શોધમાં ચાલ્યાં જતાં હતાં, પણ અન્ન કહીં મળતું નહીં. લોકો કંદમૂળ અને પાંદડાં ખાઈને ગુજરાન ચલાવતા હતા. ચારે તરફ હાહાકાર વર્તી રહ્યો હતો. એ સમયે વિદ્યાસાગરે પ્રયત્ન કરીને સરકાર પાસેથી તો સહાયતા અપાવી એટલુંજ નહીં પણ પોતે ગાંઠનું અર્થ કરીને ગામેગામ ફરીને હજારો ગરીબ બેકુનોને અન્નવસ્ત્ર તથા ઔષધિ આપીને મરતા મરતા બચાવ્યા એમણે પોતાને ઘેર એક અન્નછત્ર ખોલ્યું. હેમાં કેટલા ગરીબોનું પોષણ થતું હતું, હેનો ખ્યાલ એટલા ઉપરથી આવશે કે બાર રસોઇઆ રાત દિવસ રાંધવાના કામમાં લાગ્યા રહેતા હતા. અને વીસ જણા પીરસવાનું કામ કરતાં કરતાં થાકી જતા હતા. આવી

રીતનું દાન આર પાંચ મહિના સુધી ચાલુ રહ્યું. વિદ્યાસાગરે આ ગરીબ બન્ધુઓને બચાવવા માટે કેટલો બધો શ્રમ લીધો હશે તે એટલા ઉપરથી જણાઇ આવે છે કે, ડોમ, ચમાર, ભંગી જેવી અત્યંતજ ગણાતી ન્યાતો, જેહેમને અડકતાં પણ લોકો ઘૃણા કરે છે, હેમનાં સડેલાં માથાંમાં એ દુકાળના સમયમાં એ પોતાને હાથે તેલ ઘાલતા હતા. એ દુકાળના સમયમાં એમણે પોતાનું સર્વસ્વ ગરીબ દુઃખીઓની સેવામાં ખરચીને હજારો ભુખે મરતા મનુષ્યોના પ્રાણ બચાવ્યા. વાકયવીર દેશહિતેષી બન્ધુઓ ! કહો હમારામાંથી કેટલાએ સંવત ૧૯૫૬ ના દુકાળમાં ખેડુતોની આ પ્રમાણે રક્ષા કરી હતી ? ના, કોઇજ નહીં. કેવળ સાચી લોકસેવાની પ્રબળ ઇચ્છા હેમના હૃદયમાં રાત દિવસ રહેતી હતી, તેથી જ હેમણે એવું ઉત્તમ કાર્ય કરી બતાવ્યું, કે જેવું કામ કરી બતાવ્યાનો યશ મેળવવા બણ્યા ગાંઠ્યા દેશભક્તો જ ભાગ્યશાળી નીવડ્યા છે. સત્તર હજાર આર્યસંતાન ૧૯૫૬ના દુકાળમાં ખિસ્સિ થઇ ગયાં, હજારો ખેડુતોનો નાશ થઇ ગયો, પણ અફસોસ ! કે આપણામાંથી એક પણ વિદ્યાસાગરના જેવો દયાળુ મહાત્મા ન નીકળ્યો ! !

દુકાળના સમયની હેમની આ સેવા જોઇને બંગાળાના ગરીબ અભણ લોકો હેમને વિદ્યાસાગરને બદલે "દયાસાગર" કહેવા લાગ્યા હતા. શ્રેષ્ઠ બંગ કવિ મધુસૂદન દત્તે પણ હેમને "દયાસાગર" તરીકે સંબોધન કર્યું છે. અને આ વૃત્તાંત વાંચ્યા પછી કોણ કહેશે કે આ વિશેષણને એ સર્વ રીતે યોગ્ય નહોતા ?

બંગાળાની સરકારે પણ વર્ધમાન જીલ્લાના કમિશનર મારફતે આ પરોપકારી સેવા માટે હેમનો ખાસ ઉપકાર માન્યો હતો.

( ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર )

# સાચી સ્ત્રીની સત્તા.

---

## લિયોફ્રિક અને ગોડાઈવા.

લેડી ગોડાઈવાનું નામ જાણીતું છે. એનો પતિ લિયોફ્રિક એક મ્હોટો હાકેમ ( અર્લ ) હતો. બેઉ તરત જ પરણ્યાં છે, બેઉના હૃદયમાં પ્રેમ છલકાઈ રહ્યો છે; હર્ષ ઉછળી રહ્યો છે; પણ આસપાસના સંજોગો એ હર્ષના વેગને શિથિલ કરી નાંખે એવા હતા. કોવેન્ટ્રિનું ગામ ( જે લિયોફ્રિકના કબજામાં હતું ) તેમાં ભયંકર દુકાળ ચાલતો હતો; લોકો કર ભરી શકતા ન્હોતા. આથી લિયોફ્રિક તેઓના પર ચ્હીડવાયો હતો. ઘોડા પર બેસીને દંપતી કોવેન્ટ્રિના શહેરમાં પ્રવેશ કરેછે, ત્યારથી આ સંવાદની શરૂઆત છે. લેડી ગોડાઈવા દુષ્કાળથી પીડાતા લોકોની તરફથી જબરી વકીલાત કરે છે, અને સ્ત્રીહૃદયની સત્તા સંપૂર્ણ અજમાવે છે; છતાં તેનો પતિ એવી કઢંગી શરત કરે છે કે "બપોરને સમયે નગ્ન શરીરે ઘોડા પર બેસીને મહોલ્લાઓમાં તું ફરે તો હું કર માફ કરૂં." એ સરતે તેનો પતિ લોકોનો કર માફ કરવનું કબૂલ છે. અન્તે એવું હૃદયની પ્રેમભાવના કેવી વિજયી નીવડે છે તેનું આ સંવાદમાં ઠીક ચિત્ર આપ્યું છે. સુન્દરતામાં લૅન્ડૉરની સઘળી કૃતિઓમાં આ વધારે ચ્હડિયાતી છે, એમ સાક્ષરો કહેછે. લેડી ગોડાઈવા વિષે ટેનિસન કવિએ પણ એક કાવ્ય બનાવ્યું છે, તેનાં ઇમર્સન ઘણું વખાણ કરે છે.

ન્હાનપણથી લૅન્ડોરને લેડી ગોડાઈવાની વાર્તા તરફ વિશેષ પ્રેમ હતો. લેડી ગોડાઈવાના માનમાં મેળો ભરાતો હતો, તે જોવા એ ગયેલ હતો. ત્યાંથી આવ્યા પછી રુગ્બિની શાળામાં એ ભણતો હતો તે વખતે એણે પાઠના તગાર આગળ બેસીને નીચે પ્રમાણે કવિતા બનાવી હતી:—

" In every hour, in every mood,
O lady, it is sweet and good
To bathe the soul in prayer;
And at the close of such a day,
When we have ceased to bless and pray
To dream on thy long hair." ૨૬

આ કવિતા લેન્ડોરે પોતાના એક મિત્રને વંચાવી. તેને કવિતાનો વિષય ઘણો વિચિત્ર લાગ્યો અને છેલ્લી લીંટી વાંચીને તો તે મુક્તકંઠે જ હસ્યો. આથી લેન્ડોર એવો શરમિન્દો પડી ગયો કે તેણે પોતાના મિત્રને કહ્યું કે 'બીજા કોઇ વિદ્યાર્થીને તું આ કવિતાની વાત જણાવીશ નહિ.' પોતે જ્યાં કવિતા બનાવી હતી તે સ્થાળનું અને ત્યાં આગળ ઉગતા પેપરમીંટના છોડનું સ્મરણ કરીને લેન્ડોર ઇચ્છે છે કે "May the pepperment be still growing on the bank in that place."

કોવેન્ટ્રિના મહોલ્લાઓમાં નગ્ન શરીરે ઘોડા ઉપર બેસીને ફરતી સાધ્વી શ્રી ગોડાઇવાનું ચિત્ર "The Graphic" નામના સુપ્રસિદ્ધ અંગ્રેજી પત્રમાં થોડા સમય ઉપર આવ્યું હતું તે ઘણું રમણીય અને માન ઉપજાવે એવું હતું. બે ત્રણ વર્ષ ઉપર સુન્દરીસુબોધના એક અંકમાં 'પરદુઃખભંજન લેડી ગોડાઇવા" વિષે એક સ્ત્રીલેખ આવેલો હતો તે પણ વાંચવા જેવો છે.

ગોડાઇવા—મ્હારા વ્હાલા લિયોફ્રિક! શહેરમાં દુષ્કાળ પડ્યો છે. લીસ્ટરશાયરના વિશાળ ચારામાં પણ અનાવૃષ્ટિ કેટલા દિવસો સુધી રહી હતી, અને કેટલા રવિવારો સુધી વર્ષાદ માટે પ્રાર્થના થતી અને દુઃખે પીડાતા અનાથ પશુઓ પરથી પ્રભુ પોતાનો કોપ સંકેલીને દયાર્દ્ર બને એવી સ્તુતિ થતી આપણે સાંભળી હતી તે યાદ કરો.

મ્હારા પ્રિય પતિ ! મરી ગયેલા બળદને જાહેર રસ્તામાં મૂકીને ચાલ્યા જવા માટે એક કરતાં વધારે ગુન્હેગારને ત્હમે કેદમાં નાંખ્યા છે. બીજા લોકો, જે ઓલામાંથી પોતે અને પોતાના છોકરાઓ અને કદાચ પોતાના ઘરડા પિતાઓ અને પોતાની માતાઓ સુદ્ધાં, બળદ વિનાનાં ગાડાંને ઘર તરફ ઘસડતા હતા તે તમને આવતા જાણીને ન્હાસી ગયા. જો કે આપણી સાથે બહાદુર ભાલાવાળાઓ અને ચતુર ધનુષધારીઓ હતા તો પણ પોતાના શેઠની દરિદ્રતાથી જેમને ઘર બહાર નીકળવું પડ્યું હતું એવા ખેતરના કુતરાઓ જે વિકરાળ પ્રાણીઓને ફાડી ખાતા હતા તેની આગળ થઈને જવું ભયંકર અને જોખમ ભરેલું લાગતું. બીજા કુતરાઓ કરડાયલા અને અપંગ થયલા, ક્ષુધા અને અશક્તિને લીધે તરફડિયા મારતા, અથવા ગરમી અને દુઃખથી આકરા થઇ ગયેલા, પોતાની લાળી અને ઉંડી ચીસોથી અથવા તો તીક્ષ્ણ અને ત્વરિત ભસાભસથી વાતાવરણને ભરી નાંખતા હતા. જે દુર્ગન્ધ આવતી તે આસપાસનાં વૃક્ષોથી કે વેલીઓથી જરા પણ ઓછી થતી ન્હોતી.

સિપેટ્રિક—ને હવે, મ્હારી વ્હાલી મોડાઇવા, શું ત્હને એવી બ્હીક લાગે છે કે ડોવેન્દ્રના દરવાજા આગળ આપણે પ્હોંચીશું ત્યાર પહેલાં આપણને કોઈ જાનવર ખાઇ જશે ? અથવા તો બગીચાઓમાં ત્હને આવકાર આપવા ગુલાબનાં પુષ્પો નહિ હોય ? કે ત્હારી પથારી અને ઓશીકાં માટે સુગન્ધિદાર વનસ્પતિઓ નહિ હોય ?

મોડાઇવા—સિપેટ્રિક, મ્હને એવી કાંઇ બ્હીક નથી. આ ગુલાબોનો જ મહિનો છે. મ્હારાં શુભ લગ્ન પછી હું ગુલાબ જ જોઉં છું. એ ગુલાબો અને બીજી સઘળી સુગન્ધિદાર વનસ્પતિઓ કોણ જાણે શા કારણથી પણ હું જ્યાં જ્યાં તેના તરફ જોઉં છું ત્યાં ત્યાં જાણે તેઓ મ્હને ઓળખતાં હોય અને મ્હારા આવવાની આશા રાખતાં હોય તેમ મ્હને અભિનંદન આપતાં જણાય છે. મ્હને તેઓ પર પ્રીતિ છે તે શું એ સમજતાં હશો ?

લિયોફ્રિક—ઘેલી રે ઘેલી ! પણ ત્હારી ઇચ્છા શું છે? હું હું પ્રાર્થના કરવા આવ્યો નથી. છતાં, જો પ્રાર્થનાથી ત્હને સંતોષ થાય એમ હોય અથવા તેથી જો આ અનાવૃષ્ટિ જતી રહે એમ હોય તો હું સીધો સેઇન્ટ મિશેલના દેવળમાં જાઉં અને સવાર સુધી પ્રાર્થના કર્યાં કરૂં.

ગોડાઇવા—લિયોફ્રિક ! હું પણ એમ જ કરૂં. પરંતુ મારી ખરા જીગરની ઘણી પ્રાર્થનાઓ પ્રભુએ નથી સાંભળી એમ બન્યું છે. તેથી જે વધારે સહેલાઇથી બની શકે એમ છે, તેને માટે જો હું આપની યાચના કરૂં તો, મ્હારા પ્રિય પતિ ! આપ મને સાંભળશો ?

લિયોફ્રિક—કેમ ! શું છે ?

ગોડાઇવા—મ્હારા પ્રેમાળ પ્રભુ ! ત્હમે ગુસ્સે હતા તેજ વખતે જે દુર્ભાગી મનુષ્યોએ ત્હમને કુપિત કીધા છે તેના બચાવમાં કંઇ પણ કહેવું મ્હને ઠીક ન લાગ્યું.

લિયોફ્રિક—દુર્ભાગી ! એટલું જ ?

ગોડાઇવા—ત્હમને આવા કુપિત દીઠા એટલે ચોક્કસ તેઓ દુર્ભાગી તો ખરાજ. આપણા ઉપર કેવો મન્દ વાયુ વાય છે ! સંધ્યા કેવી ગંભીર, સ્થિર, અને મુંગી જણાય છે ! આકાશ અને પૃથ્વી કેવાં શાન્ત લાગે છે ! શું કોઇ તેનો આનંદ મેળવશે નહિ ? શું આપણે પણ એ આનંદ નહિ મેળવીએ, મ્હારા લિયોફ્રિક ? સૂર્ય આથમવાની તૈયારી ઉપર છે; ઓ લિયોફ્રિક ! ત્હમારો ક્રોધ શમ્યા પહેલાં તે આથમે એવું થવા ન દેશો. આ મ્હારા શબ્દો નથી. મ્હારા કરતાં કોઇ વધારે બળવાન સત્વના આ શબ્દો છે. મ્હારી અયોગ્યતાથી શું એ શબ્દોનો પ્રભાવ ઓછો ગણાશે?

લિયોફ્રિક—ગોડાઇવા ! બંડખોરોનો તું પક્ષ કરવા માગે છે ?

ગોડાઈવા—શું તેઓએ મ્હમારી સામે બંડ ઉઠાવ્યું છે? ખરે-ખર એ વાતની તો મ્હને ખબરજ નહિ.

લિયોફ્રિક—આપણા લગ્નની તેઓને સારી ખબર હતી; તેને અંગે થનારા ખર્ચો અને ઉત્સવો વિષે પણ તેઓ જાણતા હતા; આવા દુષ્કાળના સમયમાં મ્હારી પોતાની જમીન એ ખર્ચોને માટે બસ નથી એ પણ તેઓ સમજતા હતા, છતાં મ્હારા વંશજોએ નક્કી કરેલા કરો મ્હને મોકલવામાં તેઓ ચૂક્યા છે.

ગોડાઈવા—તેઓ કહે છે તે પ્રમાણે તેઓ ભૂખે મરતા હોય—

લિયોફ્રિક—તો તેથી શું મ્હારે પણ ભૂખે મરવું? મ્હારાં માણસો ગયાં તેટલું શું બસ નથી?

ગોડાઈવા—બસ છે! ઓ ઈશ્વર! ઘણું છે! ઘણું છે! તેઓ મ્હારી પાસેથી કદિ જાય નહિ એવું હું ઈચ્છું છું. તેઓને હમે જીવન આપો, શાન્તિ આપો, સુખ આપો, મનોષ આપો. તેઓમાં કેટલાક એવા છે કે જેઓએ મ્હારા બચપણમાં મ્હને ચુમીઓ કરેલી અને જળસંસ્કારના પાત્ર + આગળ મ્હને આશિષો આપેલી. લિયોફ્રિક! લિયોફ્રિક! મ્હને લાગે છે કે જે પેલા વૃદ્ધ પુરૂષને હું જોઈશ તે તેમાંનો જ કોઈ હશે; તે વખતે મ્હને ઓહો જે આશિષ આપેલી, અને તેના બદલામાં, અફસોસ! તેને માટે હું જે આશિષ લાવું છું, તેનો પણ મ્હને વિચાર આવશે. તે વખતે મ્હારા હૃદયમાંથી રુધિર વહેશે, મ્હારૂં હૈયું ફાટી જશે, અને તે જોઈને એ રડશે! વૈર લેવાને તત્પર થયેલા પોતાના કુટુંબમાં મૃત્યુને પ્રવેશ કરાવનાર ક્રુર પતિની સ્ત્રીને માટે, રંક આત્મા! એ રડશે.

---

+ Baptismal font ( ખ્રિસ્તિઓમાં બાળકો પર થતી એક ધર્મક્રિયા વખતે વપરાતુ પાત્ર )

લિયોક્રિક—આપણે મ્હોટા ઉત્સવો ઉજવવા જોઇએ.
ગોડાઇવા—અલબત્ત !
લિયોક્રિક—ત્યારે શું ?

ગોડાઈવા—પ્રભુનાં મુગાં પ્રાણીઓના મૃત્યુ પાછળનો જે કોલાહલ તે શું ઉત્સવ કહેવાય ? ભરચક થયેલાં દિવાનખાનાંઓ તે શું ઉત્સવ કહેવાય ? કતલ કીધેલાં પશુઓ તે શું ઉત્સવ કહેવાય ? ઉન્માદ આણે એવાં ગીતો અને ચકરી લાવે એવાં નૃત્યો તે શું ઉત્સવ કહેવાય ? વિવિધ વેશધારીનાં ભાડુતી વખાણો તે શું ઉત્સવ કહેવાય ? આપણો પોતાનો અન્તરનો અવાજ આપણા વિષે જે કહી શકે તેના કરતાં એક ગવયાનો અવાજ આપણા વિષે શું વધારે સારી ચીજો કહી શકશે ? નિદ્રામાં એનો શ્વાસ શું આપણા શ્વાસને વધારે કોમળ બનાવી શકશે ? ? ! મ્હારા વ્હાલા ? દરેક ચીજ આપણને ઉત્સવરૂપજ થશે. આપણી જો એમજ ઇચ્છા હશે તો એમજ થશે. ઝાડીઓનાં સુન્દર પક્ષીઓને કલ્લોલ કરતાં જોઈને જે દિવસે હૃદયમાં આનન્દની ઉર્મિયો ઉછળે નહિ તે દિવસ નઠારોજ સમજવો, અને એથી વધારે નઠારા દિવસ આવવાનો સંભવ પણ સમજી લેવો પણ, લિયોક્રિક ! ખરો ઉંચા પ્રકારનો ઉત્સવ તે પ્રભુના કિંકરે મનુષ્યનાં હૃદય ઉપર જ પ્રસાર્યો છે. તે આનંદ છે, તે ઉપકારવૃત્તિ છે, તે છાતીસરસું ચાંપેલું અને દીનબન્ધુની પ્રાર્થના કરતાં કરમાવાયેલું ક્ષુધાપીડિત નમાયું બાળક છે. એ ઉત્સવ આપણે ઉજવીશું. અતિથિઓ તૈયાર છે. દિવસોના દિવસો સુધી, મહીનાઓના મહિના સુધી વર્ષોનાં વર્ષો સુધી એ ઉત્સવ આપણે જારી રાખીશું અને એથી સદા સુખમાં અને સંપત્તિમાં રહીશું. લિયોક્રિક ! એ ઉત્સવનો અમૃતરસ ભ્રમર કે પુષ્પ કે દ્રાક્ષલતાથી આપણને મળી શકે તે કરતાં વધારે મીઠો છે. સ્વર્ગમાંથી એનું ઝરણ વહે છે; જે માણસ એ પ્રવાહને અહીં નિરંતર વહેવડાવ્યા કરે છે તેના ઉપયોગને માટે સ્વર્ગમાં એ વધાંજ કરશે.

લિઓક્રિક—તું તો ઘેલી થઈ છે.

ગોડાઈવા—ખરેખર, હું અત્યારે મ્હારૂં પોતાપણું ગુમ થી બેઠી છું. કોઈ દિવ્ય શક્તિ, કોઈ સતી, કોઈ પ્રેમાળ શક્તિ મ્હારા શરીરને અને આત્માને અને અવાજને મૃદુતા અને પ્રેમભાવમાં ભીંજાવી દે છે. ઓ મ્હારા પતિ ! એ શક્તિની આજ્ઞા આપણે માનવી જ જોઈએ. મ્હારા તરફ જુઓ ! મ્હારા તરફ જુઓ ! જમીન પરથી આપનાં મધુર નયન ખસેડો ! હું યાચના કરતી અટકીશ નહિ; અટકવાની મ્હારામાં હિંમત નથી.

લિયોફ્રિક—આપણે વિચાર કરીશું.

ગોડાઈવા—'વિચાર કરીશું' એમ તો કહેશો જ નહિ ! આપણે ભલાઈ કરી શકીએ એમ હોય તે વખતે શું ભલાઈ વિષે વિચાર કરવા બેસવું ? અનાથ શિશુઓને અન્ન માટે રડવા દેશો નહિ. આપણા પ્રભુની માતા તેઓનું સાંભળશે. આપણું નહિ સાંભળે, કદિ નહિ સાંભળે !

લિયોફ્રિક—પેલા બિશપ (ધર્માધ્યક્ષ) આવે છે. શહેરની દિવાલોથી આપણે એક જ માઈલને છેટે છીએ. કેમ નીચે ઉતરી કોઈ બિશપ એટલા માનની આશા રાખી શકે નહિ. ગોડાઈવા ! લોકમાં મ્હારી પદવી અને માન એથી ઓછાં થાય છે. અર્લ ગોડવીન એ હકીકત જાણશે. ઉઠ ! ઉઠ ! બિશપે જોયું છે. એ એનો ઘોડો આગળ ચલાવે છે. ત્હારી પાછળ નફર જમીન ઉપર એના પગનો અવાજ નથી સંભળાતો ?

ગોડાઈવા—ઓ લિયોફ્રિક, આ ઘણો ગેરવ્યાજબી કર, સખ્ત મજૂરી ઉપરનો કર, સખ્ત જીવન ઉપરનો કર, જ્યાંસુધી માફ નહિ કરો ત્યાં સુધી હું નહિ ઉઠું, કદિ નહિ ઉઠું, કદિ નહિ ઉઠું.

લિયોફ્રિક—જો પાછી ફર. એનો હૃષ્ટપુષ્ટ ઘોડો જાણે તાવ આવતો હોય તેમ કેવો એક સરખી રીતે ધીમો ધીમો અને હાંફતો હાંફતો ફરે છે ! બિશપનો ઘોડો આવો મજબૂત અને અલંકૃત હોય પછી લોકોને ફરીઆદ કરવાનું કારણ શું ? એમ કરવાનો તેઓને હક શો ? કંઈક દેરફાર કરવો, ચાલતી આવેલી રૂઢિઓ નાબુદ કરવી

જગતમાં નવું ચૈતન આવતું હોય એમ લાગે છે. તું જ્યાં હોય છે ત્યાં હું કંઈ પણ કિલ્મિષ જોઇ શકતો નથી, કંઈપણ ખોટો વિચાર મ્હારા મનમાં આણી શકતો નથી. અહીં ત્હારી આસપાસ હું મ્હારો હાથ આમ નાખું ! તું આનાકાની કરીશ નહિ ! ત્હારાં નયન કંપાવીશ નહિ ! ધમકી કે ઘુમરાટ કે આશ્ચર્યનો ભાવ આણીશ નહિ ! હું કહીશ જ કે:–લોકો સમક્ષ ત્હારા અર્ધ ઉઘડયા ઓષ્ઠો, ત્હારાં સુન્દર અને સ્નેહભીનાં નયનો મ્હારાં ચુમ્બનોથી હું બન્ધ કરીશ.

ગોડાઇવા—કાલે ત્હમે મને ચુમશો અને તેઓ ત્હમને આશિષ આપશે. હું ઘણી ફિક્કી થઇ જઇશ, કારણ કે આજ રાત્રે હું ઉપવાસ કરીશ અને પ્રાર્થના કરીશ.

લિયોફ્રિક—તું શું કહે છે તે સંભળાતું નથી. કમાન આગળ લોકોનો અવાજ એટલો બધો આવે છે !

ગોડાઇવા—( મનમાં ) ઇશ્વર તેઓને સહાય કરે. પ્રેમાળ હૃદયો! ભલા કાલે મ્હારી આસપાસ તેઓ આમ વીંટળાશે નહિ, એવી મ્હને ઉમેદ છે. લિયોફ્રિક ! મ્હારૂં નામ ભૂલી જવાય અને ત્હમારૂં જ સંભાશય તો કેવું સારૂં ! પણ કદાચ મ્હારા નિર્દોષપણાને લીધે હું કૃપાપાત્ર નહિ ગણાઉં અને એવા જ નિર્દોષ કેટલાક દ્હેશતમાં અને દુષ્કાળમાં પીડાય છે ! મ્હારા તરફ જે નયન ઉઘડશે તે તરતનાં અશ્રુમુક્ત થયાં હશે ! આવા મ્હોટા કુટુમ્બની માતા કેટલી ન્હાની ઉમ્મરની ! મ્હારા યૌવનથી શું મ્હને હાનિ થશે? ઇશ્વરકૃપાથી એ યૌવન મ્હારામાં હિંમત આણે છે. હા ! સવાર ક્યારે થશે? હા ! બપોર ક્યારે જશે ?

( લૅન્ડોરના સંવાદો. )

* આગળ વાત એવી છે કે લેડી ગોડાઇવાએ શરત પાળી અને ઘોડા ઉપર બેસીને નગ્ન શરીરે કૅવેન્ટ્રિના મહોલ્લાઓમાં ફરવા નિકળી પડી. તે વખતે કૅવેન્ટ્રિના શહેરના સઘળા રહેવાશીઓ ઘરમાં ભરાઈ રહ્યા, પણ એક દરજીએ એ સાધ્વી સુન્દરીને જતી જોવા માટે બારીમાંથી ડોકીયું કીધું. કોઇ કહે છે કે એ આંધળો થઇ ગયો, કોઇ કહે છે કે શહેરના લોકોએ ગુસ્સે થઇને એની આંખ ફોડી નાંખી, અને કોઇ કહે છે કે એને મારી નાંખ્યો.

કોઈ શકે, પ્રત્યેક સંવેદન; જ્ઞાન, અનુભવ; તે પ્રાપ્ત થાય ત્યારે ભોગવાય એટલું જ નહિ પણ તે સર્વનું પુનરવલોકન થઈ તેની સારાસારતાનો વિવેક થાય, ભવિષ્યને માટે હોય કે ઉપાદેયના સંકલ્પ થઈ આચારનો તથા વિચારનો નિર્ણય થાય, એ પરિપકવ બુદ્ધિનું લક્ષણ છે. આવે ક્રમે વિચારતાં 'ઉન્નત જીવન' શા પ્રકારે, નિશ્ચંક્રમમાં સિદ્ધ થતું આવે છે તે આપણે જોઈ શકીશું, બુદ્ધિ અને તેના પરિપાકમાં જીવનની ઉન્નતિના ક્રમ રચાયલા છે, એક પાસા કેવળ ગતિ અને પ્રેરણાથી આરંભી સ્વાનુસંધાન પામી શકવા રૂપ ફલ પર્યંત બધા બુદ્ધિનાજ ક્રમ છે.

બુદ્ધિમાં જ સર્વ ઉન્નતિનું સાધન હોવાથી શિક્ષણ, ઉપદેશ લેખન, વાચન આદિ પ્રકારો વિસ્તરે છે. ત્યારે શું એ બુદ્ધિ જ પશુ અને મનુષ્ય વચ્ચેનો તફાવત ઉપજાવનાર 'ધર્મ' છે? જ્ઞાન પામવું અને તે જ્ઞાનનું પણ પુનરવલોકન કરવું એ બુદ્ધિ પશુમાં નથી એમ પંડિતોએ સિદ્ધ કર્યું છે. મનુષ્યમાં તે છે. માટે પોતે પોતાને જાણી શકે તેવી બુદ્ધિ તે જ ધર્મ છે એમ કહી શકાય? 'પોતે પોતાને જાણી શકે તેવી બુદ્ધિ, તેને જ આત્મજ્ઞાન કહેવાય છે; કોઈ પણ મનુષ્ય જેને પોતાનું પોતાપણું જાણતો માનતો હોય તેનું તેને યથાર્થ જ્ઞાન થાય, પોતાની પ્રકૃતિ, પોતાનાં નશીબ, પોતાનાં વ્યસન, પોતાનાં શુભાશુભ વર્તન, પોતાનો દેશકાલ સંબંધ, ઇત્યાદિનું તેને યથાર્થ એટલે સારાસાર વિચાર પુર્વક વિવેકજ્ઞાન થાય; તો તે આત્મજ્ઞાનનું જ પ્રથમ પગથીઉં છે, અને એને આત્મજ્ઞાન કહેવામાં બાધ નથી. કારણ કે એવું જ્ઞાન ન થાય ત્યાં સુધી 'આત્મા' જે સમગ્ર વિશ્વના એકતાનું એક સૂત્ર છે તેનો અનુભવ તેને આવી શકતો નથી, વિશ્વમાત્ર સાથે પોતામાં પણ જે સામાન્ય અંશ છે, જે નિત્ય અનિવાર્ય અંશ છે, તેને ઓળખી તેમાંજ સ્થિતિ રાખવાને મનુષ્ય યત્નવાન થતું નથી; પોતાના આગંતુક અને અનિત્ય વિકારી અંશોને નિત્ય અને અવિકારી અંશોના વશમાં આણી પરિણામે અવિકારી અંશોમાં મેળવી લેતાં શીખતું નથી આમ છે એટલે પોતે પોતાનું પુનરવલોકન કરી શકે

ઉન્નત જીવનનો માર્ગ આત્મજ્ઞાન છે એમ સિદ્ધ થાય છે. એ આત્મજ્ઞાન તે જ ધર્મ છે? પોતાના સ્વરૂપને જાણી પ્રકૃતિ ઉપર પોતાનો અધિકાર સ્થાપવો એટલામાં જ ધર્મની સમાપ્તિ છે? ઉન્નત જીવનની પરાકાષ્ટા છે? દુઃશીલવાળી પ્રકૃતિને નિયમમાં લાવી સુશીલ અને સુમાર્ગગામી કરી પૂર્ણ નીતિમાન થયેલો સાધુ પરિપૂર્ણ ધાર્મિકતા અને ઉન્નત જીવનને પામ્યો છે એમ કહેવાશે? દુઃશીલવાળા દુરાચારી અધાર્મિક ને તેથી પશુવર્ગની અભિન્ન એવાં મનુષ્યો કરતાં તો તે સાધુ અનેક પ્રકારે ઉન્નત અને ધાર્મિક છે; પરંતુ ઉન્નત જીવનની જે ભાવના આપણે બાંધવી છે ત્યા સુધી એકલી સાધુતા જ લેઈ જઈ શકતી નથી. ધર્મના અંગની કેવલ વિશુદ્ધ ચારિત્ર અને નીતિમાન્ વ્યવહાર એટલાથી સમાપ્તિ થતી નથી; આત્મજ્ઞાનની એ છેલ્લી સીમા નથી. આત્મજ્ઞાન અને ઉન્નતજીવનના માર્ગનો એ મધ્ય મુકામ છે એટલું ખરૂં, પણ એજ અંત છે એમ નહિ. મનુષ્યની અને સમગ્ર વિશ્વની પરિપૂર્ણ ઉન્નતિ, તેના વિચારમાત્ર તેના આચારમાં પ્રત્યક્ષ પ્રકટે તેમાંથી થની જાય છે. જ્યાં સુધી પ્રતારણાનો લેશ પણ વ્યવહારમાં રહેશે, વિચાર અને આચારનો જ્યાં સુધી વિયોગ રહેશે, ત્યાં સુધી વ્યષ્ટિનું કે સમષ્ટિનું કોઈનું કલ્યાણ થનાર નથી. એનું કારણ સ્પષ્ટ છે. વિચાર અને આચારની એકતાથી જે ભવ્ય કર્તવ્ય અને સ્વાર્પણનો (એટલે કે પોતે જ્યાં હોઈએ ત્યાં પ્રાપ્ત થતા કર્તવ્યને કરવામાં પોતાપણાનો અર્થાત્ સ્વ અને સ્વ અર્થનો ભોગ આપવાનો) સંભવ છે તે સિદ્ધ ન થવાથી, પ્રતારણા, સંકોચ, ભય, શંકા, અને કૃપણતા જ વ્યવહાર પરમાર્થ સર્વની નિયામક રહે છે, અને ઉન્નતજીવન કે ધાર્મિકતા એકે આવવા દેતી નથી. અને આત્મજ્ઞાન પણ દૈવનું જ બુદ્ધિનો અર્થ કરતાં આપણે કહી આવ્યા તેમ, પોતાના સ્વરૂપને ઓળખી સમગ્ર વિશ્વ સાથે પિંડમાં જે સમાન

અંશ છે તેને વળગી પોતાને સર્વથી ભીન્ન રાખનાર અંશોને સમાન અંશોમાં મેળવી લેઈ, પ્રતિકૂળને બદલે અનુકૂળ કરી લેવાય, તેમાંથી સિદ્ધ થાય છે એમ સ્પષ્ટ સમજાય છે. સમષ્ટિ ભાવનાનો બુદ્ધિથી ગ્રહ થાય અને તેનો કર્તવ્યમાં એટલે આચાર વિચાર સર્વમાં, સર્વદા,અનુભવ થતો જ રહે,એ આત્મજ્ઞાનની ખરી કસોટીછે; અને તે જ પરમ ઉન્નતિનું સ્થાન છે. જ્યાં સુધી સ્વાભિમાનનું અર્પણ કરવાની અને તે અર્પણ પૂર્વક કર્તવ્ય કરવાની ભાવના ધર્મ રૂપે મનુષ્યના હૃદયમાં શ્રદ્ધા અને ભક્તિને આકર્ષે નહિ ત્યાં સુધી તે ઉન્નતજીવન કે આત્મજ્ઞાનને પહોંચી શકનાર નથી, સાદી, સીધી, સાધુતા પણ તેને ઉન્નતજીવન અર્પી શકનારી નથી.

શ્રી વશિષ્ઠે રામને કહ્યું છે; વૃક્ષો પણ જીવે છે, મૃગ પક્ષી આદિ પણ જીવે છે, જેનું મન મનનથી જીવતું નથી: જીવનના અનંતક્રમ જેવાં 'જીવવું' એતો સર્વ સામાન્ય, સર્વત્ર, જડ ચેતન એવા આપણે માનેલા સર્વ વિભાગોમાં પણ, પ્રસિધ છે. પણ તે બધું માત્ર 'જીવવુંજ' છે. સત્ય જીવન તે તો ઉન્નત જીવન હોય તે જ છે. એ ઉન્નત જીવન વસિષ્ઠ મહાત્માએ 'મનનરહિત મન'-માં સ્થાપ્યું છે. મન અથવા બુદ્ધિનો સ્વભાવ જ મનન કરવા-પામવાનો છે; ચાંચલ્ય એજ તેની પ્રકૃતિ છે; છતાં તેને સ્થિર કરવામાંજ ઉનતિ છે, મોક્ષ છે, એમ એમના વચનનું તાત્પર્ય ભાસે છે. પ્રકૃતિને અન્યથા કરી શકાતી નથી. વિશ્વક્રમ અથવા વસ્તુગતિને કોઈ બદલી શકતું નથી, માત્ર તે તે પ્રકૃતિક પદાર્થ અને વિચારનો અન્ય અન્ય પ્રકારે વિનિયોગ કરી શકાય છે. યોગ્ય વિનિયોગથી વિષ પણ અમૃત થઈ જાય છે, અને કુશલ આચાર્ય કે ગુરૂની ઉપયોગિતા પણ તેના વિનિયાગ ચાતુર્યમાં જ સમાસ થાય છે,ત્યારે પ્રકૃતિથી મનનશીલ અને ચંચલ એવા મનને મનનરહિત કરીને રહેવાય તે ખરૂં જીવન છે એમ શી રીતે થઈ શકે? મનનો સ્વભાવ અન્યથા ન થાય, તથાપિ તેની જે પ્રકૃતિ છે તેનો યોગ્ય વિનિયોગ કરી લેવાય અને એમ તેને મનન રહિત કરી શકાય. કોઈ એક વિચાર કે સ્થિતિમાં ક્ષણવાર ટકવું નહિ-એવો મનનો સ્વભાવ છે તેમાં

ીમે ધીમે, ધર્મભાવનાનો ટકાવ રાખતાં મનને શોધવવું. સ્વાર્પણ ને કર્તવ્ય ને સમષ્ટિભાવનામાં જ તેનું ચાંચલ્ય નિરંતર ચંચલતા- ા રમે એમ તેને ટેવ પાડવી; એટલે મનનરહિત અર્થાત્ નિઃસાર ને ક્ષણિક તથા હેતુશૂન્ય ચંચલતાથી રહિત થઈ મન અતિ સૌમ્ય, ાક્રમ અને ઉન્નતિના પ્રેમમાર્ગમાં વિલાસી બનતા વૃક્ષ, પશુ, મૃગા- ના જીવન કરતાં તેવા મનયુક્ત મનુષ્યનું જીવન ખરું ઉન્નતજીવન ઇ રહે છે. મોક્ષનો અનુભવ થાય છે, એમ મહાત્મા વસિષ્ટનો ઉપ- શ છે. આચાર અને વિચારની સંપૂર્ણ એકતા તે આનું જ નામ. નાના ાના પ્રસંગોથી આરંભી છેક સમષ્ટિભાવના પર્યંત આચાર વિચા- ની એકતામાં જ ઉન્નતજીવનનો માર્ગ છે; એ જ અદ્વૈત છે.

ઉન્નતજીવનનો મુખ્ય મંત્ર સ્વાર્પણ અને કર્તવ્ય છે. સ્વાર્પણ એટલે અભિમાનની વૃત્તિનો ત્યાગ કરીને પોતાને જે જ્ઞાન થયું હોય તે બધું પોતાના આચારમાં પ્રદર્શિત કરવું એ જ સ્વાર્પણપૂર્વક કર્તવ્ય કરવાનો અર્થ છે. પછી તે કર્તવ્ય પોતાના લાભને અર્થે હોય કે પોતાથી વધારે સંખ્યા કે સ્થાનના લાભને માટે હોય કે આખા વિશ્વના લાભને માટે હોય તો પણ જે કાળે જેટલું જ્ઞાન હોય તે જ્ઞાનમાત્રને અભિમાન વિના જ, આચારમાં આણવું એ ઉન્નતજીવનનો માર્ગ છે. 'લાભ' એટલે અત્રે જેને ઉન્નતિ કે ઉન્નતજીવન કહેવાય છે તે રૂપી લાભ એમ તો સહજે સમજાય તેવું છે. ત્યારે આ પ્રકારે ઉત્તરોત્તર અધિક જ્ઞાન અને અધિક કર્તવ્યના સમજવાં મોક્ષ પર્યંત પહોંચાય છે, સંકલ્પમાત્ર જ આચાર રૂપી થઇ રહે છે; વિચાર અને કૃતિનો ભેદ જ રહે નહિ તેવો યોગ સિદ્ધ થઇ આવે છે. એ ઉન્નતજીવન અને ઉન્નતિ છે.

(સુદર્શન ગદ્યાવલિ)

---

પીડાની ઘોરમાં હતી. જો મેં તે વેળાએ મારા ભાઈના મરવાના સમાચાર કહ્યા હોત તો તે મરી જાત. તેણે આ વાત ખરી માની. હું તે દિવસે જે કંઇ ભિક્ષા લાવ્યો હતો તેમાંથી તેને બળજોરથી ખવાડયું, તેથી તે કંઇક સારી થઇ અને વારંવાર મા: મુખચુમ્બન કરીને રોતી રોતી કહેવા લાગી, બેટા ! તું મારે માટે કેટલું કષ્ટ સહન કરીશ ? તારા ભાઈને જેણે રાખ્યો છે, તે તને જો દયા કરીને રાખે તો તું ત્યાં જઇને રહે. મારા ભાગ્યમાં જે કંઇ થનાર હશે તે થશે. મારે માટે તું હવે ચિંતા કરીશ નહિ.અને આવાં દુર્બળ શરીરે ભિક્ષા માગવા પણ જઇશ નહિ. માની આ વાત સાંભળીને જાણે મારી છાતી ચીરાઇ ગઇ હોય તેમ થયું ! મેં તેની પાસે કંઈપણ કહ્યું નહિ. ઘરમાંથી બહાર નીકળીને એક ઝાડની નીચે બેશીને ઘણીવાર સુધી રોયો.

ગમે તે રીતે કાળના દિવસ તો જતા. પણ આજે ઘરમાં કંઈપણ ખાવાનું નથી. હું ઘણો વખત ફર્યો પણ કહીંથી એક મુઠી ભાત મળ્યો નથી. જો આપ દયા કરીને મને ભાત આપો તો હું તે ઘરમાં લઈ જઇને માને ખવાડું! મેં કાલે પણ કંઇપણ ખાધું નથી. પરંતુ મા પીડિત છે, અને તેથી જો તે આજે ખાવા ન પામે તો નિશ્ચય મરી જશે ! માના સિવાય બીજું મારૂં કોઇ નથી.

આટલું બોલતાં છોકરાનો ચહેરો ફેરવાઇ ગયો, આંખ ઉપર ચઢી ગઇ અને તે તરફડતો જમીનઉપર પડયો. ગૃહસ્થ બાળકની અદ્દ્ભુત માતૃભક્તિ સાંભળીને તથા તેની આવી અવસ્થા જોઇને જલદીથી કંઇ ખાવાનું લેવા માટે ઘરમાં ગયો, અને ખાવાનું હાથમાં લાવીને જુવે છે તો બાળકે પ્રાણુત્યાગ કરેલો દીઠો.

# निस्सीम निस्पृहता.

## રોમન ઐતિહાસિક પ્રસંગ.

માયામય જગત્‌માં મનુષ્યના હૃદયમાં લોભ, તૃષ્ણા, અહંભાવ, મમતા, સ્પૃહા વગેરેનો વાસ દૃષ્ટિએ પડે છે. લોભ અને તૃષ્ણાને આધિન થઇ અનેક મનુષ્યો પોતાના મનની મુરાદ પાર પાડવાને માટે ન કરવાનાં કાર્યો કરે છે; માયાબદ્ધ હૃદયના તરંગોને અધિન થઇ અનેક પ્રાણીઓ પાપનાં પોટલાં બાંધવાને પ્રરાય છે: રાજ્યલોભને અધિન થઇ અનેક કુમારો પોતાના બાપને પણ પદભ્રષ્ટ કરવા કે કે જગત્‌ની જંજાળથી મુકત કરવા યત્ન કરતા ઇતિહાસ પૃષ્ટ પર આલેખાયા છે, પોતાનું કાર્ય સાધવા માટે નાના ભાઇએ મોટા ભાઇનો હક્ક રદ કરી તેને સ્વધામ પહોંચાડવાના અનેક પ્રસંગો રાજ્ય પ્રકરણમાં બનતા આવે છે, અને ગ્યેહેનશાહ શાહજહાન તેમ જ ઔરંગઝેબના ચરિત્રનાં અધ્યયનથી એ સિદ્ધ થાય છે. જેને તૃષ્ણા છે, લોભ છે, સ્પૃહા છે તે પૈસાથી લલચાય છે, વિશ્વાસઘાત કરવા તત્પર થાય છે, નીતિ, સત્ય, દયા, દીનતા તેનાથી દૂર જાય છે,અને સત્યના પંથથી વિમુખ થઇ પાપના પંથે વિચરે છે. પરંતુ જે નિસ્પૃહ છે. જેને લોભ કે તૃષ્ણા નથી—માયા કે મમતા નથી, તે લક્ષ્મીના ચંચળ સ્વભાવથી મુક્ત છે. નથી તે લોભથી લલચાતો કે નથી તે તૃષ્ણાથી તણાતો, જોઇએ તો તેની પાસે કુબેરનો ભંડાર મુકો, જોઇએ તો તેને સાર્વભૌમ રાજ્યપદ આપવાનું કહો, કે જોઇએ તો તેને અનુપમ લાવણ્યવતી મોહિનીનો પ્રેમ મેળવી આપવાની લાલચ બતાવો; ગમે તે ઉપાય કરો પરન્તુ એને કોઇ જાતની ઇચ્છા નથી, અપેક્ષા નથી. માયા મમતાથી તે મુક્ત છે. તેને લોભ નથી, તૃષ્ણા નથી, કોઇ પ્રકારની સ્પૃહા નથી. તેનું હૃદય નિસ્પૃહ છે. ધર્મ, કર્તવ્ય અને નીતિ આગળ દુનિયાની સર્વ માયામય વસ્તુઓ તેને મિથ્યા જણાય છે; અને તેથી જ કહેવાય છે કેઃ—

## " निस्पृहस्य तृणं जगत् "

જો કે નિસ્પૃહી મનુષ્યો દુનિયામાં વિરલા જ હોય છે, છતાં કોઈ પણ વસ્તુ રહિત નથી. અનેક તૃષ્ણામાં તણાતા મનુષ્યોમાં એકાદ વિરલ નિસ્પૃહી જીવડો પોતાનું નામ જગતમાં અમર કરી જાય છે. દરેક દેશમાં, દરેક ભૂમિ ઉપર આવાં નરરત્નો ઉત્પન્ન થાય છે, અને એવા એક નિસ્પૃહી વીરનું દૃષ્ટાન્ત રોમન ઇતિહાસમાં અંકિત છે.

રોમન સૈન્યનો હેરાકલીઆ પાસે પરાજય કરી **ગ્રીસ** દેશના એપીરસ પ્રાન્તના રાજા **પીરહસે** ઉત્તર તરફ કુચ કરી રોમ શહેરથી વીસ માઇલના અન્તરે આવેલા એક શહેર પાસે આવી પહોંચતાં તેને બાતમી મળી કે રોમન લોકના બન્ને કોન્સલ બન્ને બાજુએથી પોતાના ઉપર હુમલો કરવા આવે છે. આ વાત સત્ય હતી. કારણ કોન્સલ **લી૦**હાયનસ ઇટાલી દેશની દક્ષિણ દિશામાંથી આવતો હતો અને બીજો કોન્સલ જે ઇટ્રસ્કન લોક સાથે યુદ્ધ કરવામાં રોકાયો હતો તે તેની સાથે સલાહ કરીને, પીરહસ રાજાની ખબર લેવા માટે ઉત્તર તરફથી આવતો હતો. આ ખબર સાંભળતાં જ પીરહસ રાજાએ રોમ તરફ જવાનો વિચાર મુલત્વી રાખ્યો અને તે ઇટાલીની દક્ષિણ દિશા તરફ પાછો ફર્યો.

રોમન સેનેટ સભાએ પ્રથમ જ પોતાનું વકીલમંડળ તેની પાસે મોકલ્યું. પીરહસ રાજાને ખંડણી આપવાનું કબુલ કરી હેરાકલીઆનાં યુદ્ધમાં તેણે જે રોમન સિપાઈઓને બંધિવાન બનાવ્યા હતા તેને મુક્ત કરવા માટે તેને સમજાવવાનું કાર્ય વકીલમંડળને સોંપવામાં આવ્યું હતું.

આ વકીલમંડળમાં ફેયસ ફેબ્રીશિયસ નામનો એક રોમન હતો. તે પોતાના હૃદયની પવિત્રતા અને વિલક્ષણ શૌર્યને માટે

બહુ પ્રસિદ્ધ હતો. વકીલમંડળે પીરહસ રાજા પાસે જઇને ઉપરની યોજના વિદિત કરી. પીરહસે જવાબ આપ્યો:—

"ગૃહસ્થો! આપનાં વચનો મને માન્ય નથી. ખંડણીનો સ્વીકાર કરીને કેદીઓને હું મુક્ત કરૂં એવી આપની ઇચ્છા છે ખરી, પરન્તુ જો હું તેમ કરૂં તો જે માણસો બંધનમુક્ત થાય તેમને તમે પુનઃ મારી સાથે યુદ્ધ કરવાને ઉશ્કેરશો એ નિઃસંશય છે. વળી તમારી પાસેથી પૈસા લઉં એવો હું ગરીબ નથી. ઉલટું હું તમને સર્વને મારા મિત્રો સમજી મુલ્યવાન નજરાણું અને અઢળક દ્રવ્ય આપીશ. માત્ર મારી સાથે તમે સલાહ કરો, પછી હું ખંડણી લીધા વગર રોમન બંદિવાનોને મુક્ત કરી આપને સ્વાધીન કરીશ."

આટલું બોલી રહી પીરહસ રાજાએ ફ્રેબ્રીશિયસ સાથે એકાન્તમાં ખાનગી વાત કરવાનો ઇચ્છા દર્શાવી. પીરહસ રાજા પોતાનું મુખ ફ્રેબ્રીશિયસના કાન પાસે લેઇ જઇ બોલ્યો:– "ફ્રેબ્રીશિયસ! સર્વ રોમન લોક મારા મિત્ર થાય, તેમાં પણ તમારો મારી સાથે ગાઢ સંબંધ થાય, એવી મારી અન્તઃકરણ પૂર્વક ઇચ્છા છે. કારણ તમારા શુદ્ધ હૃદય અને શૌર્યનાં વખાણ મારે કાને પડ્યાં છે; તથાપિ આપની સ્થિતિ બહુ ગરીબ છે એ વાતની પણ મને ખબર પડી છે. આપના જેવો મહાન્ મનુષ્ય આવી કંગાલ સ્થિતિ ભોગવે એ જોઇને મને બહુ ખરાબ લાગે છે. આમ હોવાથી, અન્ય રોમન લોક કરતાં તમે અધિક ધનાઢ્ય થાઓ એ માટે તમને દ્રવ્ય આપવાની મારી ઇચ્છા છે. મોટા માણસોને પૈસા કરતાં કીર્તિની દરકાર વધારે હોય છે. પરન્તુ આવા માણસને, પ્રાપ્ત થતાં એવી અવસ્થામાંથી મુક્ત કરીને દ્રવ્યવાન બનાવવા એ રાજાઓનું કર્ત્તવ્ય છે. આ બદલામાં મારે માત્ર તમારી પાસે એક જ માગણી કરવાની છે, અને તે એ છે કે સેનેટ સભાને મારી સાથે સલાહ કરવાને સમજાવો. આટલું કામ કરીને પછી જો આપ મારી સાથે એપીરસ આવશો તો હું તમને મારા પ્રિયતમ મિત્ર બનાવીને શ્રીસં

દેશમાં બરાબર મારી નીચેની જ પદવી અપાવીશ. હું આપને વચન આપું છું."

આવું મધુર ભાષણ સાંભળી ફેબ્રીશિયસે કહ્યું.–"રાજા સાહેબ, આપે મ્હારા ગુણની પ્રસંશા સાંભળી છે તેમ જ મારી દરિદ્રાવસ્થાની આપને ખબર પડી છે એ સારી વાત છે. સત્ય છે કે મારી પોતાની માલકીનું મારી પાસે માત્ર એક ઝુંપડું છે અને જમીનનો એક ટુકડો છે. તેમ જ એ જમીનના ટુકડા ઉપર જાતમહેનત કરી હું મારો નિર્વાહ ચલાવું છું. છતાં પણ એ ઉપરથી આપ એમ અનુમાન કરતા હો કે હું ગરીબ છું કિંવા અન્ય રોમનો કરતાં મારી સ્થિતિ ખરાબ છે તો તે આપની મહાન્ ભૂલ છે; કારણ લડાઇના સમયમાં મારા રોમન બંધુઓ મને સૈન્યનું આધિપત્ય આપે છે, કોન્સલના માનમદ હોદ્દા ઉપર તેઓ મારી જ નિમણુંક કરે છે, એટલું જ નહીં પરંતુ પોતાના તરફથી બીજા રાજાઓ સાથે સલાહ કરવા માટે વકીલ પણ મને જ બનાવે છે. આવા પ્રકારે જ્યાં સુધી હું મારી માતૃભૂમિ તરફનું મારૂં કર્તવ્ય અંતઃકરણ પૂર્વક બજાવવું છું ત્યાં સુધી મારી ગરિબી માટે મને જરાપણ સંકોચ કે શોક નથી. વળી જ્યારે હું શ્રીમંતો સાથે મારી પોતાની તુલના કરૂં છું; ત્યારે તેઓના કરતાં હું અતિ ઘણો સુખી છું એમ મને લાગે છે. જે વસ્તુઓની મને આવશ્યકતા છે તે મને આ જમીનમાંથી મળે છે. તે જમીનની વ્યવસ્થા કરવામાં મારે જે અંગમહેનત કરવી પડે છે તેનાથી ધનાઢયોને દુર્લભ એવું નિદ્રાસુખ મને પ્રાપ્ત થાય છે, અને કાચું પાકું અન્ન પણ મને પકવાન કરતાં મીઠું લાગે છે. હું જે કંઇ વસ્ત્ર પહેરૂં છું, તેનાથી મારા શરીરનું ઠંડી, પવન, વરસાદ અને તડકાથી સંરક્ષણ થાય છે. પછી ભભકાદાર પોશાકની શી આવશ્યકતા છે? હું વધારે શ્રીમન્ત અને સુખી છું એમ મને જણાય છે. પ્રત્યક્ષ ઉદાહરણ જુઓ કે આપ પોતે મોટા એપીરસ પ્રાન્તમાં રાજા છો તથાપિ આપને સ્વપ્નામાં પણ સુખશાન્તિ નથી. આખો દિવસ

'આપે ઈટાલો દેશ જીતવાની હજી-કેટલી જીજ્ઞાસા અને હાવભાવ છે. જે સુખ મને છે તેનું સ્વપ્ન પણ તમને નથી. હું કેટલો વખત રોમન કોન્સલ હતો અને રોમન સૈન્ય સહિત લ્યુકેનિયન વગેરે લોકોનો મેં કેટલીએક વખત પરાભવ કર્યો છે. મેં ઘણાં શહેરો લુંટયાં છે, પણ એ લુંટમાંથી સિપાઈઓને બક્ષિસ આપતાં ને લડાઈનો ખર્ચ બાદ કરતાં બાકી રહેલું દ્રવ્ય મેં દેશના ખજાનામા નાંખેલું છે. આવા સમયે સર્વના દેખતાં જ વાજબી રીતે શ્રીમન્ત બની જવાને જોઈએ તેવી સગવડ મળે છે, છતાં પણ એવી દરકાર ન રાખતાં આજ સુધી શ્રીમન્ત ન બન્યો, તે જ હું અત્યારે એક શત્રુ તરફથી મળતી લાંચ તરફ દૃષ્ટિ કરું એવી આપની માન્યતા છે ! ''

ફ્રેબ્રીશિયસે કરેલા અપમાનની પીરહસને કંઈ અસર થઈ નહીં. ઉલટું તેણે ફ્રેબ્રીશિયસને અધિક ધન દેવાની લાલચ બતાવી. એ રોમન ગૃહસ્થ કંટાળીને બોલ્યો:—રાજન્ ! જો આપ મને શુદ્ધ હૃદયવાળો અને પ્રમાણિક માનતા હો તો પછી લાંચ આપી મને વશ કરવાનો તમારો યત્ન કેવી રીતે સફળ થશે તેનો તો વિચાર કરો ! જ્યારે તમારી ખાત્રી જ છે કે હું પ્રમાણિક છું ત્યારે તમારા પક્ષમાં મને લેવાનો વૃથા શ્રમ કરવાથી શું ફાયદો ?

આટલું કહી તે ત્યાંથી ચાલ્યો ગયો. બે દિવસ વીત્યા બાદ ફરીથી પીરહસે તેને બોલાવ્યો. તે આવ્યો. બન્ને વાતચીત કરવા લાગ્યા. પીરહસે પોતાના નોકરોને ઈસારો કર્યો અને તરત જ તેઓની પછવાડે લટકતો પડદો એકદમ ઉપડી ગયો. ફ્રેબ્રીશિયસની દૃષ્ટિ તે તરફ વળી. એક પ્રચંડ હાથી તેની નજરે પડ્યો. હાથીએ ફ્રેબ્રીશિયસ ઉપર હુમલો કરવાના વિચારથી પોતની સુંઢ હવામાં ઉછાળી અને તે ગર્જના કરવા લાગ્યો. ફ્રેબ્રીશિયસ બ્હીન્યો નહીં. શાન્ત ચિત્તે રાજા તરફ જોઈ તે બોલ્યો:—રાજા સાહેબ, મને ગઈ કાલે લાંચ આપવાની ધારણા નિષ્ફળ થવાથી આપે આ હાથીની યોજના રચી છે તે જોઈને હું ગભરાઈ જઈશ એવું જો આપ માનતા હો, તો માન્યતા ખોટી છે. ''

ફ્રેબ્રીશિયસનાં આ વચનો સાંભળીને, અને તેનું વિલક્ષણ ધૈર્ય જોઈ-

ને, પીરહસ રાજા બહુ સન્તોષ પામ્યો. અને તેણે બંધિવાનોને રોમ શહેરમાં જઇને પોતાનાં કુટુંબી જનોને મળી આવવાની રજા આપી. રજા આપવાનું કારણ એટલુંજ કે ફેબ્રીશિયસે તેને વચન આપ્યુંહતું કે સર્વ બંધીવાનો ગામ જઇ પોતાનાં સગાં સંબંધીઓને મળી તેની છાવણીમાં પાછા આવશે. ફેબ્રીશિયસજ નહીં પરંતુ સર્વ રોમન લોકો એટલા સત્યપ્રીય હતા કે સઘળા બંધીવાન ઠરાવેલા દિવસે પીરહસ રાજાની છાવણીમાં આવી દાખલ થઇ ગયા.

આટલું થવા છતાં જ્યાં સુધી પીરહસ રાજા ઇટાલીમાં હોય ત્યાં સુધી તેની સાથે સલાહ ન કરવી એવો સેનેટે ઠરાવ કર્યો. આ પછી બીજે જ વર્ષે પીરહસ અને રોમન લોક વચ્ચે એસ્કયુલમ આગળ મોટી લડાઈ થઈ. તે વખતે પણ રોમન લોકોનો પરાજય થયો, છતાં તેઓ એટલા શૌર્ય અને ટેકથી લડ્યા કે પીરહસ રાજાએ પોતાના મુખથી ઉદ્‌ગાર કહાડ્યા હતા કેઃ—"આજના જેવી લડાઇનો પ્રસંગ, જો હવે એકવાર આવે તો મને લાગે છે કે આપણું આયુષ્ય પુરૂં થયું જ સમજવું."

તે વર્ષમાં બીજો યુદ્ધ પ્રસંગ આવ્યો. પરંતુ બીજે વર્ષે રોમના લોકોએ ફેબ્રીશિયસને કોન્સલ નીમ્યો અને તેણે તથા તેના સહગામી કોન્સલ ક્વીન્ટસ એમીલિયસે સૈન્યનું આધિપત્ય સ્વીકાર્યું. પીરહસ રાજાને આ વાતની ખબર પડતાં જ તેઓની તરફ પોતાનું સૈન્ય લઇ ગયો અને જે સ્થળે તે બન્ને કોન્સલો પડાવ નાખી પડ્યા હતા ત્યાં જ પોતાના સૈન્યનો પડાવ નાખ્યો.

એક દિવસ એવું બન્યું કે પીરહસનો એક ગ્રીક ગુલામ ફેબ્રીશિયસ પાસે આવ્યો, અને તેને એકાન્તમાં મળવા ઇચ્છા દર્શાવી. એકાન્તમાં મળતાં તેણે ફેબ્રીશિયસને કહ્યું "હું આપની પાસે ઘણા ખાનગી કામ માટે આવ્યો છું. સેનેટસભા જો મને પુષ્કળ ધન આપવાનું વચન આપે તો હું તેઓને સઘળા દુઃખમાંથી મુક્ત કરૂં. પીરહસ રાજા તરફથી રોમન લોકોને જે બહુ ઉપદ્રવ થાય છે અને એ ઉપદ્રવ ટાળવા જો ઉપરનો સરત કબુલ હોય તો પીરહસ રાજાના ખોરાકમાં ...ખી તેને હું સ્વધામ પહોંચાડી દઉં."

વિજળીનો ચમકારો થાય તેમ ફેબ્રીશિયસ ચમકયો. તેનું હૃદય ધડકવા લાગ્યું. શું પોતાના સુખને ખાતર શત્રુનો આવી અધમ રીતે સંહાર કરવો? તેના ઉદાર હૃદયને તે ગમ્યું નહીં. તીરસ્કાર તેનાં ચક્ષુમાં દેખાયો. તે વિશ્વાસઘાતી નરાધમનો તિરસ્કાર કરી તેને કહાડી મુકયો. અને પીરહુસ રાજાને તે વાત પત્ર દ્વારા લખી જણાવી. પત્રમાં તેણે શું લખ્યું હતું? "એપીરસના રાજા પીરહસ, આજે એક એવો પ્રસંગ બન્યો છે કે આપના પોતાના ભલા ખાતર મારે આપને પત્ર લખવો પડે છે. આપ શત્રુ કોણ અને મિત્ર કોણ એની પારખ બરોબર કરી શકતા નથી. કારણ સદ્ગુણી અને સત્યપ્રેમી માણસો સાથે તમે વિરોધ કરો છો; અને જે વિશ્વાસઘાતી અને દુષ્ટ છે તેના ઉપર વિશ્વાસ રાખો છો; ત્યારે બીજું શું કહેવાય? તમારા એક ગુલામથી હું અત્યારથી જ આપને ચેતાવું છું. પૈસાની લાલચથી આપનું ખુન કરવા તે તત્પર છે. પરંતુ તેમ થતાં વૃથા અમારી કીર્તિને કલંક લાગે અને જગતમાં એમ કહેવાય કે રોમન લોકોએ પોતાના શાર્યથી યુદ્ધ પૂર્ણ ન કરતાં એટલે આવી રીતે શત્રુનું ખુન કરાવી ભીરુતા બતાવી. પીરહસરાજા, લાલચથી લલચાઇ જવું, પૈસા જોઇને ચળી જવું એ વિશ્વાસી મનુષ્યનો ધર્મ નથી. જે મનુષ્ય પોતાના સ્વાર્થને ખાતર બીજાને લાલચમાં લપટાવે છે તે મનુષ્યનું અનુકરણ કરનાર તેના નોકરો પણ તેવા થાય તેમાં આશ્ચર્ય નથી. પરંતુ હવેથી ધ્યાનમાં રાખજો કે જે માણસોને લોભ નથી, તૃષ્ણા નથી, સ્પૃહા નથી, જે વિશ્વાસુ, ધર્મપરાયણ, અને નીતિમય છે તેને અનીતિથી મળતું ધન અથવા તો જગતના સર્વ કંપ વૈભવ તૃણ સમાન છે. લિ. આપનો હિતચિંતક ફેબ્રીશીયસ.

ઉપરનો પત્ર વાંચતાંજ પીરહુસ રાજાની આંખ ઉઘડી ગઇ. તેનું હૃદય ભરાઇ આવ્યું અને ગળગળા સાદે તે બોલી ઉઠયો: "ફેબ્રીશીયસ, ઉદારચરિત ફેબ્રીશીયસ, ધન્ય છે તારી ઉદાર વૃત્તિને, ધન્ય છે તારી વફાદારીને, ને ધન્ય છે તારી નિસ્પૃહતાને. સૂર્યને પણ કદાચ તેના ગતિથી ચલાયમાન કરી શકાય છતાં તારે હાથે અયોગ્ય કૃત્ય થવું અશક્ય છે.

ઉપલો બનાવ બન્યા પછી થોડા જ સમયમાં પોરસ્હેસ રાજા ઇટાલી દેશ છોડી ચાલ્યો ગયો.

અઢળક લક્ષ્મી, તથા રાજસત્તાની લાલચથી પણ ન ચળતાં ફેંસ્રી શિયસે निस्पृहस्य तृणं जगत् એ સિદ્ધ કરી બતાવ્યું. તેની નિસ્પૃહતાનાં સર્વ સ્થળે વખાણ થવા લાગ્યાં; અને અદ્યપર્યંત તેની નિસ્સીમ નિસ્પૃહતાને માટે ઇતિહાસમાં તેનું નામ અમર થઇ રહ્યું છે.

( મુંબઇ સમાચારનો ૧૯૦૯ નો દીવાળીનો અંક. )

---

## प्रो. कर्वेनुं अनाथ बालिकाश्रम.

મહાબળેશ્વરની ઠંડી હવામાંથી મુંબાઇ ઉતરતાં, એકદમ ગરમીમાં જવા કરતાં ધીરે ધીરે પ્રવેશ કરવાનું ધારી અને પુના અસલ—પેશ્વાની રાજધાનીનું શહેર જોવાશે એ ઇચ્છાથી હમે બે ચાર દિવસ સારૂ ત્યાં મુકામ કર્યો. પુનામાં જોવા જેવી જગ્યાઓ ઘણી છે. ત્હેમાં ખાસ કરીને બંધ ગાર્ડનસમાંથી બંધનો દેખાવ, ત્રણ ચાર મોટી કૉલેજો, સર્વન્ટ્સ્ ઑફ ઇન્ડીઆ સોસાઇટીનું મકાન, પાર્વતી ઉપરથી પુના શહેરનો સુંદર દેખાવ, તથા તે ઉપરનાં અસલી દેવાલયો અને પ્રો. કર્વેનું અનાથ બાલિકાશ્રમ છે. હમારો પુને ઉતરવાનો ખાસ હેતુ આ આશ્રમ જોવાનો જ હતો. મ્હારા પિતા પ્રો૦ કર્વેના મિત્ર હોવાથી ત્હેમણે હમારે સારૂ પ્રથમથી જ બંદોબસ્ત સારૂ કાગળ લખ્યો હતો પણ કાગળ મોડો પહોંચવાથી અને પોતે ગામમાં હોવાથી તેઓ કાંઇ પણ ખબર આશ્રમના માણસોને કરી શક્યા નહોતા. આશ્રમ પુના શહેરથી પાંચેક માઇલ દુર એકાદ ન્હાના ગામડા પાસે એકાન્ત સ્થળમાં બાંધેલો છે.

સ્હવારમાં આઠેક વાગ્યાને સુમારે હમે ચાર પાંચ જણાં ગાડીમાં બેસી ત્યાં જવા સારૂ નીકળ્યાં, એક ન્હાની ટેકરીની પછાં-

ડી એક અર્ધ ચંદ્રકાર ગોળ રસ્તાને સુડી ન્હાને રસ્તે થઇ આશ્રમમાં જવાય છે. આશ્રમનું મકાન બે માળનું છે, ને અગાડી એક ન્હાની અગાસી કહાવી પોર્ટીકો જેવું કાઢેલું છે. હમારા જવાની કોઇને કાંઇ પણ ખબર પડેલી નહોતી ને મ્હોટો દરવાજો બંધ હોવાથી હમે ન્હાના બારણામાં થઇ અંદર દાખલ થયાં. લગભગ નવ વાગી ગયા હતા, તેથી સર્વે મંડળ પોત પોતાના કામમાં ગુંથાઇ ગયેલું હતું. હમે આગલા ઓરડામાં બેઠાં તે અરસામાં મ્હારા પિતા આશ્રમનાં ઉપરી બાનું શિક્ષક મીસીસ દેવધર કરીને છે ત્હેમને તેડી લાવ્યા.

હમે જે ઓરડામાં બેઠાં હતાં તે ઓરડો—લાયબ્રેરી, ત્યાંની કન્યાઓને હાથે થયેલાં ગુંથણ તથા ભરત કામોના નમુના વગેરેના સંગ્રહના ઓરડા તરીકે તથા મુલાકાત લેનારને બેસાડવાના કામમાં આવતો એમ હમને પાછળથી ખબર પડી. મીસીસ દેવધરે આવીને હમને ઘણા જ માયાળુપણે નમ્રતાથી આવકાર દીધો. તેઓ મદ્રાસ યુનિવર્સિટીનાં એફ. એ. થયેલા બાનુ ગ્રેજ્યુએટ છે. ખરી અને નિયમિત કેળવણીથી કેવી જાતના વિનય આવે છે તે ત્હેમના મુખ ઉપરથી સ્પષ્ટ જણાય છે. તેઓનો તબિયત કાંઇ નાદુરસ્ત હોવાથી આશ્રમ દેખાડવાનું કામ ત્હેમણે ત્હેમના જેવાં જ બીજાં બાનુ શિ,ક્ષક મીસીસ નામજોશીને સોંપ્યું. પ્રથમ ત્હેમણે નિશાળ તરીકે વપરાતો સાગ. દેખાડયો. ઇંગ્રેજી તથા મરાઠી બન્ને નિશાળના ધોરણ પ્રમાણે જ ત્યાં શીખવવામાં આવે છે. દરેક ધોરણને સારૂ શિક્ષકો રાખવામાં આવેલા છે પણ પરણ્યા વગરના પુરૂષોને અથવા જુવાન વયનાને ત્યાં દાખલ કરતા નથી.

શિક્ષકોને રહેવા સારૂ સામે જ એક બેઠા ઘાટનું છુટા છુટા ઓરડાવાળું ન્હાનું મકાન બાંધેલું છે. જ્યાં તેઓ પોતાનાં કુટું સાથે રહી શકે તેવી સગવડ કરેલી છે, અને એમ સહકુટુંબ રહેવાનેજ તેઓ બંધાયેલા છે. દરેક ધોરણમાંથી હમને કાંઇ વાંચ અથવા ગાઇ સંભળાવવામાં આવ્યું; નિશાળના ઓરડા બેઘ રહ

## પ્રિવિયસ.

| | | | |
|---|---|---|---|
| ભાઈશ્રી | *અમ્બાલાલ મોતીભાઈ પટેલ, | સોજીત્રા. | વડોદરા કૉલેજ. |
| ,, | *અમ્બાલાલ છોટાભાઈ પટેલ. | ડભોઉ. | ,, |
| ,, | *જગજીવનદાસ દામોદરદાસ શાહ. | વસો. | ,, |
| ,, | છોટાભાઈ ખુશાલભાઈ પટેલ. | નાર. | ,, |
| ,, | મોતીભાઈ ખુશાલભાઈ પટેલ. | ધર્મજ. | ,, |
| ,, | રાવજીભાઈ વિઠ્ઠલભાઈ અમીન | વસો. | ,, |
| ,, | રમણભાઈ જશભાઈ ભટ્ટ | ઉમરેઠ | ,, |
| ,, | *દાદાભાઈ પુરુષોત્તમદાસ અમીન | વીરસદ. | ફરગ્યુસન કૉલેજ પૂના |
| ,, | *હીરાભાઈ આશાભાઈ પટેલ | ભાદરણ. | ,, |
| ,, | હીમાભાઈ હીરાભાઈ અમીન | વીરસદ. | ,, |
| ,, | ચતુરભાઈ કાલિદાસ પટેલ | ચિખોદરા. | ,, |
| ,, | ભિખાભાઈ કુબેરભાઈ પટેલ. | કરમસદ. | ,, |
| ,, | મનઃસુખલાલ મહેશ્વરદાસ ચોકસી | બોરસદ | વિલ્સન કૉલેજ મુંબઈ |

## ઇન્ટરમિજીએટ

| | | | |
|---|---|---|---|
| ,, | *શિવાભાઈ શંકરભાઈ પટેલ | કરમસદ. | ફરગ્યુસન કૉલેજ પૂના |
| ,, | ગોવર્દ્ધનભાઈ હાથીભાઈ દેસાઈ | નડિઆદ. | ,, |
| ,, | શિવાભાઈ ભાઈલાલભાઈ પટેલ. | સોજીત્રા. | ,, |
| ,, | હીરાભાઈ વલ્લવભાઈ પટેલ | ભાદરણ. | વડોદરા કૉલેજ. |
| ,, | ઝવેરભાઈ લલ્લુભાઈ પટેલ. | આધરણી. | ,, |
| ,, | ગોવર્દ્ધનભાઈ બોધચન્દ શાહ. | બેડવા. | ,, |

## બી. એ.

| | | | |
|---|---|---|---|
| ,, | શિવાભાઈ મોતીભાઈ પટેલ. | સોજીત્રા. | વડોદરા કૉલેજ. |

* સેકન્ડ ક્લાસ.

મિલ ઉદ્યોગ બંધ જેવા દિસે, નહિ વેપારમાં કંઈ સાર,
ઓ અબળાઓ—

સ્વદેશી કાજ તે પ્રતિદિન કીજિએ, ભૂ વખત ન ખોવો લગાર,
ઓ અબળાઓ—૫

લગ્ન—મરણ પ્રસંગે આવે સમે, જુની રીત રૂઢિ કરી દૂર,
ઓ અબળાઓ—

જર જતન કરીને બચાવજો, જીવે રાંકડા જીવ જરૂર,
ઓ અબળાઓ—૬

કરજો માંદાને મદદ જે કંઇ બને, અન્ન વસ્ત્ર સદને દાન,
ઓ અબળાઓ—

ઉર કોમળ ઉદાર રાખજો, જાણો આપ સમા સહુ પ્રાણ,
ઓ અબળાઓ—૭

ખોટા ધર્મમાં ધન ન ઉડાવશો, ખરો ધર્મ તો પર ઉપકાર,
ઓ અબળાઓ—

સહુ હાથ આવી ન ગુમાવશો, ગુણ ગાશે દુઃખી નરનાર,
ઓ અબળાઓ—૮

મૂકી મમત હવે સહુ માનુનિ, ધરો સ્વામી તણી દિલદાઝ,
ઓ અબળાઓ—

તો જ સુખી થાશો સહુ દંપતી, કાન અરજ કરે એ આજ,

૩૫

## સ્ત્રીઓનો સત્કાર.



જે ઘરમાં થાયે નહિ, સ્ત્રીઓનો સત્કાર;
નરક તુલ્ય તે ભુવન છે, નિષ્ફળ સૌ વ્યવહાર;
સ્ત્રી શિક્ષાનો નહિ યશે, જ્યાંસુધી આંહિ પ્રચાર:
કરો હજારો યત્ન પણ, કદી ન થાય સુધાર;
ક્યાંથી થાયે કલ્યાણ, જ્યાં સુધી ન પુત્રી ભણાવો–

ઈશ્વરે દીધા અધિકાર બરાબર સહુને,
અગ્નિ, જલ, વાયુ, આહાર, બરાબર સહુને,
ઋતુ, ગરમી શરદી બહાર, બરાબર સહુને,
તેમ જ વિદ્યાભંડાર, બરાબર સહુને,
જગમાં જે નરનારી છે, સૌ વિદ્યા અધિકારી છે,
જ્યાં પ્રભુ ન્યાયકારી છે, સૌનો તે હિતકારી છે.
પણ તમે કર્યો અન્યાય, શુદ્ર કહી હાય,
શોક બહુ થાય, બનાવી સ્ત્રીને પશુસમાન–

ગાડીની તુલ્ય આ ગૃહસ્થ આશ્રમ કહાવે,
સ્ત્રી પુરુષો તેની બે ધુરી ઓળખાયે,
જે બન્ને ધુરીને લાયક ઠીક બનાવે,
તે ગૃહસ્થાશ્રમી ગાડીને ખૂબ ચલાવે.
જ્યાં સ્ત્રી આદર મેળાવે, તે ભુવન સ્વર્ગ બની જાયે,
સદ્વિદ્યા ભણે ભણાવે, સૌ સાધન સુખ ત્યાં આવે,
દો ધુરી બરાબર જ્યાં, સુખ દો ત્યાં, કરી વ્યાખ્યા,

શાસ—એનું વેદો તણું પ્રમાણ,—ક્યાંથી૦

હા ! એક સમય તે હતો કે ભારતનારી,
હતી ભણી ગણી પંડિતો વિદૂષી સારી,
જુઓ ઉપનિષદો લઈ હાથ જરાં વિચારી,
શાસ્ત્રાર્થ કર્યાં સુલભા આદિયે ભારી.
દમયન્તી, સીતા, ગાર્ગી, લીલાવતી, વિદ્યાધરી,
વિદ્યોત્તમા, મદાલસા હતી શાસ્ત્ર શિક્ષા ભારી,
કેવી વિદુષી નારીઓ ભારતની ભુવણ થઇ ગઇ,
નિજ ધર્મ નત છોડયાં નહિ છો જાન પ્રિય ખોતી ગઇ.
તે કારણ દેશ અમારો, હતો ઉન્નતિ કરવા વાળો,
સૌ વિદ્યાનો ભંડારો, ગુરુ કહીને સૌએ પોકાર્યો,
હવે તે જ આ ભારતદેશ, ભોગવે કલેશ, ધર્મ નહિ લેશ,
કારણ સ્ત્રીઓનું નહિ સન્માન— ક્યાંથી૦

જો માતા હોય ભણી તો અમને ભણાવે,
અલ્પપણમાં અમને જ્ઞાન ભુષણ પહેરાવે,
લઇ ગર્ભાધાનથી શુભ સંસ્કાર કરાવે,
યજ્ઞોપવીત દઈ ગુરુકુળમાં જ ભણાવે,
તે માતૃમાન કહેવરાવે, શિક્ષિત સન્તાન ગણાવે,
જે ગુણ માતામાં ભાવે, તે પુત્ર પુત્રીમાં આવે,
જો માતા હો વિદ્વાન, શિખાવે જ્ઞાન, કરો તે ધ્યાન;
તથે હોય શ્રેષ્ઠ સન્તાન. ક્યાંથી૦

મિત્રો ! જો દેશ સુધારાનું બીડું ઉઠાવો,
તો સ્ત્રી શિક્ષાનો પે'લો યત્ન કરાવો,

તે યાદ કરો, જ્યાં સુધી ન પુત્રી ભણાવો,
તો દેવાસુર સંગ્રામ ઘરોમાં લાવો.
દિનભર કરી કામ પુરુષ થાકયો ઘર પામે,
ઘર આવતાં જ સાસુ વહુ લડાઈ જામે,
તે દશા દેખીને ફસો ઉસો ભાગી જાયે,
ત્યાં કુમારગતનાં મેણાં સુણવી ખાયે,
જો આહો ભાઈઓ! સુધરે સ્થિતિ વમારી,
તો વેદ મનુની આજ્ઞા કરોને જારી.
મનુ કહે જે ઘરમાં પુજાયે છે નારી,
તે ઘરમાં સુખ ભંડાર ભર્યાં રે ભારી.
ઓ શિક્ષા વિનાની ભાઇ, નહિ ઉન્નતિ કયાંય જણાઈ,
કહે વાસુદેવ સમજાવી, રહ્યા સદ્‌ક્રમ બતલાવી,
તો વિનવું જોડી હાથ, આવો સૌ સાથ,
ફરજ લો માથ, વધારો અબળાઓનું માન. કયાય

(સતી સંગીતાવલિ.)

---

## पैसादारने परमार्थ करवाने हालनो समय लायक छे.

---

(કાફી)

પરમારથ કરવાનો રે, અવસર આવો આવે નહીં;
રંક ઘણાં, રઝળે રે, અન્ન વિના અહીં તહીં. ટેક

કુદરતનો જ્યાં કોપ થયો ત્યાં, બાકી રહે શું કાંઇ,
પિસ્તાલીસમાં પાણિ વિના બહુ, પિડાય ગુર્જર માંહી,
અન્નની તો શી આશા રે, પાક્યું નહીં ભૂમી મહીં. પર-૧

જીન્દગાનીમાં રળી રળી બહુ, એકઠા કીધા દામ;
આવે સમે પરમારથ માંહી, વાપર્યાં નહીં તો ન કામ;
મુઆ તેની સાથે રે, કહોને લક્ષ્મી કહોની ભાઇ? પર-૨

શ્રીમન્ત થઇ તમે સુખે જમો છો, રૂડી રસોઇ નિત્ય;
મોજ મઝામાં મણા ન રાખો ખરચીને ધન અચીત;
ઊંણુપ ન આવે રે, કાળ પડયો તોએ કાંઇ. પર-૩

એક તરફ તમે સુખે ફરોને, બીજી તરફ બહુ દુઃખ;
ગરીબ ગરમાં એકુત સરવે, વેઠીને અન્નની ભૂખ;
બીણી પેટ ભરવા રે, બાટકે તો ભરાય નહીં. પર-૪

વતનમાં ઘરબાર તજીને, નિકળ્યા એકુત બહાર;
જુજ કીંમતે ઢોર પોતાનાં, વેચી દઇ નિરધાર,
ઉચાળા ઉપાડી રે, હાલ્યાં લોલી ભૂમિ મહીં. પર-૫

માબાપમાંથી ખસ્યાં ઉપરનો, ઉઠયો દયાનો અંશ;
પેટ પોતાનું ભરવા કાજે, દેતાં બાળકને ડંશ;
અકળાઇ અન્ન વિના રે, છતે ધને નાણું નહીં. પર-૬

બાળકને ટળવળતાં મુકી, ક્ષુધાતુર માબાપ;
દયા અને સગ્ગન્ધ તજીને, ચાલે પામી પરિતાપ;
પાપી પેટ ભરવા રે, રખડી રખડી અહીંથી તહીં. પર-૭

કોણ સગું અને કોણ સમ્બન્ધી, કોણ જ મિત્ર મિજાજ;
આવે સમે કોઇ કામ ન આવે, કોણ બેટો કોણ બાપ;
સાને સૌનું લાગ્યું રે, બીજાનું ત્યાં પોંછે નહીં. પર-૮

કઇક પુરુષ પોતાની નારી, પતી મુકી અજાત;
પરદેશમાં પરવરીઆ પોતે, તજી દેઇ નાત જાત;
કુટુમ્બ વિખુટા રે, ફરતા ધેલા ઘેલા સહી. પર-૯

આવાં આવાં પરદેશી દુઃખીઆં, નરનારી જે ખચીત;
તેઓના પોષણને માટે, ખરચોને અન્તે વીત;
અહીંઆં એ જે વાવ્યું રે, આગળ તે એ ઉગસે સહી. પર-૧

ભુખ્યાંને અન્ન આપી સન્તોષો, વસ્ત્ર વિનાનાંને વસ્ત્ર;
એક વખત આ દાન દેશો તો, ફળશે વાર સહસ્ત્ર;
લાભ આ લેવાનો રે, આવ્યો અવસર ભુલશો નહીં. પર-૧

કાલાવાલા કરી કેવાં કરગરે, આવે દયા ઉભરાઇ;
અન્ન દેવાની શક્તિ ન હોય પણ, આવે અતી મરદાઇ;
પણ માયાના લોભે રે, મરદાઇ કાંઇ કરી શકે નહીં. પર-

મને તેમ સમજીને મનમાં, કર પરમારથ પ્રીત;
મુઆ સંગાતે એ જ આવશે, નહીં આવે વહાલાં કે વિત્ત;
જરૂર જેસંગ રે, શીખ આતો અમુલ્ય કહી. પર-૧

## લોભ.

---

### ભુજંગી.

જવું એક દહાડે યદા જો મરીને, પછી કામ શું દામને સંગ્રહીને;
પછી પ્રીત દારા તણી હોય કેવી, પછી તુટી સગાઇ સગાં સાથ લ્હેવી.

થવાના જનો કાળના સર્વ ચારા, પછી પાપના બાંધવા કેમ ભારા!
પછી શા દગા વૈર વિશ્વાસઘાત, પછી કેમ માયા વિષે સન્નિપાત!

યદા નામનો થાય છે સદ્ય નાશ, પછી આશ પર્યન્ત શી જાય આશ,
પછી કીર્તિ પૃથ્વી તણો મોહ કેવો, પછી ભાર આભાર શા કાજ લેવો?

નથી ફાવવાના યદા કાળ સ્હામે, પછી આદરે સાહસો કેમ હામે,
પછી રાત દહાડો નહિ શોં વિરામે, ભજી લક્ષ્મીને ઇષ્ટનું દે ન નામે.

રમાનો લગારે કરીને ભરૂંસો, રખે ભુલભુલામણી મધ્ય ઘુસો,
ઘટે ના અજંપો ગતમાય સારૂ, નથી આપણું ત્યાં કશું મ્હારૂં ત્હારૂં.

નથી દેહ પોતા તણો તેજ હાથે, પછી ખેંચવો કેમ સંસાર માથે,
પછી ધારવું કેમ દેહાભિમાન, ચલા લક્ષ્મીનું ધારવું કેમ ધ્યાન?

જવાનું જવાનું જવાનું જરૂર, પછી રાખને કુમળું કાંક ઉર,
પછી આફળો લોભમાં શું ફસાય, પછી આમ બ્હેબાકળો કેમ થાય?

ફરે છે મહાકાળનું શીશ ચક્ર, પછી શું ગમે પારકું દ્રવ્ય નક્ર,
પછી રોજ સુઝે નવા કેમ ચાળા, પછી શેં કરે કર્મના છેક કાળા.

બાળી ભસ્મ થશે સુરૂપી શરીર, નહિ હોય ત્હેને મહાસુસ્ય ચીર,
નહિ હોય ત્હેને જરા લાડપાડ, રહે શ્વાનને ચાટવા માત્ર હાડ.

ઘરે કોટને કર્મના વાટ કાયા, નથી રાખતા તે વિષે સુજ્ઞ માયા,
નથી આપણી સાથ ત્હેને સગ્ગન્ધ, નથી યોગ્ય, જાણી થતું છેક અન્ધ.

ઘટે શ્લેષ્મને નર્કને રક્ત સ્થાન, ઘટે તેહને આટલું શાનું માન!
ઘટે કેમ ગંધાણને મોગરેલ, ઘટે જ્ઞાન ત્હેનો કર્યે શુદ્ર મેળ.

કશી છે શરીરે કહો બાહ્ય શોભા, પડ્યા રોમના એટલા યત્ન ગોભા,
કહ્યું છે ધનીના વપુ કેરૂં મૂલ્ય, રહે શોષમાં કાજળી અરિથ ધૂળ.

બન્યું માટીમાંથી વપુ થાય માટી, પછી શું રમા જોઇને જાય ફાટી,
પછી શી અનુકૂલતા ભ્રાતભાવ, ઘટે માટીનો સુજ્ઞને ના ઉચાટ.

બન્યો પંચમહાભૂતનો દેહ એક, પછી શો પરાયા વિષે હોય ટેક,
પછી આત્મકારાગૃહે મોહ કેવો, પછી દૈન્ય ધારી રમા શાની સેવો.

નથી કોઈ અદ્યાપિ પ ન્ત ફ ળ્યો, નથી દેવને ઘેરથી કોઈ આવ્યો,
વળી-કાળથી ઇન્દ્ર તો એ ચવાયો, અરે તું ન સંસારથી તોય કાયો.

હતું ના હતું થાય જોતાં હમેશ, નહિ નામ કે કામનું સ્મર્ણ લેશ,
પછી લોભથી શું ભમે દેશ દેશ, ઝપાટે ઉડી આ જશે ભવ્ય વેશ.

(સુમન્ગુચ્છ.)

---

## मूर्खनां लक्षण.

(છપ્પય છંદ.)

પ્રથમ કરે ન વિચાર પછીથી માથું કૂટે;

અમ્બર છતાં ઝટ જાય શત્રુ જ્યાં સહજે લૂંટે;
આવાં ઊંધાં કામ કરી ભય વ્હોરે ભારે,
શીખામણ નવ સાંભળે હઠ ફોકટ ઊંધો કરે;
અંબાશંકર મૂર્ખ આ સદા શોક કરતો ફરે. ૧

નાશવન્તનો શોક કરી નિજ કાય પ્રજાળે,
નહિ સાધુ ગુણવાન તણું જે દ્વાર જ ભાળે,
કેરી ધૂર્તનો સંગ સદા પગ તેના પૂજે,
ઢોંગી—સંગે કહો વાત સાચી શે સૂજે ?
ચિન્તા વણુ સમજ્યે કરે રોજ રોજ રૂએ ખાડ,
અંબાશંકર ! મૂર્ખના કહો ભવાડા શા કહું ? ૨

પાસે ન મળે પાઈ ડોળ લખપતિનો રાખે,
અરૂં ન જાણે કાંઈ ઠાઠ પંડિતનો દાખે,
બીજો ખિલાડી પેર તથાપિ શૂર બતાવે !
પારો જુએ જ્યાં ખેલ ફૂંગુણ તરત છુપાવે;
મિત્ર-શત્રુ નવ ઓળખે બુદ્ધિનો અરિ થઈ પડે;
શત્રુપદ વંદન કરી શત્રુ મિત્રનો થઈ પડે. ૩

આપી દુષ્ટને દામ પછી નવ પાઈ ભાળે,
ઋણનો કરીને દ્રોહ ટાંટીઓ પાપી ટાળે;
કરે દીનપર કોપ રાંકનો રંક બને છે,
પર કાજે બહુ કોપ વડે નિજ બાળ હણે છે !
વાક—વિચાર કર્યાં વિના ઝટપટ જે લડવા ધસે,
અંબાશંકર ! તે જ જન મૂર્ખ અહો માનવ વિષે.

ધનને માટે પાપ કરે જે વગર વિચારે,
ધન મેળવવા નીચ દીનને ભૂખે મારે,
ધન મેળવવા દેવયજનમાં દંગો કરે છે,
ધન મેળવવા સાધુ વેશમાં દુષ્ટ ફરે છે;
ભક્તવેશ ધારણ કરી દેવ તણું ધન સંહરે,
આંબાશંકર ! મૂર્ખ આ રૌરવમાં વાસો કરે. ૫

બાલિક દીનનો ભાવ છતાં ના આદર આપે,
નિજ આશ્રય રૂપ ડાળ વગર સમજે ઝટ કાપે,
નિયમ ન પાળે લેશ દુઃખ અતિ તેથી પામે,
શાસ્ત્રનીતિનો બોધ ઢોંગ ગણી નિત્ય ઉથામે;
અતિશય-ચઇને આકળો રજનું ગજ પામર કરે,
આંબાશંકર ! મુઢ આ ઘોર દુઃખ વેઠી મરે. ૬

( શ્રીહરિસ્નેહસુધાસિન્ધુ. )

---

## प्रस्तावित दोहरा



બ્રાહ્મણ જ્ઞાનથી ઓળખે, ક્ષત્રી રણથી જોય;
વૈશ્ય કરે વેપારથી, એ (ત્રણ) કાયર કહેવાય. ૧

વહાણું પણ પછી નવ ગમે, હદ પાર જો જાય;
પાણ મુજનો પણ જો વધે, કાતરથી કતરાય. ૨

સંપત્ત દેખી ન રાચીએ, વિપત્ત પડે ન રોય;
રાજા હરિશ્ચંદ્ર એમ કહે, જે હરિ કરે સો હોય. ૩

મુરખ તું સમજે નહીં, આયુષ્ય ઓછું થાય,
જેમ સરોવરની માછલી, ન સમજે સર સુકાય.

કરની બિન કથની કથે, અજ્ઞાની દિન રાત,
(કાકા કઉઆ) કુકર જયું ભુંકત ફીરે, સુની સુનાઈ બાત.

સમજુકું ચિંતા ઘણી, મુરખકુ નહીં લાજ,
ભલે બુરેકી ખબર નહીં, પેટ ભરનસેં કાજ.

જીસે શરમકો ડર નહીં, નહીં પંચકી લાજ;
ઉસે છેડ કયા કીજીએ; ચુપ ભલી મહારાજ.

તુલસી ધીરજ મન ધરો, હાથી મણભર ખાય
ટુકડા અન્નકે કારણે શ્વાન ઘરોઘર જાય.

પાંપ કરતાં વારીએ, ધર્મ કરતાં હા,
બે મારગ બતલાવીએ, પછી ગમે ત્યાં જા.

મુરખની વાતો બળી, જે વાતે ઘર જાય;
પંડિતની લાતો ભલી, જે વાતે ગુણ થાય.

તરે તરણુ ને તુંબડું, તરે ગાય ને વહાણ,
તરે ભાગ્યશાળીનું પુણ્ય, ન તરે પાપીને પહાણ.

કહેતે સો કરતે નહીં, મુખકે બડે લબાડ;
કાલા મોં લે જાયેંગે, સાહેબકે દરબાર.

દાતાકે મનધન નહીં, શુરા મન નહીં શ્વાસ,
પતિવ્રતાને પ્રાણ નહીં. દેહ ન સમજે દાસ.

પળાય તેટલું પાળીએ, ન પળાય તે ફોક;
ચામડાંના જોડા તેમ, ચામડાંની ઓખ. ૧૪

દુઃખીઆ આગળ દુઃખ કહો, આધા દુઃખ વે લેત;
સુખીઆ આગળ દુઃખ કહો, હસ હસ તાલી લેત. ૧૫

તુલસી પર ઘર જાયકે, દુઃખ ન કહીએ રોય;
માન ગુમાવે આપણો, બાંટ ન લેવે કોય. ૧૬

માંગન મરણ સમાન હે, મત કોઇ માગો ભીખ;
માંગનસે મરણાં ભલાં, એ સદ્ ગુરુકી શીખ. ૧૭

મન મોતી ઓર દુધકા, તીનો એક સ્વભાવ;
ફાટે પીછે ના મીલે, કોટી જતન બતાવ. ૧૮

તુજે પરાઇ ક્યા પડી, તું આપકી નિવેડ;
તેરી ઝાઝ દરીઆવમેં, ડુબે નહીં સું બેડ. ૧૯

ધ્યાન દીયે ક્યા હોત હે, જો મન મેલ ન જાય;
બગ અરૂ બીલ્લી ધ્યાન ધરી, પશુ પકડકે ખાય. ૨૦

ઘટયા તે દેહવટ ક્યા, રાખ્યા તે થઇ રાખ;
ખરચ્યા તેની ખૂબી થઇ, થયા એકના લાખ. ૨૧

તુલસી કહે કૈસુમ ધન, નવ ખરચે નવ ખાય;
માખી મધ ભેગુ કરી, આખર ઉડકે જાય. ૨૨

ભલો ભલાઈ ના તજે, દુષ્ટ ન ચુકે દાવ;
ચંદનને સળગાવતાં, પ્રકટે શુભ સ્વભાવ. ૨૩

તીર્થ ગયે નીચ જન, ચિત્ત ચંચળ મન ચોર;
પાપ રતી ભર ના ઘટયો, દશ મણ લાયો ઓર. ૨૪

રાત ગમાઈ સોયકર, દિવસ ગુમાયો ખાય;
હીરા જન્મ અમોલ થા, સો કોડી બદલે જાય. ૨૫

બુરા ઢુંઢન મેં ચલી, બુરા મીલા ન કોઈ;
દીલ મેં દેખુ આપકું, મોસે બુરા ન કોઇ. ૨૬

બંદા બહોત ન ફુલીઓ, ખુદા ખગત નહીં હોય;
જોર જુલમ જો કીજીએ, મૃત લોકકે માંહે ૨૭

જોર જુલમ જો કીજીએ, તુરત દેત બતાય;
જીતા નર ગુમાન કરે, ઇતી ખત્તા ખાયે. ૨૮

હંસાને સરોવર ઘણાં, ને સરોવરને નહીં કોઇ;
સજ્જનને સ્નેહી ઘણા, દુરિજનને નહીં કોઇ. ૨૯

તુલસી જગમેં યું રહો, જ્યું જીહ્વા મુખ માંહી;
ઘી ઘણા ભક્ષણ કરે, તોભી ચીકની નાહીં. ૩૦

જાત ન પુછો સાધકી, પુછ લીજીએ જ્ઞાન;
મોલ કરો તરવારકા, પડા રહેન દો મ્યાન. ૩૧

મુરખકું સમજાવતે, જ્ઞાન ગાંઠકા જાય;
કોયલા હોય ન ઉજળા, સો મન સાબુ લગાય. ૩૨

સાબસે બુરો (હે) માંગવો, આમેં ફેર ના ફાર;
બલીસેં યાચંતહી ભયો, વામન તન અવતાર. ૩૩

રજ ધીરે હોતહે, કાહે હોત અધીર;
મય પાય તરૂવર ફલે, કેતા સીંચો નીર. ૩૪

ુરખ ગુણ સમજે નહીં, તો નહીં ગુણીમેં ચૂક;
યા ઘટયો દીનકો વૈભવ, જો દેખે નહીં ઉલુક.(ઘુવડ.) ૩૫

નંદા હમારી જો કરે, મિત્ર હમારા સોય;
સાબુ લેકે ગાંઠકા, મેલ હમારા ધોય. ૩૬

નારાયણ નીજ હીયમેં, અપનો દોષ નીહાર;
તો પીછે તું ઓરકો, અવગુણ ભલે વિચાર. ૩૭

નારાયણ દો બાતકો, દીજે સદા વિસાર;
કરી બુરાઇ ઓરને. આપ કીયો ઉપકાર. ૩૮

તુલસી વહાં ન જાઇએ, જ્યાં ન કહે કે આવ;
ઘાસ બરાબર જાણીએ, કયા રાજા કયા રાવ. ૩૯

*ભીખ હાંડલી નવ ચડે, છીંકે કેહું જરૂર;
ભીખ અન્ન જમવા થકી. નિશદિન રહે અધુર. ૪૦

બડા હુવા તો કયા હુવા, જેસી બડી ખજુર;
પંથીકો છાયા નહીં, ફલ લાગે અતિ દૂર. ૪૧

ગરવા સહેજે ગુણ કરે, કંકા (રૂપીયા.) કારણ ન જાણ;
મેહુવા બરસે સરવર ભરે, કણુ ન માગે દાન. ૪૨

ભલા ભલાઇ ના તજે, ભલા ન બોલે બદ;
છસ દિલ દયા ધર્મ હે, હો સમુખ શીરી શબદ. ૪૩

જીવન જોબન રાજપત, અવિચળ રહે ન કોય;
જા દિન હે સતસંગમેં, જીવનકો ફલ સોય. ૪૪

સરોવર તરૂવર સંત જન, ચોથા બરસે મેહ;
પરમારથ કે કારને, ઈન ચાર ધરી હે દેહ. ૪૫

તુલસી ગરિબ ન સતાપીએ, બુરી ગરિબકી હાય;
મુઆ ઢોરકે ચામસેં, લોહા ભસ્મ હો જાય. ૪૬

જ્યાં હે અપની પ્રીતડી, બેઠનકો વિશ્રામ,
તાસુ કછુ ન કીજીએ, લેન દેનકો કામ. ૪૭

વાવીએ કડવી તુંબડી, ઉતરે તુંબ હજાર;
એક એકથી કડવા અધિક, અપરંપાર અપાર. ૪૮

સત્ય સ્વર્ગનું બારણું, સત્ય સિદ્ધ સોપાન;
મંત્ર યોગ સત્યે ફળે, ધર્મ અર્થ ને કામ. ૪૯

તનની તૃષ્ણા સહેજ છે, સવા શેર કે શેર;
મનની તૃષ્ણા નવ મટે, જો લાવે ઘરમેર (મેર–મેરૂપર્વત) ૫૦

સંગતસે સુધરી નહીં, વાકે બડે અભાગ;
કુસંગસે બીગડે નહીં, સો નર બડો સુભાગ. ૫૧

मर जाउं मागुं नहीं, अपने तनके काज,
परमारथके कारने, मागुं न समझुं लाज. ५२

કબીર આપ ઠગાઇએ, ઓર ન ઠગીએ કોય,
આપ ઠગે સુખ ઉપજે, ઓર ઠગે દુખ હોય. ૫૩

# स्त्रीधर्मनीति.

---

## પાયો.

પાયો સારો દૃઢ બાંધ્યા સિવાય તેના ઉપર ઘર ચણ્યું તો તે ઘણા દિવસ સુધી ટકતું નથી; એટલું જ નહિ પણ તેવું ઘર બાંધનાર બમણા ખર્ચ અને શ્રમનો ભાર વહી ઉલટો લોકોમાં હાંસી પામે છે. કાંઈપણ કામ કરતી વખતે માણસે ઘણો પુખ્ત અને દૃઢ વિચાર કરી તે કામનો પાયો રચવો જોઇએ. તેમ ન કર્યાથી તે કામ ગમે તેટલું નાનું હોય તોપણ સિદ્ધ થતું નથી. ફાયદો માત્ર એટલો જ બને કે લોકોમા તેની હાંસી તથા હાલહવાલ થાય.

આપણી આ અજ્ઞાન સ્ત્રીજાતિની દુર્દશા કેવી છે તે સર્વને વિદિત જ છે. એની સુધારણા શું કર્યાથી થાય તથા તેનો પાયો કેવી રીતે ચણવો જોઇએ તેનો વિચાર કરીએ.

આ જગતમાં સદાકાળ ઉન્નત થવાની ઈચ્છા દરેક માણસના હૃદયમાં હોય છે અને તે હોવી સ્વાભાવિક જ છે. બીજી બધી બાબતોમાં માણસે પોતાની અવસ્થાને અનુસરીને સંતોષથી રહેવું વખાણવા યોગ્ય છે પણ જ્ઞાન અને આત્મઉન્નતિ એ બે બાબતોમાં "આપણું જેટલું છે તેટલું જ બસ છે," એમ ધારી બેશી રહેવામાં ફાયદો નથી. ઈશ્વરે માણસોને જે જે વૃત્તિઓ આપી છે તે સર્વેમાં આત્મઉન્નતિની ઈચ્છા ઘણી મોટી છે. માટે મનુષ્ય ગમે તેટલો મ્હોટો થાય, તોપણ તેને વધારે મ્હોટા થવાની ઈચ્છા હોય છે. આ ઇચ્છા પરમેશ્વરે મનુષ્યજાતિનું કલ્યાણ થવાને માટે જ તેને આપી છે એમ કહેવું જોઇએ. કારણ પ્રત્યેક માણસના હૃદયમાં આ વૃત્તિ જાગ્રત હોય તો તે તેવું થવાને યત્ન કરેછે. આ [illegible] સર્વ [illegible] તો આખો દેશનો દેશ ઘણી ઉન્નત અવસ્થામાં આ[illegible] સંભવ છે.

લોકોમાં કેટલાક મ્હોટા દોષો છે તે હું સારી રીતે જાણું છું પણ તે લોકોની સ્વદેશપ્રીતિ, ઐક્ય, ઉદ્યોગીપણું વગેરે અનેક ગુણો આગળ કાલિદાસ કવિના કહ્યા પ્રમાણે—ચંદ્રના શાંત અને કોમળ કિરણના સમુહમાં જેમ ચંદ્રનું કલંક ઢંકાઈ જાય છે તેમ—તેમના દોષો લપાઈ જાય છે. તે દોષોને બહાર પડવાનો લાગ મળતો નથી.

( શ્રી ધર્મ નીતિ. )

---

## બાળકનું રુદન.



**પારીસની** એક નાટકશાળાના ડ્રેસિંગ રૂમમાં એક નવો નટ પોતાનો પાર્ટ ભજવતાં ડરતો હતો. તેના કેટલાક સોબતીઓ તેને હિમ્મત આપતા હતા; વળી કેટલાંક માણસો કહેતા હતાં કે "એનો ડર જવાનો નથી. પ્રકૃતિ આપણને હિમ્મતવાન કરે છે અથવા ડર ઉત્પન્ન કરાવે છે. જેથી હિમ્મતમા અથવા ના હિમ્મતમાં ગંભીર અથવા ખુશી ખુશાલીમાં રહેવાની પ્રકૃતિ ઉત્પન્ન થયલી હોય છે, તેવા આપણે ચાલીએ છીએ. કોઇએ કદિપણ સાંભળ્યું છે, કે દુરાકાંક્ષીની દુરાકાંક્ષા અથવા કંજુસની કંજુસાઇ ગઇ છે ?"

કેટલાકોએ વળી એ વાંધો લીધો; અને એક માણસે કહ્યું, "જો તમે કંજુસાઇના રોગથી છુટેલો કંજુસ જોવા ઇચ્છતા હો, તો હું કહી શકું છું કે, હું તે પંક્તિનો છું."

જેણે આવું કહ્યુ તે એક પ્રખ્યાત નાટકકાર હતો, અને દયા માટે પણ પ્રખ્યાત હતો. તેનાં આવાં વચન સાંભળીને કોઇએ કહ્યું એમ થવું અસંભવિત છે. કોઇએ કહ્યુ એવું થઇ શકે જ નહિ તે નાટકકારે કહ્યું: "હું ખરેખરૂં કહું છું કે હું કંજુસ હતો અને હવે ધારૂં છું કે હમણાં હું કંજુસ નથી, જો તમે સાંભળવા ચાહતા હો તો હું મારા

ફેરફારની વાત કહું. તે ફેરફારનું કારણ એક બાળકનું રૂદન છે." તેનું આવું બોલવું સાંભળીને ત્યાં જેટલા માણસો હતા, તે બધા તેને ઘેરીને, ઉભા રહ્યા.ને કહેવા લાગ્યો.

"ઈ. સ. ૧૮૩૮ માં પોર્ટ સેન્ટ માર્ટિનની નાટકશાળામાં મારૂં એક સર્વથી સારૂં નાટક ભજવવાને માટે આપ્યું હતું. તે અરસામાં એક દહાડો ટપાલમાં મને બે કાગળો મળ્યા; તેમાંનો એક કાગળ કોઇ નાટકશાળાના ઉપરીનો લખેલો હતો. તેણે મારૂં એક નાટક ભજવી બતાવવાની ઇચ્છા કરી હતી. અને ઉંચી તાલિમને દહાડે મને માર્સેલ્સમાં હાજર રહેવાની અરજ કરી હતી. મહેનતના બદલામાં હું જે વાજબી માગીશ તે આપવાની તેણે કાગળમાં ઇચ્છા જણાવી હતી. બીજો કાગળ પણ માર્સેલ્સથી આવ્યો હતો. તે ટુંકો અને આવો હતો:

"મહેરબાન સાહેબ, આપના ભાઇની સ્ત્રી તથા તેની કન્યા ભૂખમરાની પીડાથી મરવાની અણી ઉપર છે. પૈસા મળે તો તેઓ બચી શકે એમ છે. આશા રાખું છું કે આપ આ પાસેના સગાઓને મદદ આવવાને વિલંબ કરશો નહીં, અને તેઓનો હાલનો તથા ભવિષ્યનો આહાર પીવાનો બંદોબસ્ત કરશો" આ કાગળ માર્સેલ્સના ડાક્ટર લાંગર્નો લખેલો હતો.

"મેં પહેલાં કહ્યું છે કે, હું ઘણો જ કંજુસ હતો. ડાકટરનો કાગળ મળ્યાથી મારા મનમાં દયા ઉત્પન્ન નહિ થતાં ઉલટો મારા ભાઇની બાયડીના ઉપર પહેલાંનો ગુસ્સો જાગી ઉઠ્યો. મારો ભાઇ વહાણ ઉપર નાવિકનું કામ કરતો હતો, તે સમુદ્રમાં ડુબીને મરણ પામ્યો હતો. કેટલાંક વર્ષ પહેલાં મારા એ હિમ્મતવાન ભાઇએ એક માછલાં પકડનારની દીકરીની જોડે લગ્ન કરવાની ઇચ્છા જણાવી હતી, ત્યારે મેં મારા અભિમાન તથા સખત કંજુસાઇના સેંકડો પડના અંધારામાંથી જવાબ દીધો કે, એ ભીખારી માછલાં પકડનારની કન્યાની જોડે લગ્ન કરવું એ બે આબરૂનું અને મૂર્ખતાનું કામ છે. એટલું જ નહિ પણ મેં તેને સલાહ આપી હતી કે, જો બની શકે તો એ લગ્નના કરારના છુટા છેડા કરવા જોઇ-

એ. પણ મારો ભાઈ એકવચની હતો, તેથી તે જેને ચહાતો હતો તેની જોડે તેણે લગ્ન કર્યું. મારા ભાઈની એ સ્ત્રીને માન અપમાનની લાગણી બહુ પ્રબળ હતી. તે મારા કાગળની વાત કદીપણ ભૂલી ગઈ નહોતી અને તે લખનાર તરીકે સદા મને ધિક્કારતી હતી. સ્વામીના મૃત્યુ પછી તેને ખાવાની પંચાતી પડવા લાગી તો પણ તેણે મારી પાસે મદદની માગણી કરી નહિ, પણ જ્યારે તેણે તેની એકની એક દીકરીને ખાધા સિવાય દહાડે દહાડે દુર્બળ થતી જોઈ ત્યારે માતાના સ્નેહ આગળ તેનો તે ગર્વ તૂટી ગયો.

"પૈસાની લાલચથી મેં પેલા માર્સેલ્સની નાટકશાળાના ઉપરીની અરજ કબુલ કરીને તેને કાગળ લખ્યો અને વાર નહિ લગાડતાં માર્સેલ્સ તરફ જવા નીકળ્યો. ત્યાં એક મોટી હોટેલમાં જઈને જોઉં છું તો જે ડાક્ટરે મને કાગળ લખ્યો હતો, તે મારી શોધ કરતો હતો. મેં તેના કાગળનો જવાબ નહિ વાળ્યાથી તે સરળ મનના ડાક્ટરે વિચાર કર્યો હતો કે તે પોતે આવશે, એવું ધારીને તે હરરોજ મને શોધતો હતો. મારો મેળાપ થતાં જ તેણે કહ્યું: આપ બહુ ત્વરાથી અહિં આવ્યા છો. ફક્ત આપે ધાર્યું હશે કે કદાચ વખત લગારેય આપના આવવાના પહેલાં રોગી મરી જાય. આપે એ બરાબર ધાર્યું હતું આપને જોઈને હું બહુ સંતુષ્ટ થયો.

"હું દિઙ્મૂઢ બની ગયો. નાટકશાળાનો ઉપરી મને પૈસા આપશે એ મતલબથી હું માર્સેલ્સમાં આવ્યો હતો; પરંતુ એ વાત એ ડાક્તરને શી રીતે કહું? શરમને લીધે તે કહી શક્યો નહિ તેથી પહેલાંના સંકલ્પ પ્રમાણે બારોબાર નાટકશાળામાં નહિ જતાં તે ડાક્ટરની જોડે મારા ભાઈની સ્ત્રીને જોવા ગયો."

"જે ઓરડામાં તે હતી તે ઓરડાની અવસ્થા બહુ જ ખરાબ હતી. તથાપિ તે ઓરડામાં હું પેઠો. પેઠેલાં જ જે મારી નજરે પડ્યું તે બહુ સુંદર હતું. રોગીના બિછાનાની પાસે ઉભી રહેલી તેની એકની

છો ?" મેં તેનો હાથ છોડાવીને તેને ઉતારીને જમીન ઉપર મૂકી. આશ્ચર્ય, નિરાશા તથા ભયવાળી દ્રષ્ટિથી તેણે મારા ચહેરા સામું જોયું. પછી હળવે હળવે આંસુનાં ટીપાં તેના ગાલ ઉપર વહેવા માંડ્યાં. તેના બોલવાથી જે થયું નહિ તે તેની ચુપ ચુપ વેદનાથી થયું. જાણે કોઈ જાદુગરની લાકડીના સ્પર્શથી મારી નીચતા તથા નિર્દયતા મારી આગળ જણાઈ. હું ભયથી કંપિત થયો; અને મારી જાતને ધિક્કારવા લાગ્યો. તે દુઃખી બાલિકાને મેં મારા ખોળામાં લીધી, અને તેના માથા પર હાથ ફેરવીને કહ્યું 'હા, હું તારા બાપના જેવો જ થઈશ, તું મારી દીકરીના જેવી રહીશ. હું તને ચાહીશ તથા તારી સંભાળ રાખીશ.'

"મારા આ બોલવા પરથી મારી ભાણી કેવી ખુશી થઈ હતી, તે ભાષાથી કહી શકાય એમ નથી. તેનો આનંદોચ્છ્વાસ જોઈને તેનો ડાક્ટર અને હું ડર્યા. ગમે તેમ હો, વધારે આનંદ થવાથી ઘણું કરીને કોઈનું મૃત્યુ થતું નથી. [illegible]ર્વટે તેણે કહ્યું, 'તમારા સંબંધમાં મારો કેવો ભૂલભરેલો વિચાર હતો ? મને માફ કરો.' તેણે મને તિરસ્કાર કર્યો હોત તો મને [illegible]તું કષ્ટ થાત; તેના કરતાં આ કૃતજ્ઞતાથી મને વધારે કષ્ટ થયું [illegible] મેં તે બોલવું દબાવીને જલદીથી રોગીનું ઘર બદલવાની વાત કાઢી. [illegible] હું માર્સેલ્સમાં નવો હતો 'આર્કિનું' કંઈ જાણતો ન હોતો. તેથી તે દય[illegible]ળુ ડાક્ટરે ઘરની તપાસ કરવાનું માથે લીધું.

ડીને તેનું કુસુમ-જીવન વિકસિત કરે છે, તેમ તેનાં તે અમુલ્ય આંસુનાં પાંએ મારા હૃદયને વિકસિત કર્યું.

(બુદ્ધિપ્રકાશ)

---

## मी. हेन्री फोसेटनो संकट समयमां अडग निश्चय.

---

૧૮૫૮ ના સપ્ટેમ્બરની ૧૭ મી તારીખે ફોસેટ પોતાના પિતાની સાથે બન્દુક લઇ શિકાર કરવા માટે હાર્નહામ નામની ટેકરીઉપર ગયો. આ ટેકરી ઉપરથી નીચેની રમણીય ખીણની અલૌકિક શોભા દૃષ્ટિગોચર થાય છે. ત્યાં થઇને એવન નદી ખળખળાતા અવાજ સહિત ચાકુવાળી જમીનના સફેદ તીર વચ્ચે થઇ પસાર થાય છે. એકન્દરે આ સપાટીના પ્રદેશનો દેખાવ અત્યંત મનોહર છે. સૃષ્ટિસૌન્દર્ય નિરખવાનો ફોસેટના જીવનનો આ છેલ્લો જ પ્રસંગ હતો. બન્ને જણા એ ટર્નીપ નામના છોડવાનું ખેતર ઓળંગી જતા હતા; એવામાં કેટલાંક પક્ષીઓ તેમની દૃષ્ટિએ પડ્યાં, પણ તેમના પગસંચારના અવાજથી તે પક્ષી ઉડી ગયાં અને પાસેની જમીનમાં જઇ બેઠાં; જ્યાં શિકાર કરવાનો તેમને હક નહોતો. પક્ષીઓને આવી રીતે ફરીથી ઉડી જતાં અટકાવવા માટે ફોસેટ સામેની બાજુએ ત્રીસ વાર આગળ જઇ ઉભો. એટલામાં બીજી બાજુ એક ટોળું તેના તરફ ઉડ્યું. ફોસેટના પિતાની એક આંખમાં મોતીઓ હતો, તેથી તે ફોસેટને સ્પષ્ટ રીતે જોઇ શક્યો નહીં; અને તે સામી બાજુએ જઇ ઉભો છે, એ તેના સ્મરણમાં રહ્યું નહોતું. દૈવ પ્રતિકૂલ હોય છે ત્યારે મનુષ્યો કેવી ભૂલો કરે છે તેનો આ બનાવ એક ઉત્તમ દાખલો છે. એક પક્ષી જે વખતે બરાબર ફોસેટની સીધી લીટીમાં હતું તે વખતે તેના પિતાએ તેના ઉપર બંદુક ફોડી. પક્ષીને વીંધી કેટલીક ગોળીઓ ફોસેટને વાગી. કેટ-

લીક છાતીના ભાગમાં વાગી, તથા બે ગોળીઓ બરાબર આંખોમાં ચોંટી. જાડાં કપડાં પહેરેલાં હોવાથી છાતી ઉપર તો નજીવો ઘા થયો. આપણે આગળ જોઈ ગયા છીએ કે, ડૉકટરે પ્રોસેટને ખુલ્લી આંખે પ્રકાશ સામે દૃષ્ટિ નહીં કરવાની સલાહ આપી હતી, તેથી તે રંગિત ચશ્મા પહેરતો હતો. ચશ્માના પ્રત્યેક કાચના મધ્યમાં એકેકી ગોળી બરાબર વાગી; આથી કરીને ગોળીઓના વેગ તથા જોશ જરા કમી થયા; નહીં તો ઠેઠ મગજ સુધી પહોંચી પ્રાણઘાતક ઈજા કરત; તેમ છતાં તે આંખોની અન્દર બરાબર ચોંટી, અને ત્યારથી પ્રોસેટ આખી ઉમ્મર આંધળો રહ્યો.

આ અકસ્માત પછી પ્રોસેટના અન્તઃકરણમાં પ્રથમ વિચાર એ સ્ફુર્યો કે 'અફસોસ ! મારાથી હવે આવું મનોહર સૃષ્ટિસૌન્દર્ય ફરીથી કદી નહીં જોઈ શકાય.' ગાડીમાં બેસાડી તેને અહીં માઈલ દૂર આવેલા લૅ.ગ.ફર્ડેનાર મકાનમાં લઈ જવામાં આવ્યો. સોળ્ઝબરોથી ડૉકટરને તેડાવ્યા. ઘરમાં પ્રવેશ કરતાં તેણે પોતાની બહેનને કહ્યું કે "મેરી મને જરા વર્તમાનપત્ર વાંચી સંભળાવીશ ? પોતાની પ્રકૃતિ સ્વસ્થ છે એમ જણાવી, સમ્બન્ધી વર્ગનો કલેશ કંઈક ઓછો કરવાની ઇચ્છાથી જ તે આ પ્રમાણે, બોલ્યો હતો. પણ તેને સમજાવી પથારીમાં સુવાડયો તથા જેમ બને તેમ શાન્ત રહેવા ફરમાવવામાં આવ્યું. પ્રથમથી જ દૃષ્ટિ પુનઃ પ્રાપ્ત થવાની આશા છોડવામાં આવી હતી, તો પણ ડાકટરોએ ધૈર્ય આપવા માંડયું. ઠીક રીતે પ્રોસેટની પ્રકૃતિ બરાબર સ્વસ્થ હતી અને તે સારો તંદુરસ્તી ભોગવતો હતો. છ અઠવાડીઆં પછી તેને પ્રકાશનો કાંઈક ઝાંખો ભાસ સમજાવા લાગ્યો, પણ થોડા દિવસ પછી આ છેલ્લા સુખનો પણ અન્ત આવ્યો, અને બાકીનું જીવન તો ગાઢ અંધકારમાં જ ગાળ્યું. જુન માસ પછી ડાબી આંખ ફીક્કી થવા લાગી, અને ત્યારથી જ અત્યન્ત વેદના થવા લાગી. આકટોબર માસમાં ફર્ગ્યુસને જમણી આંખમાં કૃત્રિમ નેત્ર પણ બેસાડવાનો પ્રયોગ અજમાવવાનો વિચાર કર્યો; એથી આશા-

થી કે આંખું અજવાળું દેખાવા જેટલી શકિત આવે. ફલોરેન્ડ્રોમેની મદદ-થી આ ક્રિયા કરવા માંડી, અને ત્રણ દિવસ સુધી આંખે પાટો રાખવામાં આવ્યો. તથાપિ આખરે સૂર્ય સામું જોઇ પ્રયોગ કરતાં માલુમ પડ્યું કે દૃષ્ટિ પુનઃ પ્રાપ્ત કરવાની આશા બીલકુલ રહી નહોતી.

આ આફત ખરેખર ત્રાસજનક હતી. પુત્રના જેટલો જ પિતા પણ અનુકમ્પાને પાત્ર થયો હતો. આ પુત્રને માટે તે હૃદયમાં અત્યન્ત ગર્વ વહન કરતો હતો. તેની વિદ્વતા જોઇ તે હર્ષઘેલો થઇ જતો હતો, તથા તેનો ઉચ્ચ મનોરથ સિદ્ધ થયેલો જોવા તે અત્યન્ત આતુર હતો. તેમ છતાં દૈવ યોગે પિતાને હાથે જ પુત્રની ચળકતી આશાઓ નિર્મૂળ થવા બેઠી હતી. પ્રોફેસર પોતાનો ચહેરો હર્ષયુકત તથા શાન્ત રાખવા પ્રયત્ન કરતો. તેમ છતાં તેનો પિતા ગાંડા જેવો થઇ ગયો હતો. તેને ખબર ન હોતી કે તેનો પુત્ર પોતાના અડગ ધૈર્ય તથા અદ્‌ભુત શકિતની મદદથી આ ક્રુર સંકટમાંથી પણ પ્રથમના જેટલા ઉત્સાહથી બહાર નીકળી રહેશે.

આજથી તે હંમેશાં શેક્સપીઅરનું નીચેનું વચન સ્મરણમાં રાખતો:—

"નઠારી વસ્તુઓમાં પણ સારાપણાની છાયા રહેલી હોય છે. ફક્ત માણસોને તે અવલોકનપૂર્વક ખેંચી કાઢતાં આવડવું જોઈએ. વળી દુઃખ અને સંકટ એ આકરા ગુરુ છે; પણ બહુ ઉત્તમ પ્રકારના છે. જો કે વિપત્તિની કસોટી એવી સખ્ત છે કે આપણે સ્વાભાવિક રીતે તેનાથી ડરીને પાછા હઠીએ છીએ પણ જ્યારે માથે આફત આવી પડે ત્યારે તો આપણે ખરા મર્દની માફક બહાદુરીથી તેની સામે બાથ ભીડવી જ જોઈએ."

"ખરેખર દુઃખમાંથી મીઠાં ફળ નીપજે છે. આપણામાં કેટલું દૈ-

વત છે તે એવે વખતે બહાર પડે છે, અને આપણો અંદરનો જુસ્સો પ્રકટ થાય છે.

માણસજાતને અનુભવથી માલમ પડેલું છે, કે જે પુરુષો ધીર-વીર હોય છે, તેમને સંકટથી એવું સુખદ શિક્ષણીય મળે છે કે તેઓને તે એક સ્વ-રક્ષક સત્તા થઈ પડે છે. સંકટમાંથી શાણપણ વાપરીને સાર લેવામાં આવે તો તેથી આપણી રહેણી-કરણી કેળવાય છે, આત્માવલમ્બન જાગ્રત થાય છે; માત્ર આપણે વિઘ્નોનો નાશ કરવાનો દૃઢ સંકલ્પ કરીને દુઃખની સામા ખરી મર્દાઈથી બાથ ભીડવી જોઇએ. દેખાતાં અલંઘ્યતમ સંકટો ધીર પ્રકૃતિના પુરુષોના માર્ગમાં બાધકારક થઇ પડતાં નથી. ઘણી વખત તો તે જ સંકટો તેમની શ્રમ કરવાની તથા સહન કરવાની શક્તિઓને પ્રકટ કરીને તથા બીજા કેટલાક ઉપયોગી ગુણોને ઉત્તેજિત સજીવ કરીને તેવા મનુષ્યોને ઉત્તમ સહાય કર્તા થઇ પડ્યાં છે.

ફોસેટની મુખ્ય અભિલાષા પાર્લામેન્ટનો સભાસદ થવાની હતી, તેમાં આ વિઘ્ન આવી પડવાથી તેના ધૈર્યની કસોટી કરવાનો પ્રસંગ આવ્યો. આંધળો, સામાન્ય સ્થિતિનો, લાગવગ વિનાનો માણસ પાર્લામેન્ટ જેવી ભવ્ય સભામાં પગ મુકવાને શી રીતે શક્તિમાન થવાનો હતો! બારીસ્ટર તરીકે સ્વતંત્ર ધંધો ચલાવી પ્રતિષ્ઠા મેળવવાની તેની જે ઇચ્છા હતી તે હવે બર આવે તેમ રહ્યું નહોતું; તેથી પોતાની અન્ધારી ઓરડીમાં સુતો સુતો ફોસેટ આ સવાલનો નિર્ણય કરવામાં ગુંથાયો. ધીર પુરુષોની બુદ્ધિ આપત્તિકાળે વિશેષ પ્રતેજ થઇ નવીન શક્તિ ધારણ કરે છે, તેઓ અણધારી આફતથી નિરાશ થઇ દીનત્વને ધારણ કરતા નથી, પણ ઉલટા બેવડા ઉત્સાહથી પ્રથમની માફક જ પ્રવૃત્તિને સેવે છે, અને પોતાના નિશ્ચિત કાર્યમાંથી નિવૃત્ત થતા નથી. વખતો વખત વિઘ્ન આવી પડે, તો પણ તેઓ આરંભેલાં કાર્યને છોડી દેતા નથી.

આ પ્રમાણે પ્રોસેટ પોતાની મુખ્ય ધારણા શી રીતે પાર પાડવી તે વિચારમાં રોકાયો. થોડાં વર્ષ પછી તેણે પોતાના એક ભાષણમાં જણાવ્યું હતું કે આ અકસ્માત પછી દશ મિનિટમાં તેણે પોતાના મૂળ ઉદ્દેશને વળગી રહેવાનો મન સાથે નિશ્ચય કર્યો હતો. યોગ્ય સમયે તેના મિત્રો તથા હિતચિન્તકો તરફથી દિલાસાપત્ર આવવા લાગ્યા, તે સઘળા પોતાને વાંચી સંભળાવવા માટે તેણે પોતાની બહેનને આગ્રહ કર્યો, પણ સાંભળ્યા પછી દીર્ઘ નિઃશ્વાસ સાથે તેણે તે સઘળા પાછા મુકાવ્યા. આ પત્રોથી દિલાસો મળવાને બદલે ઉલટો તેનો ખેદ વૃદ્ધિને પામ્યો; કારણ કે તે સઘળા સામાન્ય ઢબથી લખાયલા હતા; તેમની મતલબ એકન્દરે આ પ્રકારની હતી.—ઈશ્વરેચ્છા બળવાન છે તેના આગળ મનુષ્યનું કાંઈ ચાલતું નથી. આ દુર્જય વિઘ્ને તમારી સંસારયાત્રા નિરસ તથા નિરૂદ્યમી બનાવી મુકી છે, પણ દૈવી કોપ સહન કરવામાં જ શાણપણ છે વગેરે...... ...ફ્રોસેટે પોતાના એક ભાષણમાં આવા પ્રકારના દિલાસાપત્રને ધિક્કારી કાઢવાં જણાવ્યું હતું, કે " આ પત્રો વાંચી મને જેટલું દુઃખ થતું તેટલું બીજા કશાથી થયું નથી." તેમ થવાનું કારણ સ્પષ્ટ છે. દિલાસાપત્રનો ઉદ્દેશ શો હોવો જોઈએ ? દુઃખમાં આવી પડેલા પુરૂષનું દુઃખ ઓછું કરવાના ઈરાદાથી તેને ધૈર્ય આપવાનો આવા પત્રોના ઉદ્દેશ હોવો જોઈએ એમ માનીએ, તો તે ઉદ્દેશ આવાં લખાણથી પાર પાડવાની આશા શી રીતે રાખી શકાય ? બાયલા પુરૂષો નજીવી મુશીબતોથી ડરી જઈ હૃદયબળ તથા ધૈર્ય ખોઈ બેસે છે; ધીર પુરુષો પણ તત્કાલ તો ક્ષણિક ક્ષોભ પામતા હોવા જોઈએ. એવે પ્રસંગે હિતચિન્તકોનું કર્તવ્ય એટલું જ છે કે આવું પરિણામ આવતું અટકાવવાનો પ્રયત્ન કરવો; હૃદયમાંનો ક્ષોભ દૂર કરી ઉત્સાહ પ્રેરવો; અધૈર્યનો નાશ કરી કર્તવ્યનિષ્ઠ થવાનો બોધ આપવો; તથા પ્રવૃત્તિનો ઉપદેશ કરી યોગ્ય માર્ગે ગમન કરાવવું. અનિવાર્ય આફત આવી પડે ત્યારે ઈશ્વરેચ્છાને આધીન વર્તી સન્તોષ વૃત્તિ ગ્રહણ કરવાનો આગ્રહ કરવો, એ વિવેકદૃષ્ટિથી જોતાં એક ઉત્તમ માર્ગ છે. પણ અનિવાર્ય પ્રસંગ કોને કહેવો ? દુખીની મુશીબતોથી

ડરી જઇ નિશ્ચિત કાર્યમાંથી સ્ખલિત થવું તેમાં, તથા ઇશ્વરના અનિવાર્ય કોપથી અસંભવિત થયેલા કાર્યમાંથી નિવૃત્ત થવું એમાં ઘણો તફાવત છે.

દિલાસાપત્ર વાંચી ફ્રોસેટ ક્ષણિક નિરુત્સાહના પંઝામાં સપડાઈ ગયો. બાકીનું જીવન આલસ્યમાં—નિવૃત્તિમાં—અન્ધકારમાં જ ગાળવું પડશે એવી સલાહ ચારે તરફથી મળવાથી તે કેટલીક ક્ષણ સુધી તદ્દન નિરાશ થઇ અત્યન્ત દુઃખી થયો. આખરે જુદી જ ઢબથી લખાયલો એક પત્ર આવ્યો; આ પત્ર વાંચી તેણે તેને યોગ્ય સ્થાને રાખી મુકાવ્યો. અત્યારથી તેની ચિત્તવૃત્તિમાં નવીન ઉત્સાહ તથા આનન્દ જાગૃત થયાં તથા તેની કાર્યશક્તિમાં નવીન જીવન આવ્યું. આ પત્ર તેના માનવન્તા શિક્ષક તથા મિત્ર હોપ્કીન્સે લખ્યો હતો; ઉત્તમ પ્રકારના દિલાસાપત્રના નમુના દાખલ આ પત્ર હોવાથી આખો પત્ર અત્રે ઉતારી લેવા યોગ્ય ધાર્યો છેઃ—

કેમ્બ્રીજ, ૧૦ મી ઓકટોબર ૧૮૫૮.

" મારા વ્હાલા ફ્રોસેટ,

" તમારા ઉપર જે અત્યન્ત દુઃખદ આફત આવી પડી છે, તે સુચવતો તમારા પિતાનો પત્ર આવ્યો, તે વાંચી મને અત્યન્ત ખેદ થયો છે. તમારા પિતા શોકસાગરમાં ડુબી ગયા હોય તેવી સ્થિતિમાં લખે છે અને તેથી મને ખાત્રી છે, કે તમારા જેટલું જ શાન્ત્વન તેમને આવશ્યક છે."

"પ્રેમાળ અન્તઃકરણનાં માબાપ તરફથી તમને યોગ્ય આશ્વાસન મળશે તેની મને સંપૂર્ણ ખાત્રી છે. તે જ પ્રમાણે તમે પણ યથાશક્તિ આનંદી મન રાખી તમારા પિતાને આશ્વાસન આપશો જ. દૃષ્ટિનો નાશ થવો અર્થાત્ જ્ઞાન મેળવવાનું એક દ્વાર સદન્તર બન્ધ થવું, એ આપણા ઉપર ગુજરતાં અનેક દુઃસહ સંકટોમાંનું એક નથી, એમ મના-

વચનો આગ્રહ કરી તમને ધૈર્ય આપવાનો પ્રયત્ન કરવો એ નિરર્થક છે, એટલું જ નહીં પણ અસત્ય પણ છે. બેશક તે એક મોડામાં મોડું સંકટ છે; અને જો કે પ્રધાનપણે જ પુરુષો કુદરતના બાહ્ય દેખાવ તથા સૃષ્ટિસૌન્દર્યના નિરીક્ષણથી આનંદ પામે છે, તેમના સમ્બન્ધમાં આવા પ્રકારની આપત્તિ વિશેષ દુઃસહ નીવડે છે. તો પણ મનુષ્યજાતી ઉપર ગુજરતા શારીરિક ઉપદ્રવોમાં આવી આફત સર્વ મનુષ્યોને એક સરખી રીતે દુઃસહ થઇ પડે છે, તેમા લેશ માત્ર સદેહ નથી. તેમ છતાં મારા વ્હાલા બન્ધુ, તમે ખાત્રીથી માનજો કે જો આવાં દુઃખની તીવ્રતાની કેટલેક અંશે પણ શાન્તિ ન થાય તો તેમાં આપણો પોતાનો જ દોષ હોવો જોઇએ.

"કેલેજના મિત્રોના પઠનાર્થે મોકલેલો તમારો પત્ર મેં ગઇ કાલે જોયો છે. ક્રીચેટના વચન ઉપરથી કાંઇક આશા બાંધવાનું કારણ મળે છે, એ ખરું છે; પણ તે ઉપરથી આગળ વધીને તેમાંથી જે અનુમાન કાઢવામાં આવે છે તેમા હું ભાગ લઇ શકતો નથી. તેમ છતાં હું કાંઇપણ આનાકાની સિવાય તમને સલાહ આપું છું કે એ વચનને આધારે તમારે કોઇ આશાએ બાંધવી નહીં. તમારે તો આ આપત્તિ ભવિષ્યમાં ગમે તેવું ગમ્ભીર રૂપ ધારણ કરે તેની સામે બાથ ભીડવાનો તમારા મનમા દૃઢ નિશ્ચય કરી રાખવો.

"અદ્યાપિ પર્યન્ત તમે જીવનનો જે ક્રમ તથા અભ્યાસના વિષય નક્કી કરી રાખ્યા હશે તેમાં અવશ્ય ઘણા ફેરફાર કરવા પડશે. અને ખાસ તમારા પોતાના પ્રયાસથી પ્રાપ્ત થઇ શકે એવું ભાવીસુખ પ્રાપ્ત કરવા માટે તમારે વિચારપ્રધાન કાર્યો ઉપર જ આધાર રાખવો પડશે. હવે મને લાગે છે કે દૃષ્ટિનો અભાવ છતાં પણ જે થોડી અવધડથી થઇ શકે, એવા કેટલાક પ્રકારના અભ્યાસ માટે તમારું અન્તઃકરણ સર્વાંશે યોગ્ય છે. જે જે વિષયોમાં બારીક વિગતો સાંપડી છે, એવા વિષયો મોટે ઘણે અંશે અવશ્ય કરીને બાતલ કરવા પડશે જ; અને મારી સૂચના તો એ છે કે તમારે તત્વજ્ઞાન સમ્બન્ધી,

તથા વિચારપ્રધાન વિષયો ઉપર ખાસ ધ્યાન આપવું; જેવા કે માનસશાસ્ત્રની કોઇપણ શાખા, તેની વૃદ્ધિનો ઇતિહાસ, શારીરિકશાસ્ત્રનું જ્ઞાન, અર્થશાસ્ત્ર, દેશસ્થિતિવિદ્યા, ( Statistics ) અને સામાન્ય રીતે સામાજિકશાસ્ત્ર આ સઘળી વિદ્યાઓ અર્વાચીન સમયમાં લોકપ્રિય થવા લાગી છે.

" આ વિષયો વિનોદ સાથે અભ્યાસ કરવા માટે કેવા યોગ્ય છે ! મારા વિચાર પ્રમાણે તમારૂં મન ઉપરના પ્રત્યેક વિષય માટે સર્વાંશે યોગ્ય છે. હું પોતે જ આવા વિષયો ઉપર લક્ષ આપવા માટે અવકાશ મેળવવા કેવો ઉત્સુક છું ! હું જાણું છું કે જો દૈવયોગે આ વિષયો ઉપર જ સંપૂર્ણ ધ્યાન આપવાનો મારે પ્રસંગ આવે, તો તેમાંથી મને યોગ્ય બદલો મળી રહેશે, તે જ પ્રમાણે મને ભરોસો છે કે તમને પણ મળશે જ.

" તેમ છતાં આ બધું હું સૂચના તરીકે જ રજુ કરૂં છું; અને દૃઢ નિશ્ચય, તથા ધૈર્યથી ભવિષ્ય તરફ લક્ષ કરવાના હેતુથી, તથા તમારાં બુદ્ધિવિષયક કાર્યોની નિયમિત યોજના ગોઠવવામાં ઉત્તેજન તથા લાલચ રૂપ થઇ પડે એ ઉદ્દેશથી જ લખું છું.

" આ પ્રસંગે તમારા ઉપર ગુજરેલી આપત્તિનો જો અન્ય સામાન્ય મુશીબતની માફક યથાશક્તિ પરાજય કરવાના દૃઢ નિશ્ચયથી તેના ઉપર કટાક્ષ કરશો તો તેની અર્ધી તીવ્રતા તાત્કાલ નષ્ટપ્રાય થઇ જશે.

" પણ મારા વ્હાલા મિત્ર, કોઇ કઠણ હૃદયનો ડાકટર પોતાના દુઃખી દરદીને સખ્ત ઓસડ આપતો હોય તેની માફક નિર્દય થઇ હું લખતો હોઉં એમ મને લાગે છે. તથાપિ જીવનના પ્રભાતમાં જ સ્વાભાવિક રીતે બન્ધાતી ચળકતી આશાઓ અને ઉમેદો આવી ત્રાસજનક આપત્તિથી નષ્ટ થઇ જશે, એનો જ્યારે હું વિચાર કરૂં છું; ત્યારે મારાથી રૂદન કર્યા સિવાય રહેવાતું નથી.

"પણ હું ફરીથી કહું છું કે 'ધૈર્ય !' તમારી માનસિક સંપત્તિને કેળવો, અને તે પણ ક્રમપૂર્વક કેળવો. આ કસોટીના સમયમાં તે તમને અત્યન્ત હિતાવહ થઇ પડશે. હું આશા રાખું છું કે ગમે તેવી સ્થિતિમાં છતાં તમે પ્રસંગોપાત કેમ્બ્રીજની મુલાકાત લેતા રહેશો. તમને વિનોદ કરાવવા અર્થે હું તત્વજ્ઞાન ઉપર વિવેચન કરીશ; શેક્સપીઅરનો એકાદ અંક, તથા આવ્વસ્વનનો એકાદ સર્ગ વાંચીશ તથા તમને અન્ય પ્રકારે સહાય કરીશ.

"ક્ષાંગફર્ડ આવી તમને મળવાની પહેલી તકનો હું લાભ લેવા ચુકીશ નહીં; અને ચાકની ટેકરીઓમાં ફરવા માટે તમને માર્ગદર્શક તરીકે સાથે લઇશ. તે પ્રસંગે હું તમને ભૂસ્તરવિદ્યાના સિદ્ધાન્તો સમજાવીશ........ હું છું મારા વ્હાલા ફોસેટ.

તમારો સાચો મિત્ર,

હેન્ચુ હોપ્કીન્સ.

હોપ્કીન્સે પોતાના જુના વિદ્યાર્થીની માનસિક શક્તિનું કેવું ભવિષ્ય વર્તું હતું, તે આ પ્રેમાળ, વિવેકપુરઃસર પત્ર ઉપરથી સ્પષ્ટ સમજાય છે. પત્ર વાંચી ફોસેટના હૃદયમાં નવીન ઉત્સાહ પ્રકટ્યો, અને ક્ષણિક દુર્બળતામાંથી તે જાગૃત થયો. અપંગ થવા છતાં પોતાના નિર્ણિત નિશ્ચયમાંથી નિવૃત્ત નહિ થવાનો તેણે ફરીથી દૃઢ નિશ્ચય કર્યો.બેશક, આ આફત અત્યંત ગંભીર પ્રકારની હતી, તેમછતાં, યૌવન, આરોગ્ય તથા માનસબળના ઉછળતા જુસ્સાવાળા ધીર પુરૂષને હમેશને માટે અશક્ત બનાવી મૂકે એટલી ગંભીર તે નહોતી. આંધળા પુરુષો ઘણું કાર્ય કરી શકયા છે, કેટલીક વખતે તેઓ અન્ય પુરુષોના કરતાં વિશેષ સુખી, શાન્ત, તથા ઉપયોગી જીન્દગી ગાળવાને સમર્થ થએલા આપણે સાંભળ્યા છે.

ફોસેટના સમ્બન્ધમાં વિશેષ આશ્ચર્યકારક બીના એ છે, કે તરત જ તે અનુપમ ધૈર્ય, તથા દૃઢતાથી આ દુર્જય વિપત્તિની સામે બાથ ભીડવા તૈયાર થયો, પ્રારબ્ધને અનુકૂળ વર્તન નહીં કરતાં, તેનો પરાજય

કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો, નવી મુશ્કેલીમાંથી મુક્ત થવા માટે નવો માર્ગ પસન્દ નહીં કરતા જુના માર્ગને જ મક્કમપણે વળગી રહેવાનો તેણે યત્ન કર્યો અને આખરે તેમા ફત્તેહમન્દ થયો. કારણ કે અનુભવથી આપણને માલમ પડે છે, કે અડચણો સાથે બાથડીઓ મારવાથી તે નાશી જાય છે; અને મનના સંકલ્પ–સૂર્યના તાપ આગળ વિઘ્ન–વાદળાં આપોઆપ વિખરાઇ જાય છે.

૧૮૬૦ ના જુન માસમા ફૈસેટે બારીસ્ટર થવાનો વિચાર માંડી વાળ્યો, પણ પાર્લામેન્ટનો સભાસદ થવાની તેની જે મુખ્ય ઉમેદ હતી, તેમાથી નિવૃત્ત નહીં થવાનો તેનો નિશ્ચય હજી તેટલો જ દૃઢ હતો, અને આ મનોરથ સિદ્ધ કરવા અર્થે આ અકસ્માત પછી એક વર્ષની અંદર તે પ્રયત્ન કરવા લાગ્યો હતો તે પ્રયાસમાં તે કેવી રીતે સફળ થયો તે આગળ કહેવામા આવશે. આગ્રહ પૂર્વક પુરુષ–પ્રયત્ન કરવામાં આવે તો જગતમા એવું એકે કાર્ય નથી કે જે સિદ્ધ ન થાય, અને આટલા ઉપરથી જ આપણા શાસ્ત્રકારો કહે છે કે—

क्रियासिद्धि सत्वे भवति महताम् नोपकरणे ॥

ભાવાર્થઃ—મહા પુરુષોનાં કાર્યોની સિદ્ધિ સ્વપરાક્રમથી જ થાય છે; બાહ્યસાધનની સહાયતાથી થતી નથી.

( હેન્રી ફૈસેટનું જીવનચરિત્ર.)

---

## पेगम्बरोनूं शिक्षण.



હુમાયુ અને કુમાર મથુરાંદાસના દિવાનખાનામાં ટેબલ પાસે બેઠા હતા, અને ગોરી થોડે દુર એક ખુરશી પરથી સાંભળતી હતી.

મથુરાંદાસ સાંજથી બહાર ગયેલા તે દસ સુધી આવવાના ન હતા, યમુના ઘરમાં અમુક વ્યવસ્થામાં હતાં. આપણો નાયક તેના મિત્રને પોતાના "પેગમ્બરોના શિક્ષણ" સંબંધી ભાષણની હકીકત સંભળાવતો હતો.

બધું સાંભળી લીધા પછી રમણે કહ્યું:—

"કુમાર! આ ત્રણમાંથી તમારૂં કોના તરફ આકર્ષણ થતું હશે તે કહી દઉં?"

"કહો, જોઉં—વારૂં?"

"મહંમદ તરફ. તમ ગમાં પણ આવેશ ભરેલો છે અને તમે આવેશ તરફ હમેશાં આકર્ષાઓ છો."

"અને ત્હારૂં? ત્હારૂં કોના તરફ આકર્ષણ થાય છે?"

"બુદ્ધ તરફ" ગોરીએ જ કહી દીધું અને રમણે ઉમેર્યું.

"મ્હારૂં બુદ્ધ તરફ સર્વથી વધારે આકર્ષણ થાય છે. મહંમદને હું પૂરો સમજી શક્તો નથી. એટલી મ્હોટી વય સુધી તેને સત્ય કેમ ન સમજાયું અને તેણે અસત્યનું ખંડન કેમ ન કર્યું તે મ્હારાથી સમજી શકાતું નથી. મને કંઇ એવું લાગે છે કે, જીવાની શક્તિ વયના પ્રમાણમાં વધતી નથી. મ્હને કોઇવાર એવી પણ શંકા થાય છે કે મહમ્મદને અમુક મ્હોટા આઘાત પછી અને જરા અશુદ્ધ રૂપે જ ધર્મરહસ્ય સમજાયું હશે, અને કેટલાએક ઇતિહાસકો તેના ઉપર ઉન્માદનો આરોપ કરે છે તે મને કશા પ્રમાણ વગર પણ સંભવિત લાગે છે. બેશક ધર્મોન્માદ એટલે અંશે બીજા બધા ઉન્માદોથી છેક જ ભિન્ન છે કે તેમાં ધર્મ સમજાય છે, પણ એટલે અંશે તે ઉન્માદ રહે છે કે તેમાં શુદ્ધ સત્યનું રૂપ અશુદ્ધ થયા વગર રહેતું નથી."

"અને ક્રાઇસ્ટનું સ્વરૂપ ત્હેને કેવું લાગે છે? " ગૌરીએ પૂછ્યું.

"ક્રાઇસ્ટને પણ હું સમજી શકતો નથી. તેણે નમ્રતાથી જ પોતાનું સામ્રાજ્ય સ્થાપિત કીધું એમ કહેવાય છે, અને તેણે અઠ્ઠાવીશ વર્ષની વય સુધી કશું કર્યું નહોતું એ બધા કબુલ કરે છે. એટલો વિલક્ષણ રાજકીય સંસ્થિતિથી જ પ્રવૃત્તિમાં પડનાર ક્રોમવેલ જેવા મનુષ્યોના સંબંધમાં હું સમજી શકું છું પણ ધર્મવેત્તાઓના સંબન્ધમાં નહીં. ક્રાઇસ્ટના અનુયાયીઓએ તેનું રૂપ એટલું બધું મિશ્ર અને સામાન્ય કરી નાંખ્યું છે, કે અમુક વિશેષ વ્યક્તિની તેના ચરિત્ર પરથી મને કલ્પના આવતી નથી.

" ત્યારે બુદ્ધમાં ત્હને શું વિશેષ લાગે છે? " ગૌરીએ આતુરતાથી પૂછ્યાં કીધું.

" બુદ્ધે કિશોરાવસ્થામાં કામ શરૂ કર્યું કહેવાયછે. તેનો ત્યાગ લાંબા વિચાર પછી અને થોડા જ અનુભવ ઉપરથી થયેલો દેખાય છે, ન્હાની વયનો તરૂણ અને તેપણ રાજ્ય પુત્ર—પરાધીનતાની હવામાં ઉછરેલો છતાં જગતના તત્વને એટલી ત્વરાથી સમજી લે; અને દ્રવ્ય, સુખ તથા સ્નેહ સુદ્ધાંને બિલકુલ સંકોચ વગર છોડી દે, એ હકીકત મને પ્રૌઢ વયનો કઠિનતામાં ઉછરેલો આરબ પેગંબર એક ઈશ્વર માનવાનો અને મૂર્તિઓ નહીં પૂજવાનો ઉપદેશ કરે તેના કરતાં, અને અઠ્ઠાવીશ વર્ષનો અને સુતારના ઘરમાં ઉછરેલો છતાં પરમ સુકોમળવૃત્તિનો એક યાહુદી ધર્માત્મા પોતાના દૃષ્ટાન્તથી અને એકક વાણીમાં ઈશ્વરીનીતિ સ્પષ્ટ કરે તેના કરતાં વધારે ચમત્કારિક અને દૈવી લાગે છે.

ત્યાર પહેલાં મ્હને કદાપિ આવ્યો નહોતો. પણ મ્હને લાગે છે કે એ મહાત્માઓને ઉચ્છેદક થવું પડ્યું છે એમ કહેવાથી ઉચ્છેદક વૃત્તિની યોગ્યાયોગ્યતા સમ્બન્ધી કે અમુક ઉચ્છેદક પ્રવૃત્તિની યોગ્યતા સમ્બન્ધી કશું નિરાકરણ થતું નથી.

"બરાબર: અને એ મ્હેં બતાવેલું જ છે. મ્હેં કહ્યું છે કે પ્રજાઓની સંસ્થાઓ એ તરણી પવનથી તેમના રક્ષણ માટે કરેલી ઇમારતો જેવી છે. એ ઇમારતો ગમે તેટલી ખરાબ હોય ત્યારે પણ બિલકુલ ન હોય તેના કરતાં ઘણો વધારે લાભ આપે છે, અને જે લોકો તે તોડી નાખીને નવી અને આલીશાન ઉઠાવી શકે નહીં તેમને તે તોડવાનો કશો હક નથી. પણ ઈસુએ એકલપેટા યહુદીઓને બુદ્ધે અભિમાની બ્રાહ્મણોને, અને મહમ્મદે ધર્મહીન બુતપરસ્તને જમીનદોસ્ત કરીને શુદ્ધતર ધર્મની સ્થાપના કરી છે, અને ઈશ્વરને અપમાન થતું અટકાવ્યું છે."

"એ કહ્યું છે, અને તે છતાં જે સંસ્થાપન કરી શકે નહીં તેને સમુચ્છેદ કરવાનો કશો હક નથી એવું તમે બતાવ્યું નથી."

"તમે બરાબર સાંભળ્યું નહીં. આટલું ફરીથી સાંભળો—

આવા જ પ્રકારની સ્થિતિ જોયા પછી કેટલાએક ચિન્તકો તો એટલા નિરાશ થઈ જાય છે કે તેઓ મનુષ્ય જાતિની ઉત્તરોત્તર વૃદ્ધિને બિલકુલ માનતા નથી, એટલું જ નહીં, પણ બધા બહેતર કરવાના પ્રયત્નોને નિષ્ફળ ગણે છે.'"

"અને, આગળ પણ એમ સ્પષ્ટ કહેલું છે કે:—

"પણ નિરાશ થઈને ફરજ બજાવવાને ના પાડવી એ પાપ છે. બહેતર ન કરી શકાય તોપણ વધારે ખરાબો અટકાવવાને દરેક આદમીએ પોતાને યોગ્ય લાગે તે માર્ગમાં સુધારાને માટે પ્રયાસ કરવો જોઈએ. યદ રાખવાનું માત્ર એટલું કે વર્તમાનને જરૂર હોય તે કરતાં વધારે આઘાત કદાપિ લાગવો જોઈએ નહી.'"

"પણ એ વ્રણેયમાં જે લક્ષણો સામાન્ય હોવાં જોઇએ તે સમ્બન્ધી તો હું ધારૂં છું કે કોઇને શંકા નથી અસાધારણ સત્યપ્રીતિ, પોતાને જે ખરૂં લાગે તેનો સ્વીકાર, જે ખરાબ લાગે તેનો તિરસ્કાર, અને ઉચ્ચારણ પ્રમાણે આચારણ એ દરેક પૈગમ્બરનો સ્વભાવ છે. ઉપરન્ત હું એમ પણ માનું છું કે દરેક પૈગમ્બરે અન્યથાવાદ અને મિથ્યાવાદનાં જંગલો તોડી નાખીને ધર્મની જીર્ણ ઇમારતોને નવી જેવી અને આલીશાન બનાવી છે, છતાં તમે જોવુ હશે કે હું ગમે તેટલી ખરાબ ઇમારતો હોય તે પણ બિલકુલ ન હોય તે કરતા સારી સમજું છું. ઇસુએ, બેશક, એકલપેટા યાહુદીઓને, બુદ્ધે અભિમાની બ્રાહ્મણોને, અને મહમ્મદે ધર્મહીન બૂતપર સ્તો ને જમીનદોસ્ત કરીને ઇશ્વરને અપમાન થતું અટકાવ્યું છે. પણ જેઓ તેમની માફક નવીન સ્થાપના કરી શકે નહીં તેમને ઉચ્છેદક થવાને કશો હક નથી."

"કારણ?" રમણે સરલતાથી પૂછયું.

"કારણ કે ઘણા લોકો ઉચ્છેદક વિચારોની ભવિષ્યમાં જે સંતતિ થવાની છે તે જોઈ શકતા નથી, અને સરલતાથી એમ માની લેછે કે દુનિયામાં જ્યાં દુઃખ અને અન્યાય હોય ત્યા તે સત્વર દૂર કરવાં જોઈએ અને

નેપોલિયને એકવાર કહેલું કે, 'એણે પાપ નહીં, પણ પાપ કરતાં ઘણું વધારે ખરાબ આચરણ કર્યું છે: વિચારમાં ભૂલ કરી છે. । "

"શું ત્યારે ઇતિહાસ પરથી રક્ષક પ્રવૃત્તિનું જ પ્રતિપાદન થાય છે?"

" રક્ષક પ્રવૃત્તિનું જ, પણ એ શબ્દની વ્યાખ્યા તમે ધારો છો તે નથી. જૂનું રાખવાનો આગ્રહ એ રક્ષક પ્રવૃત્તિનું જાતિલક્ષણ નથી, પણ ઉચ્છેદ કરવો પડે તો દીર્ઘદૃષ્ટિ અને સાધારણ રીતે સમુચ્છેદનો નહીં પણ સમુદ્ધારનો પ્રયત્ન એ તેનું જાતિલક્ષણ છે. દરેક એકદેશી યોજનો અવિશ્વાસ એ રક્ષક નીતિનો પ્રથમ સિદ્ધાન્ત છે. ઇતિહાસ બતાવે છે કે દરેક એકદેશી વેગે એકન્દરે લાભ કરતાં નુકસાન વધારે કર્યું છે. "

" ઉદાહરણ તરીકે લ્યુથરે યૂરપને જે સ્વતન્ત્રતા આપાવી તેને લીધે ક્રિશ્ચિયન ધર્મને લાભ કરતાં હાનિ વધારે થઇ છે એવું તમારૂં મત છે?"

"બેશક. હાલના લોકોની ધર્મ ઉપરની શ્રદ્ધા પહેલાંના કરતાં ઘણી ઓછી છે. જેમ રાજકીય તેમ બધી ધાર્મિક સંસ્થાઓ પણ જોખમમાં છે. "

" હાલનાં રાજ્યો અને હાલના ધર્મો જોખમમાં છે એમ તમારી માફક હું પણ માનું છું, પણ મ્હને લાગે છે કે રાજ્ય અને ધર્મ બન્ને ધારે તો સુરક્ષિત રહી શકે. દુ:ખ અને અન્યાય દૂર કરવાને પ્રયત્ન કરે એટલે પ્રજાને બિચારીને સન્તુષ્ટ થતાં શી વાર?"

" તમારી ભૂલ છે. દુનિયામાં અમુક પ્રકારનાં અનિષ્ટો તો રહેવાનાં જ. મનુષ્ય પ્રાણી છે એટલે અંશે પશુઓને મળતું છે. તેને દેવ બનાવી શકાય તેમ નથી. અનેક નવી શોધો અને વિદ્યાઓથી આપણી શક્તિઓ હાલ ઘણી વધેલી છે, છતાં મનુષ્યને સુધારવાની શોધ હજી સુધી થઇ શકી નથી. કોઇ કોઇ શોધકો મ્હોટી આશાઓથી

નવાં યન્ત્રો વાપરીને પ્રયોગ કરે છે, તો તેમને માલૂમ પડે છે કે એક પ્રકારનું અનિષ્ટ દૂર થયા પછી ઘણું કરીને તરત કોઇ બીજા પ્રકારનું અનિષ્ટ દાખલ થાય છે. બધા ઇતિહાસમાં આવી જ સ્થિતિ છે. મનુષ્યજાતિની ઉત્તરોત્તર ઉન્નતિ થતી જાય છે એ હું નથી માનતો."

"અને એટલા જ માટે તમને હિન્દુસ્તાનમાં હાલ સ્વદેશાભિમાનનો જે પ્રવાહ ચાલ્યો છે તે પણ ભયંકર લાગે છે?"

"એટલા જ માટે સ્વતન્ત્રતાના ખોટા વિચારે દુનિયામાં ઘણે સ્થળે મ્હોટું નુકસાન કર્યું છે, અને અહીં પણ તે કરશે એવી મ્હારી ખાતરી છે. પ્રતિનિધિઓ ચુંટવાનો હક મેળવવાથી આપણાં બધાં દુઃખ દૂર થઇ જશે એમ હું માનતો નથી."

"પણ પ્રતિનિધિઓ અમુક દુઃખો દૂર કરવાને મહેનત કરે છે એટલું તો હું જોઇ શકું છું; અને પ્રતિનિધિ બન્યા સિવાય હિન્દુસ્તાનની રાજકીય વ્યવસ્થામાં દેશભક્તો શી રીતે ભાગ લઇ શકે તે હું સમજી શકતો નથી. મ્હને તો લાગે છે કે મનુષ્યમનની જાગૃતિનો અને સ્વતન્ત્રતાનો પ્રવાહ હવે ઘણે ખરે સ્થળે અટકાવી શકાય તેમ નથી; અને પ્રતિનિધિમંદિરો તરફ બધી રાજકીય શક્તિઓ ધીમેધીમે સંક્રાન્ત થવાની છે."

"પણ પ્રતિનિધિમંદિરો કેટલું થોડું સારૂં કરી શકે છે તે તમને ફ્રાન્સ, યુનાઇટેડ સ્ટેટ્સ વગેરેના ઇતિહાસથી વિદિત હોવું જોઇએ."

"હું ઝાઝુ ઇતિહાસ વાંચતો નથી, પણ બેશક, આ બધું સમજવા માટે મ્હારે તેનો અભ્યાસ કરવો જોઇએ. છતાં ફ્રાન્સમાં કે યુનાઇટેડ સ્ટેટ્સમાં માત્ર પ્રતિનિધિમંદિરોથી કંઇ હાનિ થઇ હોય એ મ્હને સંભવિત લાગતું નથી. હાલ તો દુનિયાનો એવો અનુભવ છે કે ડાહ્યા માણસો જ્યાં બોલી શકે ત્યાં તેને શ્રોતાઓ માન આપે છે. દુનિયા ખુશામતથી છેતરાય છે એ ખરૂં; પણ પોતાના દોષો

તાવનાર મહાત્માઓને પણ પ્રહાર ખમવા છતાં તે ભક્તિ અર્પણ કરે છે, એ વિચારવા જેવી વાત છે. દુનિયા સાંભળે છે અને વ્યાવહારિક વિષયોમાં સમજે પણ છે. જે લોકો તેની અધોગતિની વારંવાર ફરિયાદ કરે છે તેઓ પોતે અધોગતિ અટકાવી શકે એટલા શક્તિમાન કે નીતિમાન ભાગ્યે જ હોય છે."

"પણ તમને શું હિન્દુસ્તાનમાં એક જ પક્ષ તરફ બાંધા કેળવાયલા માણસો દોરાય છે એ ભયંકર નથી લાગતું?"

"મ્હને તો બીજો પક્ષ હજી એટલો બધો પ્રબળ દેખાય છે કે દરેક કેળવાયેલા માણસની તેને અંકુશ રાખવા માટે બીજા પક્ષમાં રહેવાની જ ફરજ છે એમ હું ધારું છું."

"કોણ જાણે! મને લાગે છે કે તમારે ઇતિહાસનો વધારે અભ્યાસ કરવો જોઇએ. પણ માત્ર ઉચ્છેદક પ્રવૃત્તિનો અનિષ્ટતા સમ્બન્ધી કંઈ તમારો મતભેદ છે? એ મારે મુખ્યત્વે કરીને કહેવાનું છે. રાજકીય સૂચના તો મેં આનુષંગિક રીતે જ દાખલ કરી છે."

"મ્હને તો કંઇ એવું લાગે છે કે માત્ર ઉચ્છેદક કોઇથી થઇ શકાતું જ નથી. અને "પેગમ્બરોના શિક્ષણ" નો વિષય લઇને ઉચ્છેદક પ્રવૃત્તિનું ખંડન કરવા પ્રવૃત્ત થવાય એ વિલક્ષણ છે."

"એટલે?" જરા કાયર થઈને કુમારે પ્રશ્ન કીધો.

"એટલે એમ, કે ઉચ્છેદક પ્રવૃત્તિ સમ્બન્ધી વિચાર કરતાં આપણે ઇમારતનો સરખામણીથી ભૂલ ખાઇએ છીએ. મ્હને લાગે છે કે ઇમારતો તોડવી સહેલી છે, પણ ખોટા રિવાજો અને વિચારો તોડવા સહેલાં નથી."

"અને તોપણ તમે જોયું હશે કે હાલના ઘણા માણસો શુદ્ધ ધર્મને માનતા થયા વગર જુના ધર્મને નહીં માનતા થયા છે એ ઉદાસીનતા ઉચ્છેદક કેળવણીનું પરિણામ છે."

"જ્યાં કહીં ઉચ્છેદ કરવો પડતો નથી ત્યાં ઉચ્છેદક પ્રવૃત્તિનું પરિણામ હું જોઈ શકતો નથી. હાલ ઘણા લોકોને ધર્મનો કોઈ પણ પ્રકારની કેળવણી મળતી જ નથી. તેથી તેઓ એ વિષયમાં ઉદાસીન રહે છે. એ ઉદાસીનતાનું માન કે અપમાન કોઈને ઘટતું હોય, તો સુધારાવાળાઓને કે પ્રચલિત કેળવણીને નહીં પણ કુટુમ્બોને ઘટે છે. જે ઉચ્છેદનો સુધારાવાળાઓએ પ્રયત્ન કર્યો છે તેમાં તેઓ ઘણે અંશે નિષ્ફળ થયા છે, સ્વામી દયાનંદ જેવા સમર્થ વક્તાઓના પ્રયત્નો પછી પણ ધાર્મિક લોકો મૂર્તિપૂજા રાખી રહ્યા છે, અને જેટલે અંશે તેઓ ઉચ્છેદક થઈ શક્યા છે, તેટલે અંશે તેમણે નવીન સ્થાપના પણ કીધી છે. પ્રાર્થના સમાજ એ તેમના ધર્માગ્રહનું પરિણામ છે. આપણે એ એટલું યાદ રાખીએ કે દરેક ઉચ્છેદક પ્રયત્નમાં હેતુ અશ્રેયના ઉચ્છેદનો જ હોય છે, તો એને લીધે સાથે શ્રેયનો પણ ઉચ્છેદ થઈ જશે એવી ભીતિ અકારણ લાગવી જોઈએ."

"ત્યારે હાલ જે નાસ્તિકતા વધારે વધારે પ્રસરતી જાય છે તે પણ તમને ઉચ્છેદક પ્રવૃત્તિના પરિણામ જેવી નહીં લાગતી હોય."

"નહીં. નાસ્તિકતા જેટલે અંશે વધારે ગમ્ભીર વિચારનું પરિણામ છે તેટલે અંશે તે ધર્મને હાનિ નહીં, પણ લાભ કરે છે. એમ હું સમજું છું. મ્હને તો લાગે છે કે પેગમ્બરો અને નાસ્તિકો એ જ દુનિયાના ઉપકારકોના શિરોમણિ છે. પેગમ્બરો માનવાની અને કરવાની વાતોનો ઉપદેશ કરે છે અને નાસ્તિકો સ્વીકારવાની પ્રબળ ઇચ્છા છતાં સ્વીકારતાં કેટલા વાંધા આવે છે તે બતાવે છે. જે લોકો સમજ્યા વગર બોલે છે તે તો આસ્તિક હોય કે નાસ્તિક પણ મ્હને સરખા જ લાગે છે."

"શો આવેશ!" જરા મુગ્ધમિજાજથી કુમારે ટીકા કીધી.

"ક્ષમા! મ્હને લાગે છે કે ત્હારે થોડા વખત સુધી શૈલીનું [illegible]

નહીં હોય; જો કે તારી સ્વતન્ત્રતાની કલ્પનાઓ તો મ્હને સ્વપ્નાં જેવી જ લાગે છે."

"કુમાર! તું હસતો નહીં, પણ મ્હને કોઇવાર એવું લાગે છે, કે સત્ય એ સ્વપ્ન કરતાં પણ વધારે ચોગ્ય અને અતિશયોક્તિ કરતાં પણ વધારે સર્વગ્રાહી હોય છે. હાલ જે ઉચ્છેદકો છે તેમાંના બેશક ઘણા આત્મશક્તિ વગર બીજા કશાનો ઉચ્છેદ કરતા નથી; પણ મ્હને પ્રતીતિ છે કે લુથર જેવાઓની બીકથી જ ધર્મના ધુરંધરો અયોગ્ય આચરણ કરતાં આચકો ખાય છે. વિશિષ્ટાદ્વૈતિકનો પણ એવો જ નિયમ છે કે વિગ્રહ વગર અવયવો કસાતા નથી, અને ઉચ્છેદકો પ્રકૃતિની માફક કામ કરવાની ફરજ ન પાડે, તો મનુષ્યો ધીમેધીમે પાછા પશુની પંક્તિમાં આવી જાય."

કુમારથી આ શબ્દો સહન થઇ શક્યા નહીં. ઉચ્છેદક પ્રવૃત્તિમાં કેટલું બધું જોખમ છે, એ રમણના મનમાં બરાબર ઠસાવવાની તેને પોતાની ફરજ દેખાઇ; અને તે આગ્રહથી ઇતિહાસનાં પ્રમાણો આપવા લાગ્યો. રમણ એ જ્ઞાનના પ્રવાહથી ગભરાયો, અને બોલ્યોઃ—

"કોણ જાણે! મ્હને તો લાગે છે કે સંસ્થાપક કે રક્ષક કે ઉચ્છેદક એમાંની એક પણ વૃત્તિ જાતે શ્રેય કે અશ્રેય કશું ઉત્પન્ન કરતી નથી. બધો આધાર અમુક પ્રવૃત્તિની અમુક વખતે યોગ્યતા કે અયોગ્યતા પર છે. દુનિયામાં બધે વખતે અમુક વિચાર અથવા રિવાજના સંસ્થાપનની, અમુકના રક્ષણની અને અમુકના ઉચ્છેદની જરૂર હોય છે."

"ખરી વાત, પણ અતિ સામાન્ય, વારૂ! પણ, એટલું ખરૂં કે હું મૂર્તિપૂજાનું ત્હને ગમે તેટલું ખંડન કરવા તત્પર છું. હું જે બધા ઘરડાઓ બૂતપરસ્ત છે તેમને ઇસ્લામીઓની માફક કાફર કહેવાને તત્પર છું. સેનેકા કહે છે કે "પરમ વિશુદ્ધ ઉપકાર વૃત્તિમાંથી જ મૂર્તિપૂજા જન્મી છે અને શયતાન સર્વથી સુંદરને જોઇને તેને પતિત કરે છે," એ સુત્ર સ્વીકારીને હું બતાવવાનો છું કે મૂર્તિપૂજાનો ઉદ્-

મન ગમે તેટલા માનનીય કારણોયો હોય તોપણ તે જાતે શયતાનની સાથે સમ્બન્ધ ધરાવનારો છે. અને છેવટે હું એમ પણ કહેવાનો છું કે એ દોષ માત્ર ધર્મમાં જ નહીં પણ આચારવિચારના બધા પ્રદેશમાં છે. માત્ર પૈગમ્બરોએ નહીં પણ દુનિયાના બધા ડાહ્યા માણસોએ જુદી જુદી રીતે એનું જ—'આઈડોલ્સ'નું જ ખંડન કર્યું છે; અને દરેક આદમી હમેશાં આસમાન તરફ અર્થાત્ દીર્ઘ દૃષ્ટિ ન રાખે તો વસ્તુઓનું ખરૂં મહત્વ ભૂલી જઈને તુલનામાં ભૂલ કર્યા વગર રહે નહીં."

"બસ છે, કુમાર! મ્હારે વધારે નહીં જોઈએ. તું જરૂર કંઇ મ્હોટું કામ કરીશ એવી મ્હારી ખાતરી છે."

"રમણ હું મ્હારી ખામીઓ સમજું છું."

"સામર્થ્ય છતાં આવેશ પર અંકુશ અને ગામ્ભીર્ય છતા સરલતા એ ખામીઓ નથી. મ્હને તો શરીર સ્વાસ્થ્ય એ શક્તિનું અને વેગવાન આગ્રહ એ તરુણતાનું લક્ષણ લાગે છે."

"ગોરી તું એ નથી જાણતી અને નહીં જાણે એ પણ હું સમજું છું."

અને તોપણ ગૌરીને પોતાના અભિપ્રાયના સત્ય સમ્બન્ધી કશી શંકા થઈ નહીં. આપણ સર્વનો એવો જ સ્વભાવ છે, આપણે જેને માન આપીએ છીએ તેને આપણને રુચતી વાતો કહેવાને માટે જ માન આપીએ છીએ. કોઈ આપણાથી અધિક ઉચ્ચતર હોઈને નહીં રુચતી અથવા જલદી નહીં સમજાય તેવી વાત કહે તો આપણને તે સમર્થ માણસોની સુપ્રસિદ્ધ વિચિત્રતા લાગે છે. કોણ જાણે કયા શયતાને લગભગ બધાં માણસોને એવાં ભરમાવી મૂક્યાં છે, કે 'મહાત્માઓની વિચિત્રતા,' "સમર્થ ચિન્તકોનો દુરાગ્રહ," ડાહ્યાઓની ભૂલ' વગેરે વાક્યોથી સન્તુષ્ટ થઇ જઇને જે પ્રસંગો પર વિચાર કરવાથી

સર્વથી વધારે સત્ય સમજાય તે પર તો તેઓ બિલકુલ વિચાર કરતા નથી !

( કુમાર અને ગૌરી. )

---

## શબ્દોનો ઉપયોગ અને દુરૂપયોગ.

---

૧

### સર નારાયણ ગણેશ ચંદાવરકરનું ભાષણ.

નામદાર જડ્જ સર નારાયણ ગણેશ ચંદાવરકરે, અત્રેની વીલ્સન કૉલેજની લીટરરી સોસાઇટી સમક્ષ શનિવાર તા૦ ૯ મીને રોજ "શબ્દોનો ઉપયોગ અને દુરૂપયોગ" એ વિષય ઉપર નીચેનું ભાષણ આપ્યું હતું:—

### કૉલેજજીવનનો આકર્ષક મોહ.

આપણા જીવનના ત્રણ વિભાગ છે:–૧ ગૃહજીવન, ૨ કૉલેજ-જીવન અને ૩ કુદરતને અધીન જીવન તેમાંથી હાલમાં હું કૉલેજ-જીવનને અનુસરીને કહીશ હિંદમાં કૉલેજજીવન જેવું કાંઇ પણ નથી, એવી ટીકા મેં વારંવાર સાંભળેલી છે. તે ટીકા મોટે ભાગે સત્ય છે, તેમ છતાં કૉલેજજીવનના મારા અનુભવ ઉપરથી હું એમ માનવાની હિમ્મત કરૂં છું, કે એ જીવન અદ્દભુત અસર વિનાનું તો નથી હોતું. જ્યારે હું કૉલેજમાં હતો, ત્યારે તે સમયના ધાર્મિક વિચારોમાં ખળ-ભળાટ કરાવનારી ' એસેઝ અને રીવ્યુઝ ' નામની ચોપડી મારા હાથમાં આવી. તેમાં માનનીય ડા. ટૅમ્પલનો પહેલો નિબંધ હતો, તે સમયે હું તેના મુખ્ય સારભૂત વિચારો ગ્રહણ કરવાને સમર્થ થયો હતો, એમ હું કહી શકતો નથી. તેમાં ડા. ટૅમ્પલે કહ્યું હતું, કે યુવાવસ્થાનો સમય પ્રકાશમય સ્થાન જેવો છે, અને સ્મૃતિ શક્તિ હમેશાં તેનું પુન-

સ્મરણ કરવાનું પસંદ કરે છે. તથા પોતાની જુવાનીની મૂર્ખતા સિવાય બીજું કોઇ સ્મરણમાં લાવી શકે એમ નથી તેમને પણ તેમાં અકથ્ય મોહ જણાય છે. મને આ વચનથી પ્રશ્ન થયો, કે તેમ કેમ હોઇ શકે? પરીક્ષાઓની હાયવરાળ, વિદ્યાર્થીજીવનનું શુષ્ક એક સરખું સંવાદીપણું, પુસ્તકો ઉથલાવી જવાની એકની એક જ ઇચ્છા, એ વગેરેને લીધે ભવિષ્યના જીવનમાં તે વિષે એવું તે શું અકથ્ય મોહથી સ્મરણમાં લાવવા યોગ્ય હશે? તે સમયે મને જે શંકાશીલ જણાતું, તે હવે તે સમય પછીથી સત્ય નીવડયું છે.

## ડા. ભાંડારકરની શિક્ષણપદ્ધતિ.

ભૂતકાળનાં સ્વપ્નોની પેઠે મારા કોલેજજીવનના સ્મરણોએ કેટલી વખત મારા હૃદયમાં ઉમદા વૃત્તિ જાગૃત કરેલી છે! તે સમયે કોલેજમાં પાઠ તૈયાર નહીં કરવાથી મારા શિક્ષાગુરૂઓને ચઢેલો ક્રોધ, તેમનો ઠપકો અને ધતરાણી મને જબરજસ્ત જણાતાં હતાં, પણ તે સર્વે તેજ,સમયથી ભૂતકાળને સોનેરી કરવામાં સહાયભૂત થયલાંછે. મારાં કોલેજજીવનના અનેક પ્રસંગોથી મારા હેતુને દર્શાવનારો એક પ્રસંગ હું સ્મરણમાં આણી શકું છું. તે પ્રસંગ આજના વિષય સાથે સંબંધ ધરાવે છે. તે સમયે હું આર્ટ્સની પહેલી પરીક્ષા માટે અભ્યાસ કરતો હતો. સંસ્કૃતના અભ્યાસ સારૂ અમારે બે પુસ્તકો શીખવાનાં હતાં. ડા૦ ભાંડારકર અમારા પ્રાચીન ભાષાઓના પ્રોફેસર હતા. તેઓ બે બેમાંના એક પુસ્તક ઉપર ભાષણ આપતા હતા, અને બીજું પુસ્તક ભર્તૃહરીનું વૈરાગ્યશતક કોલેજના શાસ્ત્રીની પાસે અમે શીખતા હતા, પરીક્ષાનો સમય સમીપ આવ્યો, ત્યારે અમે બે પુસ્તકનો યોગ્ય રીતે અભ્યાસ કર્યો છે કે નહીં, તેની તપાસ કરવા સારૂ ડા. ભાંડારકરે એક દિવસે અમને તે પુસ્તકમાંથી પ્રશ્નો પુછવા માંડયા, જેઓ ડા. ભાંડારકરના શિષ્યો છે તેઓ તેની પાસે કેમ શીખાય છે, એ સારી રીતે જાણે છે. તેઓ પોતે શબ્દો અને વિચારોના પૃથકકરણમાં ચોકકસ અને સંપૂર્ણ રીતે ઉંડા ઉતરનારા છે આડા અવળી ગપાટા મારનારાને તે

આ બિલકુલ ચસકવા દેતા જ નહીં તેમ બિલકુલ દયા દર્શાવ્યા સિવાય સખ્ત ઠપકો દેતા હતા. હવે તે સમયે એમ બન્યું કે એ પુસ્તકનું એક વાક્ય જેને સઘળા વિદ્યાર્થીઓએ નિર્જીવ ગણી કાઢયું હતું, તે જ વાક્ય તેમના હાથમાં આવ્યું. અર્થની દૃષ્ટિથી જોતાં તે વાક્ય અગત્યનું હતું જ નહીં. તે निद्रान्ति नाथो याद (જો મારો નાથ સુઈ જાય) એ વાક્ય હતું. વર્ગમાં આ વાક્ય વંચાયું એટલે ડા૦ **ભાંડારકરે** એવો પ્રશ્ન કર્યો, કે **निद्रान्ति** એટલે શું? તેનો એ ઉત્તર મળ્યો કે "સુવે છે." તે ઉપર તેમણે બીજો એ પ્રશ્ન પુછયો, કે તેનો કયો ધાતુ છે? એક વિદ્યાર્થીએ ઉત્તર આપ્યો કે તેનો **निद्रा** ધાતુ છે જેનો અર્થ 'સુવું' થાય **છે!!** આથી ડા૦ ભાંડારકરનો ક્રોધ પ્રદીપ્ત થયો. તેમણે એ પ્રશ્ન દરેક વિદ્યાર્થીને પુછયો. પણ તેમને એનો એ જ ઉત્તર મળ્યો. તેમણે પછી અમને એમ સમજાવ્યું કે તે ધાતુ તદ્દન ખોટો **છે,** અને પછી તેમણે લગભગ અર્ધો કલાક સુધી "શબ્દોનો ઉપયોગ અને દુરૂપયોગ" એ વિષય ઉપર ભાષણ આપ્યું.

## શબ્દોના ધાતુ અને અર્થનું મહત્ત્વ.

ડા. **ભાંડારકરના** એ ભાષણનો સાર એ હતો, કે શબ્દોનો રમતીઆળપણામાં ઉપયોગ કરવો નહીં જોઇએ. મનુષ્યોની પેઠે શબ્દોને પણ પરાપુર્વપણું હોય **છે.** તેનું પણ અમુક હેતુસર જીવન ટકી રહેલું છે. અને જે મનુષ્ય તેનો યોગ્ય અર્થ અને ધાત્વર્થ સમજ્યા સિવાય તેનો ઉપયોગ કરીને તે શબ્દને બગાડે છે, તે પોતાના જ જીવનને પણ બગાડવાના ભયમાં ઉતરે છે, એ કેટલું બધું સત્ય છે! અને તેમ છતાં કેટલીએ વખત આપણે તેનો દુરૂપયોગ કરીએ છીએ! મોટા મોટા પ્રોફેસરો અને હાઇ કોર્ટના જજો પણ કેટલાક એવા જોવામાં આવ્યા છે, કે તેઓ શબ્દોના અર્થો અને ધાતુ સંબંધી જ્ઞાનને બહુ વજન આપતા અને કોલેજ તથા શાળાઓમાં પણ શબ્દોના ધાતુ અને અર્થ જાણવા માટે શાબાશી મળતી. પણ હવે જ્યારે એવો વિચાર ફેલાયો છે, કે કેળવણીની કીંમત વ્યવહારૂ ઉપયોગ અને વ્યાપારની નજરે

કરવી જોઇએ, ત્યારે એ જુનો જમાનો બદલાઈ ગયો છે ! જેમણે ઉદાર દૃષ્ટિ કરનારી કેળવણીની ખીલવણી ઉપર ધ્યાન આપ્યું છે, તેઓ જ મોટામાણસો થઈ ગયા છે.

ઉપર જણાવ્યું તેમ હાલ જમાનો બદલાવાથી શબ્દોના યોગ્ય અર્થથી પોતે જાતે માહિત થવાની દરકાર રાખ્યા વિના તેઓ શબ્દો કેવી રીતે વાપરે છે, તેની સંભાળ લેવાનું વિદ્યાર્થીઓને કહેવું એ કેટલું સામાન્ય વચન જણાય છે. પરંતુ હું કોલેજના મકાનમાં કોલેજના વિદ્યાર્થીઓને કોલેજના પ્રોફેસરની સમક્ષ ભાષણ આપું છું, તેથી મારે મારા યુવાન મિત્રોને એટલું સમરણમાં રાખવાનું કહેવું જોઇએ, કે જ્યારે આપણને શબ્દોનો ઉપયોગ ડહાપણ ભરી અને સારી રીતે કરવાની અને તેનો દુરૂપયોગ નહીં કરવાની સલાહ આપવામાં આવે છે. ત્યારે તેમાં આપણી ભાષાના ઉપયોગના અને આપણા વિચારોના દર્શનના સંબંધમાં ચોકસ થવાની ફરજ કરતાં પણ કંઈક વિશેષ ઉચ્ચ અને ગભીર તત્વ સમાયલું છે. હું તમને જુવાનીઆઓને વ્યવહારિક મનુષ્યોના નજીવા દૃષ્ટિબિન્દુથી નહીં પણ જીવનના વિશેષ ઉમદા દૃષ્ટિબિન્દુ ધરાવનારાઓના ઉચ્ચ આશયથી આ પ્રશ્ન ઉપર ધ્યાન આપવાની સૂચના કરૂં છું.

## શબ્દોનું દૈવત.

સૃષ્ટિની ઉત્પતિ વિશે તમે પ્રીસ્તી કે હિન્દુ ગમે તે ધર્મનો વિચાર કર્યો, જ્યારે બાઇબલમાં સેંટ જોન આપણને કહે છે, કે " સૃષ્ટિના આરંભમાં શબ્દ ઈશ્વરસહ હતો અને શબ્દ એ જ ઈશ્વર હતો, " ત્યારે તે જ પ્રમાણે હિન્દુ ધર્મશાસ્ત્રો કહે છે, કે આપણે જે વિશ્વ જોઇએ છીએ તે બ્રહ્મમાં હતું અને તે નાદ બ્રહ્મ, શબ્દ બ્રહ્મ સ્વરૂપે તેમાંથી પ્રકટ થયું. હિંદુ સાહિત્યમાં શબ્દની પવિત્રતા અને એ શબ્દોનો દુરૂપયોગ કરવાને બદલે તથા ભાષાના સ્વરૂપને વિકૃત કરી નાખવાને બદલે યોગ્ય રીતે તેનો ઉપયોગ કરવાની મનુષ્યની જોખમદારીની પવિત્રતા એટલી બધી ગંભીર ગણેલી

છે, કે ગૌતમે શબ્દની વ્યાખ્યા આપવામાં એ વિચારને મુખ્ય અગ્રભૂત ગણેલો છે. તેણે શબ્દની એવી વ્યાખ્યા આપેલી છે, કે—

આપ્તોપદેશ: શબ્દ: વિશ્વાસપાત્ર પુરુષનું ઉપદેશ વચન એ શબ્દ કહેવાય મેં જુના ધર્મચુસ્ત ઉપદેશકોને કીર્તનો દ્વારા એક ઉપદેશ આપનારી કથા કહેતા સાંભળેલા છે. તેઓ નીચેની દંતકથા કહે છેઃ—

એક પ્રસંગે નારદઋષિ જગતમાં ભ્રમણ કરતા હતા, એવામાં તેમણે ધનની દેવી લક્ષ્મી અને વિદ્યાની દેવી સરસ્વતીને લુલી લંગડી અને અવ્યવસ્થિત થયલી સ્થિતિમાં પડેલી જોઈ ત્યારે તેમને તેવી સ્થિતિમાં આવી પડવાનું કારણ પુછયું, તેમણે તેને એવો ઉત્તર આપ્યો, કે અમુક દેશ ધનાઢ્ય અને જ્ઞાનશીલ હોવાથી અને તેથી કરીને તેમને અનીતિ હોવાથી શબ્દોનો દુરૂપયોગ કરે છે અને ભાષાને વિકૃત કરી નાંખે છે, તેથી અમને તેનો આઘાત લાગેલો છે, એ કારણે અમે આવી અપં[illegible]

એક વખત એક સાધુએ, ભીડવાળી શેરીમાં થઈને જતાં, અકસ્માત્ એક દુષ્ટ મનુષ્યનો ગુનો કર્યો. તે દુષ્ટ મનુષ્યે ક્રોધાવિષ્ટ થઈ એ સાધુને તમ્મર આવી ભોંય ઉપર પડી જતા સુધી નિર્દય રીતે માર્યો. તેના શિષ્યોએ તેને પાછો શુદ્ધિમાં આણવાને બહુ શ્રમ લીધો અને વિવિધ ઉપચાર કર્યા, અને જ્યારે તેઓએ જોયું કે એ જરા શુદ્ધિમાં આવ્યો છે, ત્યારે તેમાંના એકે પૂછ્યું, "જી! આપની ચાકરી કરે છે, તેને ઓળખો છો ?" સાધુએ ઉત્તર આપ્યો, "જેણે મને માર્યો તે." ખરો સાધુ મિત્ર અને શત્રુ વચ્ચે ભેદ જાણતો નથી.

'જેમ પાણી પુલ નીચે થઈને જાય છે પણ વ્હેતું અટકતું નથી તેમ પૈસો જે સંગ્રહ કરી રાખતો નથી એવા મુક્ત ("મુક્ત" એટલે છૂટા હાથવાળા) ના હાથમાં ટકતો નથી.

જ્યાં સુધી મનુષ્ય ઈશ્વરને "અલ્લાહ, ઓ! અલ્લાહ, ઓ!" (ઓ! ઈશ્વર, ઓ! ઈશ્વર) એમ બૂમ પાડીને બોલાવે છે ત્યાં સુધી ખાત્રી ગણો કે એને ઈશ્વર મળ્યો નથી, કારણ જેને એ મળ્યો છે તે ચુપ રહે છે.

જ્યાં સુધી મધુમક્ષિકા (મધમાખી) કમળની પાંખડીની બહાર હોય છે અને તેનું મધ ચાખ્યું નથી ત્યાંસુધી તે ગુંજારવ કરતી તે પુષ્પની આસપાસ ભમ્યા કરે છે; પણ જ્યારે તે તે પુષ્પની અંદર પેસે છે ત્યારે તેમાંનું અમૃત (મધ) વગર શબ્દે પીએ છે. જ્યાં સુધી મનુષ્ય સિદ્ધાન્તો અને મતો માટે લડે છે અને તકરાર કરે છે ત્યાં સુધી તેણે ખરી ભક્તિના અમૃતનું પાન કર્યું નથી. જ્યાં તેણે તેનું પાન કર્યું કે એ તુરત શાન્ત થાય છે.

જ્યારે મનુષ્ય મેદાનમાં હોય છે ત્યારે એ નીચું ઘાસ અને મહાન્ દેવદારનું વૃક્ષ જુએ છે અને કહે છે "વૃક્ષ કેવડું મોહોટું છે અને ઘાસ કેવડું નાનું છે!" પણ જ્યારે તે પર્વત ઉપર ચઢે છે અને તેની ઊંચી ટોચ ઉપરથી નીચે મેદાન ઉપર દૃષ્ટિ કરે છે, ત્યારે મહાન્દેવદારનું વૃક્ષ અને નીચું ઘાસ લીલી વનસ્પતિના એક અવ્યક્ત સમુદાયમાં એકાકાર થઇ જાય છે. તેમ સાંસારિક મનુષ્યોની દૃષ્ટિમાં પદવી અને સ્થિતિના ભેદ છે, પણ જ્યારે દિવ્યદૃષ્ટિ વિકાસ પામે છે ત્યારે ઉચ્ચ અને નીચનો ભેદ નષ્ટ થાય છે.

અને વળી નાકાઓ ઘેરી જોનબુલ્લ ઉભો હરિરાજ,
ફિકર તમારે રાજકાજ કે, શસ્ત્ર અસ્ત્રની શીછે આજ ?—બાલક મ્હારાં.

૨

વેદ પુરાણ મહા વિદ્યાઓ મુકો ઉંચી છાજલીએ હાલ,
કલમ વીણા ને એવી મોહિનીમાં પડવાનો નથી આ કાલ,—બાલક મ્હારાં

જંગી સંચા જગ વ્યાપારો તમે ન હજી ખેડી શકશો,
ગજું તમારૂં વિચારશો કે આંખ મીચી ફોકટ મથશો ?—બાલક મ્હારાં.

અને વળી એ વિદ્યાઓએ કલા અને એ વ્યાપારો,
કાલાતીત, ગમે તે કાલે, શક્તિ છતાં કરવા વારો.—બાલક મ્હારાં.

૩

પેટ પુરું મળતું નથી તમને, ખાલ તમારાં સુકાં તને,
જુવાન ફરતા ઘરડે વદને. સ્ત્રિયો ન જાણે જોબનને.—બાલક મ્હારાં.

મહા રોગને દુષ્કાલોએ નવો કેર વળી વર્તાવ્યો,
દિવસ દિવસથી આરિક આવે, કલિયુગ ફરે ફુલ્યો ફાલ્યો.—બાલક મ્હારાં.

કુદરત ને માનવની જોડી એક મેકથી હસે ફુલે,
ચકવા જોડી એજ ખરી છે, વિયોગથી કરમાય ઝુરે.—બાલક મ્હારાં.

૪

પુરાણ પૂર્વજ હતા તમારા, વનવાસી કૃષિ કરનારા,
ઢોર ઉપર મમતા ધરનારા, કઠણ નિયમમાં પળનારા.—બાલક મ્હારાં.

દેશ જીત્યા, બહુ રાજ્યો સ્થાપ્યાં, ધર્મ કલાને વ્યાપાર,
શાસ્ત્ર ફિલસુફી હુન્નર નીતિ. કહો ન શું ઉતાર્યો પાર.—બાલક મ્હારાં.

જંગલ ભેદ્યાં, પશુઓ રાની પાળ્યાં, કંઇ કંઇને માર્યાં;
અનાર્ય બહુએ પશુ જેવાને પુનિત સ્પર્શે ઉદ્ધાર્યા.—બાલક મ્હારાં.

૫

નર હૃદયે સુર ને દાનવનાં સૈન્ય ઉભય વસતાં સાથે,
દાનવ સૈન્ય હણી સુર પોષી પૌરૂષ જ્યોતી ધરી માથે. —બાલક મ્હારાં

એહ જ્યોતિના બની ઉપાસક—શોધક—ધસ્યા નિડર જગમાં,
બાળી શક્યું નહીં કોઈ એમને—વધાવતા સહુ કો પગલાં?—બાળક મ્હારાં

મ્હને મુકાવી પણ—અનાર્ય—વન તિમિર—ઘોર અધર્મોથી,
ધસ્યા મુકતા ખંડ અન્ય, અટક્યા કેવલ જ્યાં પૃથ્વી ખુટી!—બાળક મ્હારાં

૬

અમિત થયા, કંઇ લોહી ઘસાયું, તિમિર જુથ ત્યાં આવ્યું ચડી,
માથા સહુ અર્ધું બેસાડ્યું ઉપર આણ્યું નિજ કરી ખરી—બાળક મ્હારાં

પણ એ અર્ધો આર્ય સ્વપુનો પુરા આર્ય જ્યાં થયા નહીં,
વળી તિમિર દલ ઉતાર્યું ત્યાં તો, આજ તુટ્યું, ગઇ જ્યોતિ શમી.—બાળક

એહ જ્યોતિ પ્રકટાવો પાછો, એ પુરૂષ વર્તાવો ફરી,
કુદરત પ્રીત ફરી આદરવા નવીન ઉગશો જલદી—બાળક મ્હારાં

૭

દુકાળ ઉપરા ઉપરી આવે છાનશો નહીં તેથીજ જરા,
મ્હારા બાળક, તમ માટે છે મુજ ધાવણના અખુટ ઝરા.—બાળક મ્હારાં

પણ અક્કલવાળા તે આવો, મુજ બાળક તે તેજ ખારા,
બિન અક્કલવાળા તે મ્હારા અણમાનીતા પુત્ર ઠર્યા—બાળક મ્હારાં

સમય વિચારો, સમય સુધારો, સમય વિશે સાવધ વર્તો,
"ઉત્તમ ખેતી" મુજ તમારૂં પુરાણું પાછું ઉરે ધરો.—બાળક મ્હારાં

૮

નવે ખંડની દેવીઓમાં, બહાએ હું પ્રથમ થઇ,
સહુના બચપણની હું સાક્ષી, મુજ બચપણમાં હું જ થઇ.—બાળક મ્હારાં

ભૂતકાળ પુરો મ્હેં દીઠો, ભવિષ્યમાં મુજ નજર તીક્ષ્ણી.
માટે કહું છું ચેતો, ચેતો, સાવધ બનો સમય જાણી.—બાળક મ્હારાં

કોટી તણો સંખ્યાથી એ જો દ્રોકટ ગર્વ ન ધરશો બાલ,
ર્‌હને નવત્મી, પરવત્સોથી કરશો માં આખર એ હાલ.—બાલક મ્હારાં.

૯

સ્હેરોને સ્હેરી રોગોને કંતાયેલાં સ્હેરી તન,
ટુંકા જીવન, નિર્બલ કકુષિત શિથિલ બીચારાં સ્હેરી મન.—બાલક મ્હારાં.

સ્હેરી ગરીબિ, સ્હેરી સુસ્તી, વ્યર્થ શહેર તણી જંજાળ,
સ્હેરી પાપો, સ્હેરી જુઠાણા, શહેર તણા કલહો કંગાળ.—બાલક મ્હારાં.

એ સહુ આવરણોને તોડો, એ માયાને પુરી કરો,
હિતને હિતનાં સાધન શાશ્વત, સ્વચ્છ લોચને ઉરે ધરો.—બાલક મ્હારાં.

વનો વસાવો, ખેડો ખેતર રચો વાડીયો, પશુ પાળો,
ખાતર-બીજ-ઋતુ-ચારા-ધરતીના ભેદ પુરા ન્યાળો.—બાલક મ્હારાં.

નદિયો સાંધો, કૂપો ગાળો, સમુદ્ર વારિ મિષ્ટ કરો.
જલમાં સ્થલ, સ્થલમાં જલ આણો કુદરતનાથી મિત્ર કરો.—બાલક મ્હારાં.

નીકો ખોદો, બંધો બાધો, આગ વીજને રસાયણો,
ખનિજ-સૃષ્ટિ વાયુ ચક્રને અધની કરી ખપમાં આણો.—બાલક મ્હારાં

૧૧

એ વનવાસ વિષે ઉછરતા, દુધ મધ્ય તમારાં બાલ,
નહીં વાઘથી હઠશે પાછા, નહીં એમને છળાવે વ્યાલ.—બાલક મ્હારાં

ધોધ કુદી એ હસશે સામાં, નદીપુર તરી ઉતરશે,
ખરે બપોરે લૂ જાન ખેતર લણી કણુમસ્તાં—ઢગ રચશે.—બાલક મ્હારાં.

જોબન પુર વિષે એ આર્યો નિરખી જગ વિસ્મિત બનશે,
ભસ્મ થશે કલિયુગ આ દેશે, નવીન યુગ વર્તી રહેશે.—બાલક મ્હારાં

૧૨

એ ખેતીના વિરામ કાલે, રાને ઉદ્યાન નીરખતાં,
દિસો કુદરત લીલા પીતાં, ઢોર જ્યાં વિચરે ચરતાં.—બાલક મ્હારાં.

વેદ, નીતિને કલા—પૂરાણો ધર્મ ફિલસુફી વિષે લખતાં,
તર્ક—ગોલક્ષ દોડી રહેશે, ઉપનિષદો અવતરશે હો!—બાલક મ્હારાં.

ઋષિઓ, દ્રષ્ટારો, અવતારો, પૈગંબર, જય, આત્મા સ્વાયત્ત.
પ્રકટ થશે એ વનવાસે—દિવ્ય એકજ અખુટ ઈશ્વર ક્રત,—બાલક મ્હારાં.

(કવિતા પ્રવેશ.)

---

## उतम कुळ,

ચોપાઈ.

જે કુળમાં મધુરસ્ નૃપ જે કુળમાં જનને બહુ જંપ;
કરે સદા કીર્તિનાં કામ, ઉત્તમ કુળનો એનું નામ. ૧

અડગ નિશ્ચય જેને આવાસ વિદ્યાને લક્ષ્મીનો વાસ;
જ્યાં સુખ દીસે આઠે જામ, ઉત્તમ કુળનો એનું નામ. ૨

ધોળાં ધારે અંગે ચીર, બહુજ જેનું મન ગંભીર;
તેના જન પરમાંહી તમામ, ઉત્તમ કુળનો એનું નામ. ૩

ઉત્તમ ધર્મ જે આદરે, દ્વેષ ક્લેશ થકી દિલ ડરે;
રેખું નહિ ચિત્ત ઓછે કામ, ઉત્તમ કુળ તો એનું નામ. ૪

વિરલા અનુભવિ એહ વાતનો, ઉંડો મર્મ પિછાને;
હરકતથી ન હઠે શૂર ગર્દો, મોજ ઘણેરી માણે.–મનવા,—ધરિ.–

વિજય મસ્ત હું હરકત કેરા, પ્રસંગને મળવામાં
ઇશકૃપાથી હરકત દેખૂં–બરકત રૂપ તપાતામાં.–મનવા,–ધરિ–

( વિજય વાણી )

---

## जन जाण यौवन जाय छे धन जाय छे तन जाय छे.

હરિગીત.

દીધે કરોડો દામ માનવ દેહ આ મળતો નથી,
તે પણ વૃથા કહેવાય જો હરિ ચરણમાં હળનો નથી,
રાજી રહે અંતર વિષે, શું રાગ રટતાં થાય છે ?
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે.

લલચાય શું વિષયો તણા સુખમાં સદા સમજી થઈ ?
વિદ્યા વિવેક વિનય ગયાં ક્યાં બુધ્ધિ સારી ક્યાં ગઇ ?
જાણી કરીને કેમ તુ આ માર ખોટો ખાય છે ?
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે.

કલ્યાણકારક કામ કરવાં હોય તે લેને કરી,
સુખકર સમય આવો તને તે ક્યાં થકી મળશે ફરી ?
ઉન્મત્ત થઇને શું ફરે તું શું જગત્‌નો રાય છે ?
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે.

તારૂં નથી-તલભાર આ સઘળું સદા જનાર છે,
ઉપકાર કરવો અન્યનો સંસારનો, એ સાર છે,
બહુ રાગ રંગ વિષે વિષયનાં ગીત શું તું ગાય છે?
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે. ૪

હીરો ચઢ્યો છે હાથ તે અવિચારમાં તું હારમાં,
શોધી ગ્રહણ કર સાવ સાચો માર્ગ આ સંસારમાં,
સારૂં કર્યે સારૂં નઠારેથી નઠારૂં થાય છે.
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે. ૫

ભણવું કદી જો હોય તો ભાવે ભણીલે સર્વ તું,
ધન જન અને યૌવનતણો મિથ્યા ત્યજીને ગર્વ તું,
આળસ વડે શું ઉંઘવાં ખાલી બગાસાં ખાય છે?
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે. ૬

આ હું અને આ આપણું એવું મમત્વ ન રાખવું,
સંસારના સંબંધનું સૌને સરસ સુખ આપવું;
મન મત છે તેને વળી પ્રિય વિષયવિષ શું પાય છે?
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે. ૭

સાચું સદા વદિયે દયા બહુ દીન જનપર રાખીએ,
અપરાધ અજ્ઞ જનો કરે તે સહનતાથી સાંખિયે;
વિપરીત વાયુ વાય તો મનની મને રહી જાય છે.
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે. ૮

શમ દમ તણી સાંકલ વડે મન મત્ત હાથી બાંધવો,
વિશ્વેસની સાથે સદા સંબંધ સાચો સાંધવો,

કોનાં ધરા ધન ધામને આ અચલ કોની કાય છે ?
જન જાન યૌવન જાય છે ધન જાય છે તન જાય છે. ૯

મન-વચન કે કર્મે કદી હિંસા ન કરવી કોઇની,
દેવું સદા દેવાય તે આશા ન કરવી કોઇની.
ધન-જન કરે શું ધૂળ ? વચને કાળ ગળતો જાય છે,
જન જાણુ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે. ૧૦

શાને ભમાઈ ભેદ રાખે ભૂત પ્રાણિ જાતમાં,
ઈશ્વર તણી રચના વિષે સરખા બધા સહુ વાતમાં;
નિજ ધર્મ કર્મ પળાય તેને પાળતા શું થાય છે ?
જન જાણુ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે. ૧૧

આસ્થા ખરી અંતર થકી વળગી કદી કરવી નહીં,
પરધન અને પરધામમાં માંહી નજર ધરવી નહીં;
સંસારની ઘટમાલ નિત્ય ભરાયને ઠલવાય છે.
જન જાણુ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે. ૧૨

સંસારના વ્યવહારથી પરમાર્થ પૂરો સાધવો,
હરિ ચરણમાં ને પુણ્યમાં તો પ્રેમ પૂરો રાખવો;
સારાં નઠારાં કર્મ છેવટમાં સદૈવ સહાય છે.
જનતણુ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે. ૧૩

તજીને દૃઢ કપટ કહું તને મદ મોહ મેલી દે પરા,
કોરે કરી દે ક્રોધ મત્સર કામ કપટી આકરા;
સોનું સરસ મેલી,વૃથા શું ધૂળ ધમવા ધાય છે ?
જન જાણુ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે. ૧૪

કરવું કશું જે હોય તે આજે કરી લે કોડથી
તું હારમાં હીરો ચઢ્યો છે હાથ તેને હોડથી,
જલ જાન્હવીનું જતું મેલી નરકમાં શું ન્હાય છે?
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે.

ગુરુજન અને અતિથિ પ્રથમ પુજા ઘટે છે પામવા,
છલ કપટથી ભરપૂર પાખડો વિશેષે વામવા,
સતસંગ બેશુ ન હોય તો આ જન્મ ફોકટ જાય છે,
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે.

(કેશવ કૃતિ.)

---

## પદ.



અલ્યા નામ પામ્યો પણ રામને નવ લહ્યા,
વૈષ્ણવ પદ કેરૂ બિરદ આલે,
ઘર વચે પુત્ર વિના જેવું પારણું,
વર વિના જેહવી જાન માલે.

વ્યાધિની વેદના વિશ્વની ના ટળે,
ઠાલો ગગનમાં મેઘ ગાજે,
હરિને જાણ્યા વિના હરિ કેરો જન થયો,
વાત પકવાનથી ભુખ ને ભાગે.

નારીઓ નિજકર્તવ્ય ન ધારે, તેથી આ થાય ખુવારી
અજ્ઞાનમાં વહી દિવસો વિતાવે જાય આ ભવથકી હારી—પ્રભો—૧

પતિવ્રતાનું ભૂષણ સઘળું તેને, મુકે છે વિસારી,
ક્ષણિક જગતના શૃંગારો સજવા, અતિ ધરે હોશિયારી—પ્રભો—૨

સુનીતિ ધર્મનો બોધ પ્રજાને, કદી ન દીપે સંભારી
વિષય વિલાસમાં વિચરી સદોદિત, મુકે નિજ શિર આરી—પ્રભો—૩

માતૃપદ છે મોટું જગતમાં, (તેને) કૃપાથી દોની સુધારી,
જેથી પ્રજાઓ ધર્મના મર્મને, જાણી વહેને વિચારી, પ્રભો—૪

કુપ મહાન પ્રભુ અત્રે રાજે, પણ નહીં તેમાં વારી,
અંજલી ભરીને તૃષિત શું પીએ ? પ્રાણ જવાની એ બારી—પ્રભો—૫

નીતિ ધર્મનું શિક્ષણ આપે, એવી હતી પૂર્વે નારી,
તે બલ અર્પો આજ દયાથી, યાચના એજ છે મારી, પ્રભો—૬

આલસ્ય પ્રમાદને સ્વપ્ને ન સેવે, થાય સુપંથ વિહારી,
સુક્તપણાનુ મહા સુખ લેવા, સ્ત્રીને બને અધિકારી. પ્રભો—૭

વૃક્ષના મૂળમાં વારિ સિંચાતાં, શોભા વધે અતિ ભારી,
તાત ! શોભાવો સ્ત્રીને મતિ સિંચી, દીન વિનંતિ સ્વીકારી, પ્રભો—૮

# ગરીબોની કેળવણીની યોજના

ચિકાગો તા. ૨૮ મી મે. ૧૮૯૪.

વ્હાલા:—

હું તમોને આથી વહેલો પત્ર લખી શક્યો નહિ તેનું કારણ હું ન્યુયોર્કથી બોસ્ટન આમ તેમ પર્યટન કરતો હતો તે છે. હું હિંદમાં ક્યારે પાછો ફરીશ તે હું પોતે જાણતો નથી જે પ્રભુ મને પીઠ પાછળ રહી દોરે છે તેનાજ હાથમાં સૌ વાત મૂકવી એ વધારે ઇષ્ટ છે. મારા વગર કાર્ય કરવામાં પ્રવૃત્ત રહો અને તે એવી રીતે કે જાણે હું કદિપણ અસ્તિત્વ ધરાવતો ન હતો. કોઇને માટે, યા કોઇ વસ્તુ માટે અટકીને રાહ જોતાં બેસી ન રહો. જે તમારાથી બનીશકે તે કરો અને કોઇ ઉપર તમારો આશાનો મદાર બાંધો નહિ. + + + + + + + + +

ભાષણનું કાર્ય મેં અહીં બહુ કર્યું છે...ખર્ચ પણ અહીં જબરજસ્ત થયેલ છે. જો કે ઘણાં સુંદર અને મોટા કુંદુઓ વાળાએ મારી સંભાળ દરેક સ્થળે લીધી છે, છતાં મારી પાસેથી પૈસો ચાલ્યો જાય છે.

આ ઉનાળામાં હું અહીંથી વિદાય થઇશ કે નહિ તે હું જાણતો નથી. બનતા સુધી તો નહિ. પણ તે દરમ્યાન તમે આપણી યોજનાને વ્યવસ્થિત કરી ગતિમાં મૂકો. તમે સર્વ કરી શકો તેમ છો. તેમાં શ્રદ્ધા રાખો; બરાબર સમજો કે ભગવાન આપણી સાથેજ છે અને તેથી બહાદૂર આત્માઓ ! આગળ વધો !

મારા પોતાના દેશમાં મારી પૂરતી કદર થઇ છે. કદર કે ન કદર, પણ નિંદ્રાવશ ન રહો, ધીમા ન પડો. તમારે એજ યાદ રાખવાનું છે કે આપણી યોજનાનો કિંચિત્ અંશ માત્ર પણ અમલમાં હજુ સુધી આવ્યો નથી.

તમારું કાર્ય શિક્ષિત યુવકજનો પર ખજાવો, તેમને એક સંઘમાં લાવી વ્યવસ્થિત કરો. મહાન્ કાર્યો મહાન્ આત્મભોગથીજ બની શકે છે. કોઈ જાતનો સ્વાર્થપરાયણતા, કોઈનાં નામ કે કીર્તિ—મારાં કે તમારાં, અરે મારા ગુરૂનાં નામ કે કીર્તિ રાખવાનો બિલકુલ જરૂર નથી. કાર્ય કરો, વિચાર અને યોજનાને કાયમાં મૂકો—મારા શિષ્યો, મારા બહાદુર, ઉમદા અને સંસ્કારી આત્માઓ! કટિબદ્ધ થઇ ચક્રને ગતિમાન્ કરો! નામ કે કીર્તિ કે એવા અર્થહીન મમત્વ માટે પાછળ અટકો નહિ પોતાના જાતને—મમત્વને કહી નાખો કાર્ય કરો. તમે શીખી ગયા છો કે તૃણમાં તૃણને ભેગું કરી દોરડું વણીએ છીએ તે દોરડા વડે ગાંડા હાથી પણ બાંધી શકાય છે, તે યાદ રાખો. તમો સર્વ પર પ્રભુના આશીર્વાદ છે. તેની શક્તિ તમારા સર્વમાં હો—તેની શક્તિ તમારામાં કામ કરતી છે તે હું માનું છું. જાગૃત થાઓ અને સાધ્ય જ્યાં સુધી પ્રાપ્ત નથી કર્યું ત્યાં સુધી વિરમો નહિ—**उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत** એવું વેદો કહે છે ઉઠો ઉઠો લાંબી રાત્રી પસાર થઇ ગઇ છે અને દિવસ આવે છે સમુદ્રનું મોજું ઉછળ્યું છે, હવે તે ભરતીનું રૂપ લે છે ત્યારે તેના વેગ સામે પ્રતિરોધ કરવા કોઈ પણ શક્તિમાન્ થઇ શકશે નહિ તે ભરતી તે મારા શબ્દો, ! પ્રેમ કો! અરે પ્રેમ છે! શ્રદ્ધા છે! તો ભય ન રાખો, ભય તે તો મહાનમાં મહાન્ પાપ છે.

મ્હને કોઈ પ્રકારની સહાયની અપેક્ષા નથી એક ફંડ એકઠું કરવા મંડો, ને ફંડમાંથી થોડાંક મેજીક લેંટર્ન ( જાદુઈ ફાનસ ), નકશા, પૃથ્વીના ગોળાઓ, વગેરે અને થોડા રસાયનિક પદાર્થો ખરીદ કરો પછી દર સાંજે ગરીબ અને હલકા વર્ગના માણસોનું ટોળું કરો! તેમાં શૂદ્ર જાતિના માણસોને પણ ભેગા કરો અને તેમનો આગળ પ્રથમ ધર્મ સંબંધી વ્યાખ્યાન આપો, અને પછી મેજીક લેંટર્ન અને બીજી વસ્તુઓ દ્વારા ખગોળ વિદ્યા, ભૂગોળ આદિ શાસ્ત્રો લોક ભાષાઓમાં શીખવો, ઉત્સાહી યુવક જનોની મંડળીને કેળવો જુસ્સો તેમાં રેડો અને ધીમે ધીમે આ વ્યવસ્થિત મંડળને વધારે વિશાલ બનાવી

માટે આ દેશના લોકો જેટલું યંત્રકામ વાપરે છે તેટલું કોઇ દેશ વાપરતો નથી. દરેક ચીજ યંત્રદ્વારાએ બને છે. વળી આ પ્રજા તે આખી દુનિઆનો ફક્ત વીશમો ભાગ છે, છતાં જગત્‌ની સમસ્ત સંપત્તિનો છઠ્ઠો ભાગ આ દેશની પ્રજા ધરાવે છે. તેઓના ધનના ખજાનાની અને મોજશોખની કંઈ સીમા નથી; છતાં અહીં બધી ચીજો મોંઘી છે. મજૂરીનું ખર્ચ આખા જગત્‌માં અહીં વધારેમાં વધારે છે, છતાં મજૂરો અને મૂડીવાળા વચ્ચેનું યુદ્ધ કાયમ ચાલ્યું જાય છે.

આખી પૃથ્વી પર આ દેશની સ્ત્રીઓને જેટલા હક્કો છે તેટલા ક્યાંઇ પણ નથી. જે કંઇ મળે તે ધીમેથી અહિંની સ્ત્રીઓ ગ્રહણ કરતી જાયછે, છતાં વિચિત્ર એ છે કે સુશિક્ષિત સ્ત્રીઓની સંખ્યા સુશિક્ષિત પુરૂષોની સંખ્યા કરતાં ઘણીજ વધારે છે. અલબત ઉચ્ચ પ્રતિના બુદ્ધિમાન અને પ્રતિભાશાલી તો પુરૂષોમાંથી જ મળી આવેછે. આપણી જાતિના ભેદ વિરૂદ્ધ પશ્ચિમવાસી જનો ગમે તેવી ટીકા કરે છે, છતાં તેઓમાં ખરાબમાં ખરાબ જાતિ છે. અને તે પૈસાદાર લોકોની છે. અમેરિકનોની ભાષામાં સર્વ શક્તિમાન્ ડૉલર અહીં સર્વ કરી શકે તેમ છે. * * *

હિંદુસ્તાનમાં જે સર્વ અનિષ્ટનું મૂળ છે તે ગરીબની દશાછે. પશ્ચિમના ગરીબ લોક સેતાનછે; જયારે આપણા ગરીબો તેમની સાથે સરખાવતાં દેવદૂત છે અને તેથી તેટલા પ્રમાણમાં આપણા ગરીબોને ઉન્નત કરવાનું સહેલું છે. આપણા હલકી પંક્તિના વર્ગોની જે ફક્ત સેવા કરવાની છે તે એ જ છે કે તેઓને કેળવણી આપવી, અને તેઓએ ગુમાવેલું વ્યક્તિત્વ વિકસાવવું. આપણી પ્રજા અને રાજાઓ–બંનેનું આ મહાન્ કાર્ય છે. અત્યાર સુધીમાં તે દિશામાં કંઇ પણ કરવામાં આવ્યું નથી. સાધુઓની સત્તા, અને વિદેશીઓની આપણા પર જીત, એ બેથી તે વર્ગો સૈકાઓ થયા ચગદાઇ ગયા છે, અને તે એટલા અંત સુધી કે હિંદના ગરીબો એટલુ પણ ભુલી ગયા છે કે તેઓ મનુષ્ય વ્યક્તિઓ છે. તેઓને વિચાર આપવાના છે, તેઓની આસપાસ જગત્-

થતું જાય છે તે તરફ તેઓની આંખો ખોલવાની છે, એટલે
ા પોતાની મુક્તિ પોતાની મેળે શોધી શકશે. દરેક પ્રજા,
ા, દરેક સ્ત્રીએ પોતાનો ઉદ્ધાર-મુક્તિ પોતેજ મેળવવી જો.
ઓને વિચારો આપો. એજ સહાય માત્ર તેઓને જરૂરની છે
 મળી કે બાકીનું બધું તેના પરિણામ તરીકે સ્વતઃ આવી
 આપણું કર્તવ્ય રસાયનિક પદાર્થો ભેગા કરવાનું છે, તેનું
ણુ, વર્ગી કરણ, કુદરતના કાયદા પ્રમાણે થઈજ રહેશે. આપણે
ઓના મગજમાં વિચારોનો પ્રવેશ કરાવવાનો છે, પછી બાકીનું
ઓ પોતાની મેળે જ કરશે. હિંદમાં જે કરવાનું છે તે આજ.
વિચાર મારા મગજમાં લાંબો કાળ થયાં ભમ્યા કરતો હતો.
વિચારને હિંદમાં પાર પાડી શક્યો નહીં. અને તેથી જ મારે
દમાં આવવું પડ્યું. ગરીબોને કેળવવામાં મોટી મુશ્કેલી આ છે.
કે आप महाराजश्री दरेक गाममां मफत केळवणी मळे तेवी
मो उघाडो, छतां पण तेथी कांइ मरवानुं नथी. कारण के हिं-
रीबाइ एटली वधी छे के गरीब बालको शाळामां आववा क-
तेरमां जइन पोतानां बापने मदद करवानुं अथवा बीजी रीते
विका मेळववानुं वधारे पसंद करशे हवे कहेवत प्रमाणे जो प-
हमद पासे न आवे तो महमद पर्वत पासे जवु जोईए एटले
 बालक केळवणी लेवा न आवे केळवणी तेनी पासे जवी
:- आपणा देशमां एक गामथी बीजे गाम जइ धर्मनो
श आपता एवा एक निश्चयवाळा आत्मभोगी संन्यासीओ
ो छे; ते पैकीनो एक भाग सांसारिक केळवणीना पण-शिक्षको
े व्यवस्थित करवामां आवे तो एक स्थानथी बीजे स्थाने,
बारणाथी बीजे बारणे जइ तेओ उपदेश आपशे, एटलुंज नहि
 केळवणी पण आपशे. धारोके आवा बे जण केमेरा, ग्लोब
थ्वीनो गोळो ) थोडा नकशा वगेरे लइने एक गाममां सांजे

जाय तो अज्ञानोने तेओ खगोळ विद्या अने भूगोळ संबंधी घणुं शीखवी शके तेम छे जूदी जूदी प्रजानी वार्ताओ कहीने तेओ गरीब लोकोने जींदगी पर्यंत पुस्तको द्वारा जाणी शके तेना करतां हजारगणुं ज्ञान संभळावीने आपी शकशे. આ કરવા માટે વ્યવસ્થાની જરૂર છે, અને તેને માટે વળી નાણાંનો ખપ પડશે. આ યોજના પાર પાડવા માટે હિંદમાં પૂરતા મનુષ્યો છે, પણ અફસોસ ! કે તેઓ પાસે પૈસો નથી. ચક્રને ગતિમાં મૂકવું બહુ મુશ્કેલ છે, પણ એક વખત તેને ગતિમાં મૂક્યું પછી ઘણો વધારે વેગ લઈને તે ચાલ્યું જાય છે. મારા દેશમાં મદદ શોધતાં જ્યારે ધનવાન્ પાસેથી કોઈ પ્રકારની સહાનુભૂતિ મેળવવા હું નિષ્ફળ થયો ત્યારે આપ મહારાજની મદદથી હું આ દેશમાં આવ્યો. અમેરિકનો હિંદના ગરીબ લોકો જીવે કે મરી જાય તેનાં લેશ માત્ર દરકાર કરતા નથી, પણ જ્યારે આપણા પોતાના લોકો પોતાના સ્વાર્થી હેતુ સિવાય બીજા કશાનો વિચાર સરખો પણ કરતા નથી તો તેઓ તો શાને માટે કરે ?

મારા ઉમદા રાજકુમાર ! આ જીવન ટુંકું છે, જગત્‌ના કોળ નાશવંત છે, પણ જે બીજાને માટે જીવન આપે છે તેજ જીવે છે. બાકીના તો જીવતા છતાં મુડદાલ છે. આપ મહારાજશ્રી જેવો એક ઉચ્ચ, ઉમદા હૃદયવાળો રાજવંશી પુત્ર હિંદુસ્થાનને પગપર લાવી ઉન્નત કરવા માટે ઘણું કરી શકે તેમ છે, અને તેમ કરી ભવિષ્યની પ્રજા પાસે એવું નામ મૂકી જનાર છે કે જેની પૂજા થાય. આપના ઉમદા હૃદયમાં અજ્ઞાનમાં ડુબેલા હિંદના દુઃખી કરોડો માણસોને માટે તીવ્રપણે લાગણીઓ થાય એમ પ્રભુ કરો એવી વિવેકાનંદની પ્રાર્થના છે.

સ્વામી વિવેકાનન્દના પત્રો.

સસ્તુંસાહિત્ય ગ્રંથમાળા પુસ્તક ૧૭-૧૮.

# ज्यां स्नेह छे त्यांज इश्वर छे.

## વાર્તા.

અમદાવાદમાં સ્ટેશન તરફ જતાં પાંચ કુવા નજદીક એક મકાનમાં મલજી નામનો દરજી રહેતો હતો. એના ઘરનો એક ભાગ રસ્તા ઉપર પડવાથી સંચો ચલાવતાં ચલાવતાં રસ્તા ઉપર પસાર થતા લોકોને જોઇ શકતો અને વખતોવખત કોઇ સારા માણસોને " ભાઈ સાહેબ " " મહેરબાન " કરી સલામ કરતો. દુકાન ન્હાની હતી. એની શીવણી અને વખતસર આપવાની ટેવના ખાડયા, રાયપુરના પ્રતિષ્ઠિત માણસો ઉપરાંત સાહેબલોકો વિગેરે પણ એની પાસે કપડાં શિવડાવવા આવતા. શેઠ સાહુકારને બગીઓમાં જતા દેખી ગ્રાહકોને " આ શેઠે પહેરેલો કોટ ખમીસ મ્હેં શીવેલા " એમ કહેતો અને આનંદ માનતો. આ રસ્તામાં ઘણા વર્ષથી રહેલો હોવાથી શહેરના ઘણા ભાગમાં તે જાણીતો થયો હતો. યુવાવસ્થામાં સારી કમાણી અને ધંધાને લીધે ઇશ્વરનું નામ વિસરી ગયો હતો, પરંતુ જેમ જેમ વૃદ્ધાવસ્થા આવતી ગઇ તેમ તેમ પાડોશમાં ભજન સાંભળવાની ટેવથી ઇશ્વર તરફ મન લાગતું રહ્યું. એટલામાં દૈવવશાત્ [illegible] ફક્ત એક છોકરો મૂકી તેની સ્ત્રી દેવલોક પામી, જેમ તેમ કરતાં છોકરો મ્હોટો થયો અને વૃદ્ધાવસ્થામાં પિતાને મદદ કરવા લાગ્યો. એટલામાં રાત્રે એક ગ્રાહકને તૈયાર કોટ આપતા હેઠળ પડેલા ગ્યાસલેટના દિવાને ધોતીઆનો છેડો લાગ્યો અને છોકરો દાઝયો. દાક્તરોની ઘણીએ મદદ લીધી પણ સખ્ત દાઝવાથી આરામ ન થયો અને પિતાને વૃદ્ધાવસ્થામાં રડતો મૂકી ચાલ્યો ગયો.

મલજી શાન્ત સ્વભાવનો પ્રમાણિક અને ઇશ્વરથી ડરીને ચાલનાર હતો, છતાં વૃદ્ધાવસ્થામાં પડેલા આ ઘાથી એનું હૃદય ખિન્ન થયું, અને નિરાશાને પરિણામે ઇશ્વરને ઠપકો આપવા લાગ્યો. મૃત્યુ માગવા લાગ્યો અને મૃત્યુને મોકલનાર પ્રભુને ગાળો દેવા માંડી. એ દિવસથી

મલજીએ દેવ દર્શને જવાનું બંધ કર્યું. એક દિવસ મલજીનો ઓળખીતો બ્રાહ્મણ લીંબડીથી મળવા આવ્યો અને એની સાથે વાતચિત કરતાં મલજીએજ જણાવ્યું કેઃ—

“કાકા—હું મૃત્યુ સિવાય બીજું માગતો નથી. મ્હને હવે કોઇ તરફની આશા નથી.” એવું ગાંડું ગાંડું બોલીશ નહીં, ઇશ્વરની શી ઇચ્છા હશે તે આપણી ક્ષુદ્ર બુદ્ધિથી સ્હમજી શકાય તેમ નથી. ત્હારા છોકરાએ મરવું જોઇએ અને ત્હારે જીવવું એવી ઇશ્વરની મરજી હશે ત્હારા છોકરાને માટે દીલગીર થવાને બદલે ત્હારા પોતાના સુખના અભાવને માટે તું વિશેષ દિલગીર હોય એમ લાગે છે.

“મ્હારા પોતાના સુખ અર્થે ન જીવું તો કોને માટે જીવું?”

“ઇશ્વરે આપણને સજીવ કર્યાં છે માટે ત્હેને માટેજ આપણે જીવવું અને જ્યારે એમ સમજીશ ત્યારેજ જીવનના દુઃખોની અસર નહિ થાય.”

“ઈશ્વરને માટે કેવી રીતે જીવવું?”

“એ માટે કથા શાસ્ત્ર શ્રવણ કર. શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને આપેલો બોધ યાદ લાવ એટલે તરતજ સ્હમજાશે.”

આ દિવસથી સ્વામિનારાયણના મંદિરમાં થતી કથા સ્નેહપૂર્વક સાંભળવા લાગ્યો, શ્રદ્ધા ઉત્પન્ન થઇ અને મન:શાન્તિ થવા લાગી. જે મલજી પ્રત્યેક રાત્રીએ નિશ્વાસ નાખતો ઈશ્વરને ઠપકો આપતો અને પથારીમાં આળોટયા કરતો તેજ મલજી સ્હવારે સ્નાન કરી એકાગ્ર ચિત્તથી માળા લઈ પ્રભુનું ધ્યાન ધરતો અને ‘ઇશ્વર જે કરે છે તે સારા માટે” એમ માની શાન્ત ચિત્તે નિંદ્રા લેતો થયો.

મલજીના જીવન વ્યવહારમાં પણ ફેરફાર થયા; પ્રથમ કામથી

પરવારી દુકાનની સામે આવેલી "દારૂની" દુકાનમાં જઇ નીશો કરી બોલાબોલી કરી ધાંપળ મચાવી ઘેર આવતો, તે હાલ નિર્મળ પાણી અને દૂધ સિવાય કાંઇ પીતો નહિ અને કાર્યથી પરવારી હરિકથામાં જતો.

ભગજી કથામાંથી ઘેર આવ્યો; વાળુ કરી ઓટલા ઉપર બેઠો બેઠો માળા ફેરવ્યા કરતો હતો અને કથાનું મનન કરતો હતો.

"क्षमा ए उत्तम भूषण छे, दया सात्वीं ए ईश्वरी प्रीतिनुं साधन छे, અને दान ए महत् पुण्य छे" એ દિવસની કથાનો સાર હતો. માળાની ધૂનમાં અને વિચારની શ્રેણીમાં ભગજી અર્ધ નિદ્રિત સ્થિતિમાં પડ્યો.

"ભગજી ભગજી હું કાલે તારા ઘર પાસે આવીશ, જાગત રહેજે" આવા શબ્દના ભણકાર વાગ્યા. આંખો ઉઘાડી જુએ છે તો કાંઇ નહિ; પરંતુ એ ભણકારા હજી વાગતા હતા.

બીજે દિવસે સવારે ઉઠી નિત્ય કર્મ કરી ચૂલા ઉપર ગરમ પાણી મૂકી પોતાનું કામ કરવા લાગ્યો. કામ કરતા કરતાં પણ ભગજીનું મન પેલા શબ્દોમાંજ હતું અને સંચા ઉપર બેઠાં બેઠાં રોજના કરતાં દશ ઘણી વધારે વખત રસ્તા ઉપર નજર નાખતો હતો.

પોષ માસ ચાલતો હતો, કડકતી ઠંડી પડતી હતી, સવારનો વખત હતો, વાઘરીઓ ટાઢમાં ધ્રુજતા સડકો છાંટતા હતા. પાસે આવેલા દરવાજા પાસે પોલીસ અને મ્યુનીસીપાલીટીના સિપાઇઓ દેવતા સળગાવી આગળ પાછળ બેસી હોકો પીતા વડાકા મારતા હતા. ભગજીએ પોતાનું કામ કરતા બહાર જોયું તો એક વૃદ્ધ માણસ ત્યાં ફરતો હતો. આ જોઇ શ્રી કૃષ્ણ પરમાત્મા, વાર્તામાં સાંભળીએ છીએ તેમ, વૃદ્ધ બાહ્મણનું રૂપ લઇ ગઇ રાત્રીનું અર્ધ નિદ્રિત અવસ્થાનું સ્વપ્ન ખરૂં પાડવા આવ્યા હોય એમ ધાર્યું. ધારીને જોયું તો ગાણી

ફાંટનાર વૃદ્ધ વાઘરી હતો, " અરે દેવ મ્હારી આંખો પણ જવા આવી" એમ નિશ્વાસ નાખી જાગૃત થઇ ફરીને ઘંઘે લાગ્યો.

મલજીએ થોડીવાર પછી જોયું તો તે વાઘરી એના ઘર પાસે બેભાન વસ્થામાં પડયો હતો, ટાઢે શરીર અકડાઇ ગયું હતું, પાણીની ડોલ એક બાજુ પડી હતી અને નળમાંથી પાણી વહ્યા જતું હતું.

आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पण्डितः ।

'સર્વ પ્રાણી માત્રને પોતાના જેવાજ ગણે છે તેજ પણ્ડિત છે'.

એ વિચાર ઉત્પન્ન થયો અને "પાણી ઉકળે છે તો જરા મરી વિગેરે નાખી ઉકાળો કરી આ માણસને પાઉં" એવો વિચાર થતાંજ નીચે ઉતરી સારવાર કરી વાઘરીને ઘરની અંદર બેસાડયો. સઘડી સળગાવી, ગરમાવો કર્યો અને પ્રેમ પૂર્વક ઉકાળો આપી ચેતનમય કર્યો.એક પ્યાલો બસ નથી એમ માની બીજો પ્યાલો આપ્યો અને પેલો વાઘરી થોડી વારે ટટાર થયો. વાતમાં ને વાતમાં મલજીએ રાત્રીએ આવેલા સ્વપ્નાની—શબ્દના ભણકારાની—ઇશ્વરની વિદુરજીની ભાજી, સુદામાનાં તાંદુલ, શબરીના બોરની વાતો કહી. વૃધ્ધ વાઘરી જેણે આ કશું કદાપિ સાંભળ્યું નહોતું તે તો પ્રભુ કથાથી માત્ર ઇશ્વર પ્રીત્યર્થે દયા લાવનાર મલજીની વર્તણુંકથી દિગમુઢ થયો—ગળગળો થયો અને રજા માગી રસ્તે પડયો.

મલજી પાછો કામે લાગ્યો, વાઘરીને મદદ કરી માટે સન્તુષ્ઠ થયો અને રાત્રીનું સ્વપ્ન ફળીભૂત થશે કે કેમ તે વિચારે પ્રત્યેક પળે શ્રી કૃષ્ણ પરમાત્મા અમુક રૂપે આવશે એમ આશા રાખતો વખતો વખત બહાર ડોકીયાં કરતો હતો.

\+ + + + + +

બે સૈયાઓ લશ્કરી પોશાકમાં સ્ટેશન તરફથી ગામમાં ગયા, એક રબર ટાયરની ગાડીમાં પારસી બાનુ સ્ટેશન તરફ ગયાં, બે જુવાનો તડાકા મારતા પાસેની ચાની હોટેલમાં પેઠા, થોડી વાર પછી બીજી ફાટી

" ત્યારે આ નાના છોકરાના ઉપર હાથ ઉગામતાં એ વિચાર ક્યાં ગયો હતો ? પેલી સ્ત્રીથી કાંઇજ બોલાયું નહીં અને ટોપલો માથે મૂકી ચાલતી થઇ.

\+ + × + +

મલજી ઘરમાં આવ્યો અને કામે લાગ્યો. સન્ધ્યાકાળે ફાનસમાં દીવા થયા તે વેળા ઉઠયો અને બત્તી મળગાવી થોડુંક શીવવાનું બાકી હતું તે પુરૂં કરી રોટલો ખાઇ ફોકો પી હાથમા માળા લઇ ચન્દ્રમાના અજવાળામાં પાથરી સૂતો. સૂતા સૂતાં મન શાન્ત થયું.

ગઇ કાલનું સ્વપ્નું અને આજનો ઇતિહાસ સ્મરણપથમાં આવ્યો. અર્ધ નિદ્રિત સ્થિતિમા પડયો. સ્વપ્નામાં " મલજી મલજી, મ્હને ઓળખો છે. ? "

" કોણ છે. ? "

" હું "

વૃદ્ધ વાઘરીની આકૃતિ દેખાઇ થોડીક વાર ઉભી અને ચાલી ગઇ. વોહીજ પળે બાળકની સાથે એક સ્ત્રી દેખાઇ સ્ત્રીનું મોઢું હસતું હતું, બાલકની શ્વેત દંત કળીઓ દેખાતી હતી.

જામફળવાળી સ્ત્રી અને છોકરા દેખયા અદૃશ્ય થયા, આ નિદ્રાથી મલજીનું હૃદય આનંદ અનુભવવા લાગ્યું અને એક ચિત્રપટ પર નીચેના અક્ષરો વાંચ્યાઃ—

" न्यात जातनी तफावत राख्या विना, कोई पण तरेहना ऐहिक सुखनी आशा राख्या विना केवळ म्हारेज माटे म्हारा प्रभु नी प्रीति खातर क्षुधितने अन्न आपी, पीडितने आश्रय आपी संतोष्या छे, ते म्हनेज संतोष्या बरावर छे, म्हने मेळववानो एज उत्तम रस्तो छे.

" જ્યાં સ્નેહ છે ત્યાંજ હું છું. "

વાર્તા લહરી. બી. એ.

મારે તો માલ માલ જોઈએ એવા વિચાર ધરાવનારો બાવો બનાવવા માગતો નથી. પણ કલ્યાણનાં સાધનો કરનાર સાધુ, પોતાના સ્વાર્થનો ત્યાગ કરનાર ત્યાગી, સંકલ્પ વિકલ્પને તથા વાસનાઓને વશ કરનાર સન્યાસી અને અનેક માણસોનો ગુરૂ તથા પિતારૂપ થઇ શકે તેવો બાવો બનાવવા માગું છું.

એ સાંભળીને મેં કહ્યુ કે, ત્યારે શું તમે તેને નહિં પરણાવો.

ત્યારે સારાભાઈએ કહ્યુ કે, તેને ભણાવવો એ મ્હારૂં કામ છે. તેને પરણાવવો એ કાંઇ મ્હારૂં કામ નથી જો તેની પરણવાની ઇચ્છા હોય તો ખુશીથી પરણે, અને જો બ્રહ્મચર્ય પાળી શકે તેમ હોય તો એ વળી સૌથી શ્રેષ્ઠ વાત. એ બાબતમાં હું તેને કોઇ જાતનો આગ્રહ કરીશ નહિ. એ બાબત મ્હેં તેની મરજી ઉપર છોડીછે, અને સૌએ એમજ કરવુ જોઇએ, કારણ કે ક્યા માણસોના મનમા કઇ જાતની લાગણીઓ છે, અને તે કેવી પ્રકૃતિના માણસોને ચાહી શકે છે તે આપણે શું સમજીએ ? અને કદિ જરા તરા સમજીએ તો પણ તે આખી જીંદગીના સુખદુઃખના સ્વાલમાં આપણે શા માટે વચ્ચે પડીએ ? એ પચીસ વરસની ઉમ્મરનો છે, અને સારી રીતે કેળવાયેલો છે, તેથી પોતાનું ભલુ શેમાં છે તે બરોબર રીતે સમજે છે, માટે હું હવે એમાં વચ્ચે શા માટે પડુ ? .

એ સાંભળીને મેં પૂછ્યું કે, પણ તમારી ઇચ્છા શું ? એ પરણે તો તમે રાજી થાઓ કે કુંવારો રહે તો તમે રાજી થાઓ ?

ત્યારે સારાભાઇએ કહ્યું કે, તે બ્રહ્મચર્ય પાળે તો હું વધારે રાજી થાઉં કારણ કે જે પોતાના બધી જાતના ખાનગી સ્વાર્થનો ભોગ આપીને બાવો થવા નીકળે છે તે વળી બાયડીની ઉપાધિમાં શા માટે પડયો રહે ? લગ્નથી માણસોને નાની વાતોમાં રહી જવું પડે છે માટે જે માણસે ખરે ખરૂં કામ કરવું હોય તેણે તો બ્રહ્મચર્ય જ પસંદ કરવું જોઇએ. કદિ પોતાની વૃત્તિઓને ન " રોકી શકે, તો ખુશીથી પરણે એમા કંઇ

બહુ મોટી વાત નથી. કદાચ લાયક સ્ત્રી મળી જાય તો બન્ને સાથે મળીને ઉલટું વધારે કામ કરી શકે, એમ પણ બને, પણ એવો સંભવ હજી આપણા દેશમાં બહુ થોડો છે; કારણ કે સ્ત્રીઓ હજી કેળવણીમાં બહુ પછાત છે. મોટી ઉમ્મરની કન્યા મળી શકતી નથી, અને ઢીંગલા ઢીંગલી જેવા નાનાંમાંથી વરકન્યા મેળવવાં પડે છે, અને તે પણ પસંદ કરીને નહીં, પણ આજુ-બાજુના સંજોગોને આધારે તથા સ્વાર્થ મુખ્ય રાખીને સંબંધો બંધાય છે, તેથી એવા સંજોગોના લગ્ન બંધન. કજોડાના લગ્ન કરતાં, પોતાના સ્વાર્થનો ભોગ આપનાર આત્માઓ માટે ગમે તો બ્રહ્મચર્યજ વધારે સારૂં લાગે છે અને મારો જયસુખ પણ નૈષ્ઠિક બ્રહ્મચારી રહે એમ હું ઇચ્છું છું.

એ સાંભળીને મેં કહ્યું કે, અરેરે ! તમે પણ બહુ સખત દીલના છો. છતાં આપનો એ વ્હાલા દીકરાને આપો મત વાંકો રાખશો ? એવો કડવો ઘુંટડો તો તમનેજ ગળે ઉતરે હો, પણ આ બાબત દીકરો કેમ કબુલ કરશે ? અને એની મા કેમ સમજશે ? મુશ્કેલી તો તમને ત્યાં લાગશે. તમે તમારા મનને સમજાવી શકો, પણ તમારી બાયડી છોકરાંને કેમ સમજાવી શકશો ?

ત્યારે સારાભાઈએ કહ્યું કે, જયસુખ મ્હારા વિચારને મળતો છે તથા બ્રહ્મચર્ય પાળી શકે તેવો છે, તેથી તો મેં તેને આવો કરવા પસંદ કર્યો છે. જો એનામાં એ કુદરતી ગુણ ન હોત તો હું તેને એ લાઇનમાં મુકવાનો વિચાર કરત નહિ. કારણ કુદરતી સ્વભાવ વિરૂદ્ધનાં કામ કરાવવાથી કાંઈ ફાયદો થાય નહિ, પણ તેને ધનનો લોભ કે બાયડીની ઇચ્છા નથી, એટલે એની તરફની કાંઇ અડચણ નથી. તેમજ એની માની તરફથી પણ કાંઇ ઝાઝી મુશ્કેલી નથી. કારણકે તે પણ બહુ સારા સંસ્કારવાળી છે; એટલુંજ નહિ પણ તેના સારા ગુણો તથા ડહાપણને લીધેજ મારાં બધાં છોકરાં મને સન્તોષ આપે એવાં સારાં નીવડ્યાં છે. છતાં પણ જયસુખ કુંવારો રહે ને બાવો થાય એ તેને ગમે નહિ, જો-કે ધીરે ધીરે સમજાવી શકાય, અને અંતે આપણા મતમાં ખેંચી શકાય. તો પણ તે તેના અંતરના ઉમળકાથી તો નહિજ. એનો જય-

ભાઈને તેની બૈરીપર હેત રાખતો જોઈને અને તેનાં છોકરાંને રમાડીનેજ રાજી થાય, પણ બહુ મોટું કામ કરવું હોય તો એવું એવું કાંઈક તો ખમવું જ જોઈએ. એવું ખમ્યા વિના કાંઈ આગળ વધાય નહિ. કારણ કે બધી જાતની અનુકૂળતાઓ તો કયાંથી હોય? કાંઈક કાંઈક અડચણો તો હોયજ, પણ તેથી હારી જઈએ તો કામ કેમ થાય?

આ સાંભળીને મ્હેં કહ્યું કે, શું ત્યારે તમે ખરેખર બાવો બનાવવાના?

ત્યારે સારાભાઈએ કહ્યું કે, એમાં શક શું? હું તો રાજ્યની નોકરીમાં પડી રહ્યો અને મારી જીંદગીમાં કાંઈ દેશની સેવા કરી ન શક્યો, પણ છોકરાઓ હવે કાંઈક સેવા કરી શકે એમ તો કરીએ? જો એટલું થાય તો પણ સન્તોષ. કારણકે દેશની સેવા કરી શકે એવાં એક બે માણસો આપણાં કુટુંબમાંથી તૈયાર કરવાં અને તેને બહાર પાડવાં એ પુન્ય પણ કાંઈ જેવું તેવું નથી. એમ કરવું એ પણ બહુ મોટી વાત છે. એટલુંજ નહિ પણ મને તો એમ લાગે છે કે જ્યારે દરેક કુટુંબોમાંથી સ્વયંસેવકો તૈયાર થશે, અને જ્યારે માબાપો એમ સમજતા થશે કે, દેશની સેવા માટે અમારે અમારી તરફથી કોઈ પણ લાઈનમાં બહાર પડીને કામ કરી શકે તેવો ઓછામાં ઓછો એક પણ છોકરો તૈયાર કરીને આપવોજ જોઈએ ત્યારેજ દેશનો ઉદ્ધાર થશે.

એ સાંભળીને મેં કહ્યું કે ખરેખરૂં એમજ છે, પણ મને અજાયબી એ લાગે છે કે જશભાઈ જેવા વિદ્વાન દીકરાને બાવો બનાવવાનું તમને કેમ સુઝયું?

ત્યારે સારાભાઈએ કહ્યું કે, ચક્રવર્તી મહારાજાધિરાજ મહાત્મા અશોકે પોતાના દીકરાઓને બાવા બનાવ્યા હતા, અને પોતાની દીકરીઓને બાવી બનાવી હજારો ગાઉં દૂર આવેલા મુલકોમાં પોતાના ધર્મનો ઉપદેશ કરવા માટે મોકલી હતી. કારણકે મહારાજા અશોકને એમ

લાગ્યું હતું કે, સાચા જ્ઞાનવાળા નિઃસ્પૃહી બાવાઓ બનાવ્યા વિ ધર્મનો ફેલાવો નહિ થઈ શકે, તેથી પોતાના ચક્રવર્તી રાજ્યના વૈભવ વૈભવો છોડાવીને તેણે પોતાના કુંવરોને બાવા, તથા સુકોમળ રાજકું ઓને બાવીઓ બનાવી હતી. તેમજ મને લાગે છે કે પોતાના સ્વા નો ભોગ આપનારા, અને સારે રસ્તે કામ લેનારા દેશ હિતક બાવાઓ જ્યાં સુધી થાય નહિ ત્યાં સુધી આપણા દેશ ઉદ્ધાર થવાનો નથી. માટે આપણે પ્રથમ આપણે પોત ઘેરથી સ્વાર્થ તજનારા, સેવા કરવા ઇચ્છનારા અને શ્રીમદ્ભગ ગીતાના ફળત્યાગી કર્મયોગના મહાન સિદ્ધાંત પ્રમાણે વર્તન 'નિઃસ્પૃહી ત્યાગી બાવાઓ તૈયાર કરવા જોઇએ.

મેં કહ્યું, એ તો ખરૂં, પણ એવો કઠીન ત્યાગ કેમ બને પોતાનો સ્વાર્થ છોડી દેવા, પોતાના સુખ છોડી દેવાં, અને ઇરાદા પૂ દુઃખ ખમવાં, એ કાંઈ આજના મોજ શોખના વખતમા સહેલી નથી.'

ત્યારે સારાભાઇએ કહ્યું કે, પણ ચક્રવર્તી મહારાજા અશોકે પોત સુકુમાર જુવાન કુંવરીને બાવી બનાવીને સિંહલદ્વિપ મોકલી તેના ક કાંઈ આપણા દીકરાં મો વધારે નાજુક નથી, અને ચક્રવર્તી મહા અશોકના વૈભવો તથા સુખો કરતાં આપણાં છોકરાંને કાંઇ વ સુખો અને વૈભવો નથી. આપણા દેશની ગરીબાઇને લીધે આ તો હાલમાં દરિદ્રાજ છીએ. આપણે શું વધારે ત્યજવું પડે છે? હું બહુ સુખી માણસ ગણાઉં છું, તોપણ મારી પાસે હજારથી વધારે રૂપીઆ નથી, અને તે પણ કાંઇક આડા અવળા ચૈ પીંડાળા કરીને મેળવેલા. તેમાં મને પાચ દીકરા અને ત્રણ દીકરીએ તથા છોકરાઓને ભણાવવા વિગેરેનાં ખર્ચો બાકી છે. એટલે તો જયારઅંઇને ભાગે એક તુટેલું ફુટેલું ઘડું પડું થઇ સં ઘર, ને બસ હજાર રૂપીઆ આવે. એમાં તે શું ન્યાલ થઇ જવાનો કે એટલું પણ ન સજી શકે? અને બાયડી ત્યજવી એમાં

કાંઈ મોટી વાત નથી, કારણકે આપણા લોકોમાં હાલ મન ગમતી બૈરી મળે છે જ કયાં ? અને તેમાં પણ અમારી નાતમાં તો કન્યાઓનો દુકાળજ છે. જશભાઈ માટે બહુ મહેનત કરીએ તોપણ સાત વર્ષથી વધારે મોટી કન્યા અમારામાં મળી શકેજ નહિ. કારણકે કન્યાઓની અછત એટલે ઘોડીયાંમાંથીજ છોકરીઓના વેશવાળ થઈ જાય. તેમ છતાં ધારોકે કદી મોટી કન્યા પણ મળે તોપણ તે રૂપમાં બરોબર હોય નહિ, રૂપમાં સારી હોય તો ગુણમાં મીંડું હોય, કાંઈક એકાદો ગુણ હોય તો સાથે એકાદો મોટો વ્હેમ પણ હોય, એટલે આપણાં હાલનાં લગ્ન એ તો લકકડના લાડુ છે, " खायगा वो भी पस्तायगा अने नहि खायगा वो भी पस्तायगा " આવાં કજોડાંનાં લગ્ન ત્યજી દેવા જેટલું મન વશ રાખવું એમાં તે શું મોટો ત્યાગ કરવાનો છો? શું એટલું પણ ન બને ? અને જે આવા સહેલા ત્યાગ પણ ન કરી શકે તે દેશના કલ્યાણને અર્થે ઘણી જાતનાં દુઃખો કેવી રીતે ખમી શકે ? માટે દેશની સેવા કરવા સારૂ આવા થવા ઇચ્છનારે તો આવા સ્હેલા સ્હેલા ત્યાગ કરવાંજ જરૂર શીખવું જોઇએ.

મેં કહ્યું, એ વાત સાચી છે, પણ આપણા લોકો એટલા બધા પાછળ પડી ગયા છે કે દેશના કલ્યાણને ખાતર આવો સાદો ત્યાગ, આવો નાનો ત્યાગ પણ તેઓ કરી શકતા નથી. વારૂ; તમારા બીજા દીકરાઓ માટે શું વિચાર છે ? તેઓને કઈ લાઇનમાં મૂકવા ધારો છો ?

ત્યારે સારાભાઈએ કહ્યું કે, જશભાઈથી નાના બીજા મણિભાઇ છે તે બી. એ. ના અભ્યાસમાં છે, હેને હવે વેપારી કોલેજમાં, દાખલ કરવો છે. કારણકે એનું મગજ એ જાતનું છે. માટે બે વરસ વેપારી કેળવણી આપ્યા પછી મીલોના એજંટ તરીકે તેને ચીન મોકલવો છે. ત્રીજો હરભાઇ છે તેને રસાયણશાસ્ત્ર શીખવા માટે પ્રોફેસર ગજ્જર સાહેબની લેબોરેટરીમાં મોકલ્યો છે અને ત્યાં ત્રણ વર્ષ પુરાં

થયા પછી અનુભવ લેવા માટે બે વર્ષ બાલ્ટીનની મોટી કેમીસ્ટ્રી કોલેજમાં મુક્યો છે. તેને ગાયકવાડ સરકારની સ્કોલરશીપ મળવાની આશા છે. ચોથો છગુભાઇ મેટ્રીકમાં છે, તેને ખેતીવાડીની કોલેજમાં મુકવો છે, કારણકે તેનું મગજ એ કામ માટે લાયકનું છે, અને મારા લાગવગથી કાઠિયાવાડના કોઇ રાજ્યમાં બહુ થોડા પૈસામાં ઘણી જમીન તથા મોટા હકો મળી શકે તેમ છે. કારણકે બે ચાર રાજ્યના કારભારીઓ સાથે આપણને સારૂં છે, અને સાહેબને લીધે એમને વખતોવખત મારૂં કામકાજ પડયા કરે છે. માટે આવી તકનો લાભ સહેલાઇથી લઇ શકાય તેમ છે. એમાં કાંઇ આપણે અન્યાય કરવો નથી, પણ કાંઇક ફાયદો તો લેવોજ. અને તે મળી શકે તેમ છે. માટે એક છોકરાને એ ખાતામાં નાંખવો છે, અને પાંચમા છોટુભાઇને લશ્કરી ખાતામાં દફેદાર કે સુબેદાર બનાવવો છે. એ એ કામને લાયક છે, અને તેને તક મળે તો આગળ જતાં તે જનરલ થઇ શકે તેવો છે. આ પ્રમાણે દેશની જરૂરીઆત ધ્યાનમાં લઇને મારા પાંચે છોકરાને મેં જુદી જુદી લાઇનમાં ગોઠવવા નક્કી કર્યું છે, અને મ્હારી મોટી દીકરી ગૌરીલક્ષ્મીબ્હેન બાળવિધવા છે તે અમારે ઘેર સ્ત્રીઓની બપોરની સ્કુલ ચલાવે છે.

એ સાંભળીને મેં કહ્યું કે, અહો ! તમારી દીકરી પણ એવું સારૂં કામ કરે છે ? એ બહુજ ખુશીની વાત. આપણા દેશની બિચારી લાખો બાળવિધવાઓ અંધારા ઘરના એકાંત ખુણામાં પડી પડી રોયા કરે છે, અને આભડવા જવામાં, કુટવામાં કુટવામાં તથા રોદણાં રોવામાં જ પોતાની જીંદગી ગુમાવી દે છે, તેને બદલે તમારી દીકરી ગૌરીલક્ષ્મીબ્હેન એવાં સારાં કામોમાં રોકાયલી રહે છે એ બહુજ ખુશીની વાત છે. વારૂ, પણ તમારા ધંધામાં તમારા એકે દીકરાને નહિ નાંખો ? અમલદારોનું અને સત્તાનું સુખ તેને નહિ ચાખવા દો ?

એ સાંભળીને સારાભાઇએ કહ્યું કે, રાજની નોકરીમાં હવે અગાઉના જેવી મઝે રહી નથી. અને સિરસ્તદારી કરવામાં મને લો

બહુ કડવો અનુભવ મળ્યો છે. કારણકે એમાં ઘણાંએ કાળાં ધોળાં કરવાં પડેછે. બહુજ ખુશામત કરવી પડે છે, અને જો જરાક લાલચમાં પડી જઇએ તો ઘણી વખત અંતર વેચીને કામ કરવું પડે છે, અને એ રસ્તામાં વારંવાર નાની મોટી એટલી બધી લાલચો આવ્યા કરે છે કે તેમાંથી બચવું એ બહુ મુશકેલ છે. માટે અમે ભાઇ બાઇ કહેવાણા અને રાજમાન રાજેશ્રી લખાણા તે જ બસ છે. હવે હું મારા છોકરાઓને એવા બનાવવા માગતો નથી, કારણકે રાજ્યની નોકરી કરવાથી જીભ ઉપર તાળું દેવું પડે છે, એટલે કે જાહેર પ્રજાના લાભ માટે છૂટથી બોલી શકાતું નથી, અને એ લાઇનમા પડેલા માણસો એવા હુકમ કરવાની ટેવવાળા, એવા કડક મિજાજના, અને એવી ખોટી મોટાઈ વાળા, તથા એવી નાજુકાઇવાળા બની જાય છે કે પછી તેઓથી દેશસેવાનાં કાંઈ પણ કામો બની શકતાં નથી. માટે આજ સુધી ગોટાળા પીંડાળા વાળીને મેં જેમ તેમ નીભાવ્યું તેજ ઘણું છે, પણ હવે હું એમાં મારા છોકરાઓને મૂકવા ઇચ્છતો નથી. જો ધારૂં તો ઉપરો અમલદારોના વગથી તેઓને બહુજ સારે ઠેકાણે ગોઠવી શકું તેમ છું, છતાં પણ એવી નમાલી અને કડગી જીંદગીમા હું તેઓને રાંખી મૂકવા ઇચ્છતો નથી, વારૂ, પણ તમે તમારા છોકરાઓને કઇ લાઇનમાં મૂકવા ધારો છો ?

એ સાંભળીને મેં કહ્યું કે,મારા છોકરાઓ ! એની તો કાંઇ વાતજ ન પૂછો. મોટો હેરકટીંગની દુકાન કઢે તેવો છે, પણ એ ધંધો પણ તેને બરાબર આવડે એમ મને લાગતું નથી. બીજાતો બુધવારના વાંધા છે, એટલે તે પણ ગાડી વાળીશ પાનીઆં જેવો છે. એ કાંઇ કરી શકે એમ મને લાગતું નથો. અને ત્રીજો સોથી નાનો છોકરો મહા લફંગો છે. તે સાપ પકડવાના ધંધા કરે તેવો છે અને મને લાગે છે કે તેની જીંદગી કેદખાનામાં જ પૂરી કરશે. કારણકે એની મા બહુજ ખરાબ છે, તેને બહુ જ ખોટાં ખોટાં લાડ, કરીને છોકરાઓને બગાડેલ છે, અને ઘરમાં આપણું કાંઇ ચાલે નહિ એટલે પછી ઉપાય શું ? મેં ઘણુએ કહ્યું કે તેને મુંબાઇ મોકલીએ,

અને ખૂબ ભણાવીએ, પણ એ બલાઆતું કાંઇ માને કે ? તે કહે કે મારા દીકરાને મારી નજરથી દૂર ક્યાંઇ જવા દઇશ નહિ, અને અમારા પાડોશી ડૉકટરે, વાત ઉપરથી વાત નીકળતાં, એમ કહી દીધું કે છોકરાંઓને માથે ભણવાની ફીકર હોય ત્યાં સુધી શરીરે સારાં થાય નહિ. એ સાંભળીને એણે તો ગાંઠ વાળી, તેથી છોકરાંને નિશાળે મોકલવાનાજ વાંધા, અને બીજી તરફ ખોટાં લાડ, ખોટું ઉપરાણું, અને વાહીને બીજાઓનું અપમાન કરતાં, જૂઠું બોલતાં તથા લુચ્ચાઇ કરતાં શીખવે, અને એમાં મજે માને, એનું પરિણામ તે બીજું શું થાય ? હું તો એ બાયડીથી તથા છોકરાંઓથી તોબા તોબા થઇ ગયો છું. અને હવે જુવાન ઉમ્મરનાં છોકરાઓને ઝાઝું કહીએ પણ શું ? મોટો વીશ વરસનો છે, અને ત્રીજો સોળ વરસનો છે, એટલે હવે એક કહું તો ચાર સાભળું તેમ છું. અને હવે તો નાના છોકરાની લડૂઆઇથી, વચલા છોકરાના બેખબરાપણાથી અને મ્હોટાની મૂર્ખાઇથી તે પણ કટાળી ગઇ છે. પણ હવે ઉપાય શું ? તેનો કાંઇ રસ્તો બતાવો.

એ સાભળીને સારાભાઇએ કહ્યું કે, હા' એનો રસ્તો બહુ સ્હેલો છે. આપણા કવિના દેશસેવકો બનાવવાના ખાતામાં તેઓને મૂકો. એટલે ત્યાં તેઓના સ્વભાવને અનુકૂળ આવતી લાઇનમાં તેમને લગાડશે. અને પારકી મા વિના કાન ન વીંધાય, તેમ હવે તમારાથી એ છોકરાઓ નહિ સુધરે, પણ કવિના હાથ નીચે તેઓ સુધરી જશે. કારણકે એઓનો પાસેથી કેમ કામ લેવું તે કવિને બરોબર રીતે આવડે છે. ત્યાં તમે તેઓને દાખલ કરો, એ માટે કવિ ઉપર ભલામણ હું આપીશ.

એ સાંભળીને મેં પૂછ્યું કે, દેશસેવકો તૈયાર કરવાનાં ખાતાંને કાંઇક હકીકત તો મને કહો ? એ માટે હું કાંઇ જાણતો નથી.

ત્યારે સારાભાઇએ કહ્યું કે, આજે તો ઓફિસમાં જવાનો ટાઇમ થઇ ગયો છે, માટે બીજી વખત મળશું ત્યારે એ બાબતનો ખુલાસો

હું તમને કહીશ. આજે તો હવે "જય સચ્ચિદાનંદ" એમ કહી બન્ને મિત્રો છુટા પડયા.

( નવા યુગની વાતો ભાગ-૧. )

## ખરુ ધર્મક્ષેત્ર.

" પિતા, માતા, પત્નિ, પુત્ર એમાંના કોઇ ઉપર પણ મારાથી પૂર્ણ પ્રેમ થઇ નહિ શકે તો સંપૂર્ણ માનવજાતિ ઉપર તેમજ અનંત અને અચિંત્ય એવા પરમેશ્વર ઉપર શી રીતે થઇ શકશે ? જન્મભૂમિ ઉપર પ્રેમ ઉત્પન્ન નહિ થાય તો કલ્પનાતીત એવા સમગ્ર વિશ્વ ઉપર શી રીતે થઇ શકશે ? ગંગા ઉગમસ્થાને નાની હોય છે પરંતુ છેવટે તે સાગરને મળે છે. વૃક્ષનો અંકુર પ્રથમ નાનો હોય છે, પરંતુ ક્રમે ક્રમે વધી તે વનમાં વિશાળ છાયા આપવા જેવડું મોટું થાય છે. ઘર છોડી વનમાં જવાથી મનમાં રહેલી વાસનાઓ શું નષ્ટ થશે? કાંટાવાળું ઝાડ એક ઠેકાણેથી ઉપાડી બીજે ઠેકાણે વાવવાથી તેના કાંટા નષ્ટ થશે કે ? સંસારમાંની અનેક મોહક વસ્તુઓ ઇન્દ્રિયોને આકર્ષે છે અને તેથી વાસનાનો ઉદય થાય છે. વનમાં જઇ ઇન્દ્રિયોને ભૂખી રાખવાથી શું વાસના અગ્નિ શાંત થશે ? આંધળાને જોવાની અને બહેરાને સાંભળવાની પ્રબળ ઇચ્છા નથી હોતી કે ? મનુષ્યમાત્ર ચક્ષુહીન કે કર્ણહીન થાય તો તેથી શું તેને પરમાર્થનો લાભ મળશે ? ખરેખર, આ માર્ગ સત્ય ધર્મનો નથી. આ અધર્મનો માર્ગ જોઇ મારૂં હૃદય વ્યથિત થાય છે. ઇન્દ્રિયો અને વાસનાનો છેક નાશ કરવામાં આવે તો પછી મનુષ્યત્વ રહેજ શી રીતે ? વૃક્ષનાં ફળ, ફુલ, શાખાઓ અને પાંદડાંનો નાશ કરવામાં આવે તો પછી તેનું વૃક્ષત્વ રહેજ.

ભાઈને તેની બૈરીપર હેત રાખતો જોઈને અને તેનાં છોકરાંને રમાડીનેજ રાજી થાય, પણ બહુ મોટું કામ કરવું હોય તો એવું એવું કાંઈક તો ખમવું જ જોઈએ. એવું ખમ્યા વિના કાંઈ આગળ વધાય નહિ. કારણ કે બધી જાતની અનુકૂળતાઓ તો ક્યાંથી હોય? કાંઈક કાંઈક અડચણો તો હોયજ, પણ તેથી હારી જઈએ તો કામ કેમ થાય?

આ સાંભળીને મ્હેં કહ્યું કે, શું ત્યારે તમે ખરેખર બાવો બનાવવાના?

ત્યારે સારાભાઈએ કહ્યું કે, એમાં શક શું? હું તો રાજ્યની નોકરીમાં પડી રહ્યો અને મારી જીંદગીમાં કાંઈ દેશની સેવા કરી ન શક્યો, પણ છોકરાઓ હવે કાંઈક સેવા કરી શકે એમ તો કરીએ? જો એટલું થાય તો પણ સન્તોષ. કારણકે દેશની સેવા કરી શકે એવાં એક બે માણસો આપણાં કુટુંબમાંથી તૈયાર કરવાં અને તેને બહાર કાઢવાં એ પુન્ય પણ કાંઈ જેવું તેવું નથી. એમ કરવું એ પણ બહુ મોટી વાત છે. એટલુંજ નહિ પણ મને તો એમ લાગે છે કે જ્યારે દરેક કુટુંબોમાંથી સ્વયંસેવકો તૈયાર થશે, અને જ્યારે માબાપો એમ સમજતા થશે કે, દેશની સેવા માટે અમારે અમારી તરફથી કોઈ પણ લાઈનમાં બહાર પડીને કામ કરી શકે તેવો ઓછામાં ઓછો એક પણ છોકરો તૈયાર કરીને આપવોજ જોઈએ ત્યારેજ દેશનો ઉદ્ધાર થશે.

એ સાંભળીને મેં કહ્યું કે ખરેખરૂં એમજ છે, પણ મને અજાયબી એ લાગે છે કે જશભાઈ જેવા વિદ્વાન દીકરાને બાવો બનાવવાનું તમને કેમ સુઝ્યું?

ત્યારે સારાભાઈએ કહ્યું કે, ચક્રવર્તી મહારાજાધિરાજ મહાત્મા અશોકે પોતાના દીકરાઓને બાવા બનાવ્યા હતા, અને પોતાની દીકરીઓને બાવી બનાવી હજારો ગાઉ દૂર આવેલા મુલકોમાં પોતાના ધર્મનો ઉપદેશ કરવા માટે મોકલી હતી. કારણકે મહારાજા અશોકને એમ

લાગ્યું હતું કે, સાચા જ્ઞાનવાળા નિઃસ્પૃહી બાવાઓ બનાવ્યા વિના ધર્મનો ફેલાવો નહિ થઇ શકે, તેથી પોતાના ચક્રવર્તી રાજ્યના દેવતાઇ વૈભવો છોડાવીને તેણે પોતાના કુંવરોને બાવા, તથા સુકોમળ રાજકન્યાઓને બાવીઓ બનાવી હતી. તેમજ મને લાગે છે કે પોતાના સ્વાર્થનો ભોગ આપનારા, અને સારે રસ્તે કામ લેનારા દેશ હિતકારી બાવાઓ જ્યાં સુધી થાય નહિ ત્યાં સુધી આપણા દેશનો ઉદ્ધાર થવાનો નથી. માટે આપણે પ્રથમ આપણે પોતાના ઘેરથી સ્વાર્થ તજનારા, સેવા કરવા ઇચ્છનારા અને શ્રીમદ્‌ભગવદ્‌ ગીતાના ફળત્યાગી કર્મયોગના મહાન સિદ્ધાંત પ્રમાણે વર્તનારા નિઃસ્પૃહી ત્યાગી બાવાઓ તૈયાર કરવા જોઇએ.

મેં કહ્યું, એ તો ખરૂં, પણ એવો કઠીન ત્યાગ કેમ બને ! પોતાનો સ્વાર્થ છોડી દેવો, પોતાનાં સુખ છોડી દેવાં, અને ઇરાદા પૂર્વક દુઃખ ખમવાં, એ કાંઈ આજના મોજ શોખના વખતમાં સહેલી વાત નથી.

ત્યારે સારાભાઇએ કહ્યું કે, પણ ચક્રવર્તી મહારાજા અશોકે પોતાની સુકુમાર જુવાન કુંવરીને બાવી બનાવીને સિંહલદ્વિપ મોકલી તેના કરતાં કાંઈ આપણા છોકરાંઓ વધારે નાજુક નથી, અને ચક્રવર્તી મહારાજા અશોકના વૈભવો તથા સુખો કરતાં આપણાં છોકરાંને કાંઇ વધારે સુખો અને વૈભવો નથી. આપણા દેશની ગરીબાઇને લીધે આપણે તો હાલમાં દરિદ્રીજ છીએ. આપણે શું વધારે ત્યજવું પડે એમ છે ? હું બહુ સુખી માણસ ગણાઉં છું, તોપણ મારી પાસે વીસ હજારથી વધારે રૂપીઆ નથી, અને તે પણ કાંઇક આડા અવળા ગોટાળા પીંછાળા કરીને મેળવેલા. તેમાં મને પાંચ દીકરા અને ત્રણ દીકરીઓ છે, તથા છોકરાઓને ભણાવવા વિગેરેનાં ખર્ચો બાકી છે. એટલે બહુ તો જયશભાઇને ભાગે એક તુટેલું ફુટેલું પડું પડું થઇ રહેલું ઘર, ને ત્રણ હજાર રૂપીઆ આવે. એમાં તે શું ન્યાલ થઇ જવાનો હતો કે એટલું પણ ન ત્યજી શકે ! અને આવડી ત્યજવી એમાં પણ

કાંઇ મોટી વાત નથી, કારણકે આપણા લોકોમાં હાલ મનઃ ગમતી મેરી મળે છે જ ક્યાં ? અને તેમાં પણ અમારો ન તમાં તો કન્યાઓનો દુકાળજ છે. જેરાજભાઇ માટે બહુ મહેનત કરીએ તોપણ સાત વર્ષથી વધારે મોટી કન્યા અમારામાં મળી શકેજ નહિ. કારણકે કન્યાઓની અછત એટલે ઘોડીયાંમાંથીજ છોકરીઓના વેશવાળ થઇ જાય. તેમ છતાં ધારોકે કદી મોટી કન્યા પણ મળે તોપણ તે રૂપમાં બરોબર હોય નહિ, રૂપમાં સારી હોય તો ગુણમાં ભીંડું હોય, કાંઇક એકાદો ગુણ હોય તો સાથે એકાદો મોટો વ્હેમ પણ હોય, એટલે આપણાં ન્હાનાં લગ્ન એ તો લક્કડના લાડુ છે, " खावगा वो भी पस्तावगा अने नहि खावगा वो भी पस्तावगा " આવાં કજોડાંનાં લગ્ન ત્યજી દેવા જેટલું મન વશ રાખવું એમાં તે શું મોટો ત્યાગ કરવાનો છે ? શું એટલું પણ ન બને ? અને જે આવા સ્હેલા ત્યાગ પણ ન કરી શકે તે દેશના કલ્યાણને અર્થે ઘણી જાતનાં દુઃખો કેવી રીતે ખમી શકે ? માટે દેશની સેવા કરવા સારૂ, આવા થવા ઇચ્છનારે તો આવા સ્હેલા સ્હેલા ત્યાગ કરવાંજ જરૂર શીખવું જોઇએ.

મેં કહ્યું, એ વાત સાચી છે, પણ આપણા લોકો એટલા બધા પાછળ પડી ગયા છે કે દેશના કલ્યાણને ખાતર આવો સહેલો ત્યાગ, આવો નાનો ત્યાગ પણ તેઓ કરી શકતા નથી. વારૂ; તમારા બીજા દીકરાઓ માટે શું વિચાર છે ? તેઓને કઇ લાઇનમાં મુકવા ધારો છો ?

ત્યારે મહારાજ઼ઇએ કહ્યું કે, જેરાજભાઇથી નાના બીજા મણિભાઇ છે તે બી. એ. ના અભ્યાસમાં છે, હેને હવે વેપારી કોલેજમાં દાખલ કરવો છે. કારણકે એનું મન એ તરફ છે. માટે બે વરસ વેપારી કેળવણી આપ્યા પછી મીલોના એજંટ તરીકે તેને ચીન મોકલવો છે. ત્રીજો હરજીભાઇ છે તેને રસાયણશાસ્ત્ર શીખવા માટે પ્રોફેસર ગજ્જર સાહેબની લેબોરેટરીમાં મોકલ્યો છે અને ત્યાં અભ્યાસ પુરો

બહુ હેવો અનુભવ મળ્યો છે. કારણકે એમાં ઘણુંએ કાળાં ધોળાં કરવાં પડે છે, બહુજ ખુશામત કરવી પડે છે, અને જો જરાક લાલચમાં પડી જઈએ તો ઘણી વખત અંતર વેચીને કામ કરવું પડે છે, અને એ રસ્તામાં વારંવાર નાની મોટી એટલી બધી લાલચો આવ્યા કરે છે કે તેમાંથી બચવું એ બહુ મુશ્કેલ છે. માટે અમે ભાઈ ભાઈ કહેવાણા અને રાજમાન રાજેશ્રી લખાણા તે જ બસ છે. હવે હું મારા છોકરાઓને એવા બનાવવા માગતો નથી, કારણકે રાજ્યની નોકરી કરવાથી જીભ ઉપર તાળું દેવું પડે છે, એટલે કે જાહેર પ્રજાના લાભ માટે છૂટથી બોલી શકાતું નથી, અને એ લાઈનમાં પડેલા માણસો એવા હુકમ કરવાની ટેવવાળા, એવા કડક મિજાજના, અને એવી ખોટી મોટાઈ વાળા, તથા એવી નાજુકાઈવાળા બની જાય છે કે પછી તેઓથી દેશસેવાનાં કાંઈ પણ કામો બની શકતાં નથી. માટે આજ સુધી ગોટાળા પીંડાળા વાળીને મેં જેમ તેમ નીભાવ્યું તેજ ઘણું છે, પણ હવે હું એમાં મારા છોકરાઓને મૂકવા ઇચ્છતો નથી. જો ધારૂં તો ઉપરી અમલદારોના વગથી તેઓને બહુજ સારે ઠેકાણે ગોઠવી શકું તેમ છું, છતાં પણ એવી નમાલી અને કઢંગી જીંદગીમાં હું તેઓને રાખી મૂકવા ઇચ્છતો નથી; વારૂ, પણ તમે તમારા છોકરાઓને કઇ લાઇનમાં મૂકવા ધારો છો ?

એ સાંભળીને મેં કહ્યું કે, મારા છોકરાઓ ! એની તો કાંઇ વાતજ ન પૂછો. મોટો હેરકટીંગની દુકાન કાઢે તેવો છે, પણ એ ધંધો પણ તેને બરાબર આવડે એમ મને લાગતું નથી. બીજામાં બુધવારના વાંધા છે, એટલે તે પણ માડી વાળેલ પાનીઆં જેવો છે. એ કાંઇ કરી શકે એમ મને લાગતું નથી. અને ત્રીજો સૌથી નાનો છોકરો મહા લફંગો છે. તે સાપ પકડવાના ધંધા કરે તેવો છે અને મને લાગે છે કે તેની જીંદગી કેદખાનામાં જ પૂરી કરશે. કારણકે એની મા બહુજ ખરાબ છે, તેને બહુ જ ખોટાં ખોટાં લાડ કરીને છોકરાઓને બગાડેલ છે, અને ઘરમાં આપણું કાંઈ ચાલે નહિ એટલે પછી ઉપાય શું ? મેં ઘણુંએ કહ્યું કે તેને મુંબાઇ મોકલીએ,

અને ખૂબ ભણાવીએ, પણ એ ભણાખાતું કાંઇ માને કે ? તે કહે કે મારા દીકરાને મારી નજરથી દૂર ક્યાંઇ જવા દઇશ નહિ, અને અમારા પાડોશી ડૉકટરે, વાત ઉપરથી વાત નીકળતાં, એમ કહી દીધું કે છોકરાંઓને માથે ભણવાની ફીકર હોય ત્યાં સુધી શરીરે સારાં થાય નહિ. એ સાંભળીને એણે તો ગાંઠ વાળી, તેથી છોકરાંને નિશાળે મોકલવાનાજ વાંધા, અને બીજી તરફ ખોટાં લાડ, ખોટું ઉપરાણું, અને ચાહીને બીજાઓનું અપમાન કરતાં, જૂઠું બોલતાં તથા લુચ્ચાઈ કરતાં શીખવે, અને એમાં મજે માને, એનું પરિણામ તે બીજું શું થાય ? હું તો એ બાયડીથી તથા છોકરાંઓથી તોબા તોબા થઇ ગયો છું. અને હવે જુવાન ઉમ્મરનાં છોકરાંઓને ઝાઝું કહીએ પણ શું ? મોટો વીશ વરસનો છે, અને બીજો સોળ વરસનો છે, એટલે હવે એક કહું તો ચાર સાંભળું તેમ છું. અને હવે તો નાના છોકરાની લફંગાઇથી, વચલા છોકરાના બેખબરપણાથી અને મ્હોટાની મૂર્ખાઇથી તે પણ કંટાળી ગઈ છે. પણ હવે ઉપાય શું ? તેનો કાંઇ રસ્તો બતાવો.

એ સાંભળીને સારાભાઇએ કહ્યું કે, હા' એનો રસ્તો બહુ સ્હેલો છે. આપણા કવિના દેશસેવકો બનાવવાના ખાતામાં તેઓને મૂકો. એટલે ત્યાં તેઓના સ્વભાવને અનુકૂળ આવતી લાઇનમાં તેમને લગાડશે. અને પારકી મા વિના કાન ન વીંધાય, તેમ હવે તમારાથી એ છોકરાઓ નહિ સુધરે, પણ કવિના હાથ નીચે તેઓ સુધરી જશે, કારણકે, એઓની પાસેથી કેમ કામ લેવું તે કવિને બરાબર રીતે આવડે છે. ત્યાં તમે તેઓને દાખલ કરો, એ માટે કવિ ઉપર ભલામણ હું આપીશ.

એ સાંભળીને મેં પૂછ્યું કે, દેશસેવકો તૈયાર કરવાનાં ખાતાની કાંઇક હકીકત તો મને કહો ? એ માટે હું કાંઇ જાણતો નથી.

ત્યારે સારાભાઇએ કહ્યું કે, આજે તો ઓફિસમાં જવાનો ટાઇમ થઇ ગયો છે, માટે બીજી વખત મળશું ત્યારે એ બાબતનો ખુલાસો

હું તમને કહીશ. આજે તો હવે "જય સચ્ચિદાનંદ" એમ કહી બન્ને મિત્રો છુટા પડ્યા.

( નવા યુગની વાતો ભાગ-૧. )

---

## ગુરુ ધર્મસેવ.

---

"પિતા, માતા, પત્નિ, પુત્ર એમાંના કોઇ ઉપર પણ માણસથી પૂર્ણ પ્રેમ થઇ નહિ શકે તો સંપૂર્ણ માનવજાતિ ઉપર તેમજ અનંત અને અચિંત્ય એવા પરમેશ્વર ઉપર શી રીતે થઇ શકશે? જન્મભૂમિ ઉપર પ્રેમ ઉત્પન્ન નહિ થાય તો કલ્પનાતીત એવા સમગ્ર વિશ્વ ઉપર શી રીતે થઇ શકશે? ગંગા ઉગમસ્થાને નાની હોય છે પરંતુ છેવટે તે સાગરને મળે છે. વૃક્ષનો અંકુર પ્રથમ નાનો હોય છે, પરંતુ ક્રમે ક્રમે વધી તે વનમાં વિશાળ છાયા આપવા જેવડું મોટું થાય છે. ઘર છોડી વનમાં જવાથી મનમાં રહેલી વાસનાઓ શું નષ્ટ થશે? કાંટાવાળું ઝાડ એક ઠેકાણેથી ઉપાડી બીજે ઠેકાણે વાવવાથી તેના કાંટા નષ્ટ થશે કે? સંસારમાંની અનેક મોહક વસ્તુઓ ઇન્દ્રિયોને આકર્ષે છે અને તેથી વાસનાનો ઉદય થાય છે. વનમાં જઇ ઇન્દ્રિયોને ભૂખી રાખવાથી શું વાસના સમૂળ નષ્ટ થશે? આંધળાને જોવાની અને બહેરાને સાંભળવાની પ્રબળ ઇચ્છા નથી હોતી કે? મનુષ્યજાત ચક્ષુહીન કે કર્ણહીન થાય તો તેથી શું તેને પરમાર્થના લાભ મળશે? ખરેખર, આ માર્ગ સત્ય ધર્મનો નથી. આ અધર્મનો માર્ગ છે. માણસ હૃદયશૂન્ય થાય કે ઇન્દ્રિયો અને વાસનાનો છેક નાશ કરવામાં આવે તો પછી મનુષ્યત્વ રહેશે શી રીતે? વૃક્ષનાં ફળ, ફુલ, શાખાઓ અને પાંદડાંનો નાશ કરવામાં આવે તો પછી તેનું વૃક્ષત્વ રહેશે

એક ઉત્સવના વખતે પહેરવાને ઉત્તમ પોશાક ખરીદવા માટે રાજકુમારે લોયેરેશાઈનને ઘણા રૂપિયા આપ્યા હતા, પરન્તુ તેણે તેવો પોશાક વેચાતો નહિ લેતાં સઘળા પૈસા ગરીબોને વ્હેંચી દીધાં. ઉત્સવની વેળાએ તે પોતાનો સામાન્ય પોશાક પહેરીને આવી, ત્યાં સફેદ પદ્મ પુષ્પના જેવી પોતાની પવિત્ર શોભાથી સૌથી શ્રેષ્ઠ દીપવા લાગી. ( સૌન્દર્ય મંદિર ).



ગાયકવાડ ગાદી ઉપર આવ્યા, ત્યારેજ ઈ. સ. ૧૮૮૧ માં કેળવણીનો પ્રશ્ન ખરી રીતે હાથ ધરવામાં આવ્યો. એક સુવ્યવસ્થિત કેળવણીખાતું સ્થાપવામાં આવ્યું અને પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓ વડોદરા રાજ્યના દરેક પ્રાન્તોમાં ઉઘાડવામાં આવી. તે શાળાઓની સંખ્યા દરેક વર્ષે વધતી ચાલી અને હવે આખા રાજ્યમાં ૨૯૩૨ પ્રાથમિક શાળાઓ છે, ૪૧ માધ્યમિક શાળાઓ છે, તેમાં ૭ હાઈસ્કૂલો છે, અને વળી તે સાત હાઈસ્કૂલોમાં એક સ્ત્રીઓ માટેની હાઈસ્કૂલ છે. તે ઉપરાંત એક કોલેજ છે. યુનિવર્સીટીની સાયન્સની તેમજ આર્ટસની પદવીઓ માટે આ કોલેજમાંથી વિદ્યાર્થીઓ તૈયાર થાય છે. વળી બે ટ્રેનીંગ કોલેજો છે. તેમાંની એકમાં પુરૂષ શિક્ષકો શીખીને તૈયાર થાય છે અને બીજીમાં સ્ત્રીશિક્ષકોને તૈયાર કરવામાં આવે છે આ ઉપરાંત કેટલીક વિશિષ્ટ સંસ્થાઓ છે; જેવી કે કલાભવન, સંગીત શાળાઓ, અનાથાશ્રમની શાળાઓ સંસ્કૃત પાઠશાળાઓ, અને રાત્રીએ ચાલતી શાળાઓ; અંત્યજ કોમોના વિદ્યાર્થીઓ માટે જોકે તેમને કોઈપણ સામાન્ય શાળામાં દાખલ થવાની છૂટ છે તો પણ, ખાસ શાળાઓ સ્થાપવામાં આવી છે. આવી અંત્યજ કોમોનાં છોકરાં માટે તેમજ અનાર્ય લોકોનાં છોકરાં માટે વસતિગૃહો ઉઘાડવામાં આવ્યાં છે. તેમાં આ પછાત કોમના વિદ્યાર્થીઓને રાખવામાં આવે છે; ખવડાવવામાં આવે છે અને કેળવણી આપવામાં આવે છે. શ્રીમંત મહારાજા સાહેબને પોતાની પ્રજાની કેળવણી માટે અતિ ઉત્કૃષ્ટ ઇચ્છા છે અને કેળવણી ઉપર જે દુરદર્શી ઉદારતાથી પૈસાનો વ્યય થાય છે તેવો કોઈપણ ખાતામાં થતો હોય એમ જણાતું નથી; અને તેનાં પરિણામ ઘણાં સારાં અને સંતોષકારક આવ્યાં છે.

આખા હિંદુસ્તાનમાં ફક્ત વડોદરા રાજ્યમાંજ પ્રાથમિક શાળાઓમાં શિક્ષણ ફરજીઆત અને મફત અપાય છે. ઈ.સ. ૧૮૯૩ ના જાન્યુઆરીમાં જ્યારે શ્રી મહારાજા સાહેબ યૂરોપના પ્રવાસથી પાછા

કર્યો ત્યારે તેઓશ્રીએ પોતાના રાજ્યના એક ભાગમાં ફરજીયાત કેળવણી દાખલ કરવાનો મક્કમ ઠરાવ કર્યો, અને આ અખતરો અમરેલી પ્રાંતના અમરેલી તાલુકામાં અજમાવવાનું પસંદ કર્યું. એવો કાયદો પસાર કર્યો કે ૭ થી ૧૨ વર્ષની ઉમ્મરના બધાજ છોકરા અને ૭ થી ૧૦ વર્ષની ઉમ્મરની બધીજ છોકરીઓએ શાળામાં જવુંજ જોઇએ. આવું છોકરૂં લાગલાગટ દશ દહાડા શાળામાં ન જાય અથવા એક મહિનામાં ૧૫ દિવસ સુધિ ગેરહાજર રહે તો તેનો વાલી થોડા દંડની સજાને પાત્ર થશે. આ પદ્ધતિએ ઇ. સ. ૧૮૯૩ ના નવેમ્બરમાં દશ ગામોમાં શાળાઓ ખોલવામાં આવી હતી.

ઇ. સ. ૧૮૯૫ માં બીજાં દશ ગામોમાં શાળાઓ ખોલવામાં આવી હતી, વળી બીજાં દશ ગામડાઓમાં ઇ. સ. ૧૮૯૭ ના ડીસેમ્બર માસમાં શાળાઓ ઉઘાડવામાં આવી હતી અને ઇ. સ. ૧૮૯૯ માં વળી બીજાં વીસ ગામોમાં ફરજીયાત શાળાઓ ઉઘાડવામાં આવી હતી. ઇ. સ. ૧૯૦૧ ના ફેબ્રુઆરીમાં અને ઇ. સ. ૧૯૦૪ ના જુલાઇમાં બીજાં બે ગામડાંને ફરજીયાત શાળાઓ આપી હતી તેથી તેની કુલ સંખ્યા પર થઇ હતી. આ અખતરો સફળ થયો હોવાથી ફરજીયાત કેળવણી આખા રાજ્યમાં કરવાનો શ્રીમંત સરકાર મહારાજા સાહેબનો લાંબા વખતનો વિચાર અમલમાં આવતો જણાયો અને અમરેલી પ્રાન્તને માટે ઘડેલા નિયમો ઇ. સ. ૧૯૦૬ માં કાયદા તરીકે પસાર કરવામાં આવ્યા. ત્યાર પછી આ નિયમોમાં થોડો ઘણો ફેરફાર કરવામાં આવ્યો છે અને ફરજીયાત કેળવણી લેનાર છોકરીની ઉમ્મર વધારીને ૧૧ વર્ષની કરવામાં આવી છે. અમુક વિશિષ્ટ સંજોગોમાંજ છોકરાઓ ફરજીયાત કેળવણીમાંથી મુક્ત થઇ શકે છે. દાખલા તરીકે શરીરની નબળાઇ હોય અને મનની શક્તિઓ મંદ હોય તો તે મુકત થવાને પાત્ર થાય છે. આ ફરજીયાત કેળવણીના કાયદામાં ઓછામાં ઓછો અભ્યાસ ગુજરાતી ચોથા ધોરણ સુધી થવો

જોઈએ એમ ઠર્યું છે. અને ઉમ્મર લાયક છોકરાંને જો માબાપ તથા વાલી લાગલાગટ ૭ દિવસ સુધી નિશાળે મોકલે નહીં, તો તેઓ દંડની સજાને પાત્ર થાય છે. સઘળી પ્રાથમિક શાળાઓમાં મફત કેળવણી આપવાનું શ્રીમંત સરકાર મહારાજા સાહેબે કૃપાવંત થઈ ઠરાવ્યું-છે. કેળવણી ખાતામાં સુધારો વધારો કરવા સારૂં ઇ. સ. ૧૯૦૯ માં એક કમીશન નિમાયું હતું; અને તેની સુચનાઓથી એવા સુધારા કરવામાં આવ્યા છે કે જેથી વડોદરા રાજ્યના કેળવણીના ફેલાવામાં દૂરદર્શી પરિણામો આવ્યા વગર રહેશે નહીં.

ફરજીયાત કેળવણીના કાયદાનું પરિણામ.

હાલની વસ્તી ગણત્રીની ચાર વર્ષ અગાઉ ફરજીઆત કેળવણીનો કાયદો અમલમાં આવ્યો છે અને હાલના વસ્તી ગણત્રીના આંકડાઓથી તે સફળ થયો છે કે નહિ તે વિષે તુલના કરવી તે ઉતાવળું પગલું છે એમ ગણાશે પરંતુ એટલું તો નિઃશંક જણાવી શકાય કે ફરજીયાત કેળવણીનો કાયદો વિજયવંત નિવડયો છે. અને એની સાબિતી, ઇ. સ. ૧૯૧૧ ના માર્ચમાં જે છોકરાંની સંખ્યા ભણતી હતી તેને, વસ્તી-ગણત્રીના દિવસે ગણાયલાં શાળામાં જવા લાયક છોકરાંઓની સાથે સરખાવતાં માલૂમ પડી આવે છે. ઉમ્મરના વાર્ષિક આંકડાઓ ઉપર-થી આપણને માલૂમ પડે છે કે ૭ થી ૧૧ વર્ષની ૮૨૧૨૯ છોકરીઓ હતી અને ૭–૧૨ વર્ષની ઉમ્મરના છોકરા ૧૩૧૫૦૧ હતા. રાજ્યની એકંદર વસ્તીના પ્રમાણમાં આ બે સંખ્યાનું એકઠું પ્રમાણ સેંકડે ૧૦–૫ ટકા આવે. કેળવણી ખાતાના આંકડા ઉપરથી જણાય છે કે વસ્તી ગણત્રીના દિવસે નિશાળોમાં ફરજીયાત કેળવણી લેનારાં છોકરાં ૧૬૪૨૧૨ હતાં. આથી એમ ફલિત થાય છે કે ૪૯૪૧૯ છોકરાં જેમ-ણે નિશાળમાં હાજર રહેવું જોઈતું હતું તેઓ દાખલ થયા નહોતા. પણ આ ખોટનું કારણ એમ માલૂમ પડે છે કે કુલ ૩૦૬૯ વસ્તીવા-ળાં ગામોમાં ફરજીયાત કેળવણી આપવાને બદલે ૨૦૧૫ ગામોમાં જ ફરજીયાત કેળવણીની અનુકૂળતા કરી આપવામાં આવી છે. તેથી

ગભગ એક હજાર ગામોમાં હજુ ફરજીયાત કેળવણી કરવાનું બાકી છે અને જ્યાં સુધી તે ગામોમાં નિશાળો કાઢવામાં આવી નથી ત્યાં સુધી ફરજીયાત કેળવણીના કાયદાનો પૂરેપુરો અમલ થવો સંભવિત નથી. આ ગામોને ફરજીયાત કેળવણી પૂરી પાડવાનું કામ ધીમે ધીમે કરવામાં આવે છે. અતિશય નાનાં ગામડાંઓમાં ૧૬ છોકરાંની સંખ્યા પણ મળી આવતી નથી અને ઓછામાં ઓછાં ૧૬ છોકરાં સિવાય કોઈ પણ ફરજીયાત શાળા ઉઘડે નહિ એવું નિયમથી ઠર્યું છે. અને જંગલોમાં અને ડુંગરોમાં રહેતી રાની પ્રજાઓનાં છોકરાં માટે શિક્ષકો મળી આવતા નથી.

---

## फरजीयात केळवणी

કેળવણી પાછળ આ રાજ્યમાં કેટલું ખર્ચ થાય છે તે માર્જીનમાં બતાવ્યું છે તે ઉપરથી જણાશે કે—

| સરકારે તેમજ સ્થાનિક સંસ્થાએ શાળાઓ પાછળ કરેલું ખર્ચ. | | | | ૧૯૧૦ માં થએલું ખર્ચ. | |
|---|---|---|---|---|---|
| ૧૯૧૧ | ૧૯૦૧ | ૧૮૯૧ | ૧૮૮૧ | વસ્તીના ૧૦૦૦ માણસો ઉપર આવતું ખર્ચ | નિશાળોમાં ભણનાં ૧૦૦૦ છોકરાં પર આવતું ખર્ચ |
| રૂ. ૧૪,૦૬,૦૮૬ | રૂ. ૮,૫૫,૪૬૩ | રૂ. ૨,૮૬,૩૫૯ | રૂ. ૧,૦૬,૯૧૮ | રૂ. ૬૪૮ | રૂ. ૭૫૦૦ |

દરેક દશ વર્ષે તે ખર્ચ વધતુંજ ચાલ્યું છે અને હાલમાં તે ખર્ચ ત્રીસ વર્ષ ઉપર જે ખર્ચ હતું તેના કરતાં, તેરગણું વધારે છે. અડસટે બોલીએ તો એમ કહી શકાય કે વડોદરા રાજ્ય પોતાની એકંદર મહેસૂલના ૨૨ મા ભાગ કરતાં વધારે પૈસા કેળવણી પાછળ ખર્ચે છે.

પુસ્તકાલયો અને વાંચનાલયો.

ઈ. સ. ૧૯૧૧માં આખા રાજ્યમાં પુસ્તકાલયોની સંખ્યા ફક્ત ૧૬ હતી તેમાં ૨૧, ૭૩૬ પુસ્તકો હતાં અને ૨૨૧૪ વાંચનારા હતા. ત્યાર પછીનાં દશ વર્ષોમાં જે વખાણવા લાયક કેળવણીનો પ્રચાર થયો તેની સાથે છેવટનાં પાંચ વર્ષોમાં પુસ્તકાલયોની સંખ્યા વધીને ૧૯૮ થઇ. ચોપડીઓની સંખ્યા વધીને ૭૫૯૮૯ થઇ; અને વાંચનારાઓની સંખ્યા ૧૦૦૭૬ થઇ. આ ઉપરથી એવો સરેરાશ નીકળી શકે કે ૬૧ કસ્બા અથવા ગામડાના દરેક જથામાં એક લાયબ્રેરી આવી શકે અને કુલ વસ્તીમાં દર ૧૦૦ માણસે ૧ વાંચનાર છે; વળી ઇ. સ. ૧૯૧૧ના વર્ષમાં બારીકાઇથી જોઇએ તો માલુમ પડે છે કે લાયબ્રેરીઓનો અને વાંચનારાઓનો અદ્‌ભુત વધારો છે. હાલ રાજ્યમાં એકંદર લાયબ્રેરીઓની સંખ્યા ૨૭૫ છે. એટલે કે ૩૧ શહેર અથવા ગામડાના એક જથામાં એક લાયબ્રેરીનું પ્રમાણ આવે છે. આ લાયબ્રેરીઓની ચોપડીઓની સંખ્યા ૧૫૫, ૭૩૬ અને તેની સરેરાશ ૫૬૬ ચોપડીઓ આવે છે. આ લાયબ્રેરીઓનો લાભ લઇ વાંચનારાઓની સંખ્યા વધીને ૩૬૨૭૭ સુધી ગઇ છે. છેલ્લા બે ત્રણ વર્ષોમાં થયેલો આ વધારો લગભગ ૩૬૦ ટકા જેટલો છે.

લોકોના વાંચનના શોખને ઉત્તેજિત કરવાના હેતુથી હમણાં વડોદરામાં એક સેન્ટ્રલ લાયબ્રેરી ખાતું ઉઘાડવામાં આવ્યું છે અને લાયબ્રેરીના કામમાં નિપુણ એવા એક અમેરિકન ગૃહસ્થને તેનો મુખ્ય બનાવવામાં આવ્યો છે. તેનું ઓફીશીયલ નામ "સ્ટેટ લાયબ્રેરીઓના

ડિરેકટર રાખવામાં આવ્યું છે. " વિદ્યાના દરેક વિષયની ચોપડીઓ- વાળી એક સેંટ્રલ લાયબ્રેરી ઉઘાડવામાં આવી છે અને તે દિનપ્રતિદિન વધતી જાય એટલા માટે તેને સારી રકમ આપવામાં આવે છે. શ્રીમંત મહારાજા સાહેબે આપેલી બક્ષીસરૂપે આ લાયબ્રેરી છે. તેમાં લાયબ્રેરીનું શિક્ષણ આપનારો એક કલાસ ઉઘાડવામાં આવ્યો છે અને તેમાં હાલના ધોરણે લાયબ્રેરીની સુવ્યવસ્થા કેવી રખાય એ શિખવવામાં આવે છે. અને એમ આશા રાખવામાં આવે છે કે આવા પ્રકારના શિક્ષણના લાભ આખા હિન્દુસ્તાનમાં લોકો જલદી લેતા થશે.

નવી લાયબ્રેરીઓ સ્થાપવા માટે હમણાં નિયમો ઘડાયા છે, તેમાં એવું ઠર્યું છે કે ૧૦૦૦ ની વસ્તી વાળા ગામોને, સેન્ટ્રલ લાયબ્રેરી ખાતા તરફથી રૂ. ૫૦) ની રકમ મળશે. અને વળી તેટલી જ રકમ ગ્રામપંચાયત તરફથી મળશે. આ રકમો એવી શરતે આપવાની છે કે ગામના લોકોએ તેટલીજ રકમ એકઠી કરવી અને લાયબ્રેરીના ઉપયોગમાં વાપરવી. ૪૦૦૦ નો વસ્તીવાળાં અને તેથી ઉપરાંતની વસ્તીવાળાં ગામોમાં આ આપવાની રકમને વધારીને રૂ. ૩૦૦ કરવામાં આવી છે. અને પ્રાન્તના સદર સ્ટેશનોમાં રૂ. ૭૦૦ ની રકમ મંજુર થયેલી છે.

સેન્ટ્રલ લાયબ્રેરીમાંથી સારી ચોપડીઓનો એક સમૂહ પેટીઓમાં ભરીને આ રાજ્યના ગમે તે ભાગમાં આવેલા ગમે તે ગામમાં તેનો માગણીથી મોકલી આપવામાં આવે છે. જ્યાં આવી રીતે પુસ્તકો મોકલવામાં આવે છે ત્યાં ત્રણ માસ સુધી રાખવા દેવામાં આવે છે અને ફરીથી તેમને સેન્ટ્રલ લાયબ્રેરીમાં મોકલી આપવાં પડે છે, જે મળ્યા પછી ચોપડીઓની બીજી પેટી તેમના ઉપર રવાના કરવામાં આવે છે.

આ અને બીજા કલ્યાણકારક નિયમો વખત વિત્યે ફાયદો આપ્યા વગર રહેજ નહિ. આપણે એવી ઉજ્જવલ આશા રાખીશું, કે હવે પછીની વસ્તીગણત્રી વખતે ગમે તેવા થોડા મહત્વનાં ગામડામાં પણ એક લાયબ્રેરી થઇ હશે અને જોકે બધાં ગામડામાં નહિ તોપણ ઘણાં ગામડામાં લાયબ્રેરીનું એક યોગ્ય મકાન પણ બંધાયું હશે.

(વડોદરા રાજ્યની વસ્તીગણત્રીનો સંક્ષિપ્ત હેવાલ.)

---

## ભાષણ.

શક્તિ કસરતથી આવે. પાવડાથી કસરત થાય અને કુસ્તીથી સૌથી સારી કસરત મળે છે. વિલાયતમાં પણ એક સંચો બનાવ્યો છે એમાં કુદરતી જેવા ડોળ કરે છે. કસરતને વાસ્તે આરામાં સારૂં બેટ જોઇએ, બૉલ જોઇએ અને વળી સારૂં બૅનર જોઇએ, એ theory (મત) ને આધાર શો છે? પહેલાં તો પોળ એજ play-ground (રમવાની જગ્યા) હતું. હવે તો ઘર ઉંચાં થયાં એટલે ખુલ્લી હવા નહિ આવતી હોય પણ પહેલાં તો એક કલાક રમતા કે એની મેળે કસરત મળતી પણ હવે તો આટલું જ બેટ હોય ત્યારે જ રમ્યા કહેવાઇએ. એમના દેશને જે માફક આવે તે જ આપણને માફક આવે. ખીલીખાડું તાલેવંત લોકને છાજે, લખોટો અને ખીલીખાડું જે એકજ જાતની છે એ બધી ચીજો શરીરને વાસ્તે આવશ્યક નથી. અનુભવથી શીખવું જોઇએ.

લંડનમાં લશ્કરના મરણનું પ્રમાણ હજારે પંદર આવે કે

આક્સીસ આવે પણ જાણીને શું કરવું ? ઓક્સીજનથી શરીર સુધરે એનો શો લાભ ? જાણીને કર્યું શું ? જાણીએ, પોતાનું કરીએ અને પછી એ પ્રમાણે વર્તનમાં મુકીએ ત્યારે ફળ. જાણેથી શું ફળ ? ખરી વાત કરી તેમાં શું ? ખરી વાત કરી તેમાં શું ? હું કહું ત્યારે લાભ માટે અમલમાં મૂકવાનું છે. ઘણું કરી તેમણે સરકારમાં latrines અને રસોડાં સુધાર્યાં તેથી મરણ પ્રમાણ ઓછું આવ્યું, હાલ કહે છે કે રસોડામાં દાળના છાંટા ચૂલા પાસે પડયા એમાં શું થઇ ગયું ? એને બરોબર સાફ કરવો તે મહેનત માને છે. સાફ કરે તો સુધારો ન કહેવાય. એ બધા ધારા મૂર્ખાએ કર્યા એમ માને છે. જમતી વખતે હાથ પગ કાંઈ ન્યાતને માટે ધુએ છે ? એ તો આપણે જોડા વગરના ફરનારા તેથી ચોખ્ખાઇને માટે એ ધારો કરેલો. મોં, હાથ પગ ધોવાય તેમાં બગાડ છે એમ ન સમજવું. આપણે પારકા ideas ( વિચારો ) નો ભાર વેંઢ-ઢીએછીએ. સ્પેન્સર આમ કહે છે મને ખબર છે ! હા ' હું જાણું છું. પણ જોવું જોઈએ કે સંસારમાં કીયા લોકની ઉન્નતિ વધારે થઇ છે.

## જેની નીતિ વધારે સારી હોય તેનીજ.

ભાઈચારો એટલે શું ? સંપ કે હવે સંપ શી રીતે વધે ? ન્હાનાં છોકરાં દોસ્તી શી રીતે કરે છે ? ચાલ આપણે દોસ્તી કરીએ. હું ખાવાનું લઇશ તે તને આપીશ અને તું લઉં તે મને. આપણે બીજાને પોતાના જેવો ગણીએ ત્યારે ભાઇબંધ. ભાઇ-ચારો ઘટવાનું કારણ અક્ષમા—intolerence છે અને અક્ષમા prejudice થી થાય છે. prejudic નો વ્યુત્પત્તિભેદ pre અને judicio છે. જાણ્યા પહેલાં મત બાંધવા તેનું નામ Prejudice. Prejudice કુસંપનો વધારનાર છે. કોઈ માણસ આવ્યો છે. તેં એની જુબાની લીધી ? તું એને મળ્યો નો ? તું કીયા કારણથી કહે છે કે તે ખરાબ છે સાચાને સાચું કહીએ તો શી હરકત. પણ કોઇએ પૂછ્યું ? આપણા કે સામાના ફાયદા વાસ્તે

ભૂલ પૂછે તો કહેવી, એ આવો છે, છો રહ્યો. તેનું તારે શું કામ? શાસ્ત્ર પ્રમાણે તો નિન્દા કરનારો તેમ જ સાંભળનારો બંને પાપી છે. જીભ અને વાણીને વશ રાખવી તે પણ આવડત છે. અદેખો અને આંધળો બરાબર છે. આંધળો તો આંખો નથી તેથી દુઃખી છે પણ અદેખો છતી આંખે દુઃખી છે. અદેખો બેવડો દુઃખી છે. તે પોતાને દુઃખે પણ દુઃખી છે અને પારકે સુખે પણ દુઃખી છે. પણ જો તે સમજે તો તેમ ન કરે.

દુનિયામાં સત્ય ખબર નથી. બધાએ નાગા હોય ત્યાં વાણીઓ ભૂખે મરે અને વસ્તી સારી હોય ત્યાં વાણીઓએ નારો એ બધાને ખબર છે કે નહિ! બધાના સારામાં ભાગ છે. અવગુણ કોનામાં નથી? સૂર્યમાં ડાઘા છે; ચંદ્રનાં કલંક ઉઘાડાં છે અને ભૂલ તો બ્રહ્માના વખતથી ચાલી આવી છે. બધા સરખા છે એના જેવું દુનિયામાં એકે જાડું નથી, જુઓ બુદ્ધિમાં, કેળવણીમાં, નીતિમાં બધા સરખા છે?

દુનિયામાં કાયદાની છૂટ છે, સભાઓની છૂટ છે પણ વ્યક્તિઓ સરખી નથી. કેટલાક ઘીની પુરીઓ ખાય છે અને કહીએ તો કહેશે કે તમારે શું? અમારા ઘરનું ખાઈએ છીએ. આપણે સાત પુડા ખાતા આવીએ છીએ અને જેના ઘરમાં મોટું તપેલું હોય તો તેની તો આબરૂ ગણાતી હવે તો સ્હવારમાં ચાના પ્યાલાનો રસ પીએછે. આગળના પાન ભેગપારી ખાતા હતા તે પુષ્ટિકારક હતાં તે મૂકી દીધાં છે. તમે તેની ગત શીખો.

દરેક બાબતમાં આપણા લોક જગતના સૌથી તાલેવન્ લોકોની બરાબરી કરવા જાય છે. ઇંગ્લાંડ દર વર્ષે પાંચ અબજ રૂપિયા વ્યાજના કમાય છે અને હિંદુસ્થાન દર વર્ષે પંદર કરોડ રૂપિયા વ્યાજના ભરે છે. આપણે દેવાદારના દીકરા તે એ લોકોની બરાબરી કરવા જઈએ છીએ. હવે બૈરામાં ફેશન પેઠીછે. ચાલો નહિ પણ પોલકું જોઈએ. તે સાહેબ!

રાખવું કે કાઢવું કે જેમ થાય છે તેમ થવા દેવું? જેમ થાય છે તેમ થવા દઇએ તો કેળવણી લીધાનું પ્રયોજન શું? આપણે ધારીએ તો અટકાવી શકીએ. એક રૂપિયો શીવડામણ જોઇએજ, કહે છે કે ના પહેરીએ તો ખોટું દેખાય? ખોટું દેખાય એટલે શું? કોને ખોટું દેખાયું? દેખનારને ખોટું લાગ્યું તો એ આંખો મીંચે, એ તો સ્વતંત્રતાની વાત, એ તો કરવું પડે એમ કહે છે. તમે પોતાની બુદ્ધિએ ચાલો તો સ્વતંત્રતા કે પારકી બુદ્ધિએ ચાલો તો સ્વતંત્રતા? થોડો નહિં અને પોલકું જોઇએ તેનો આધાર શો? જુવાન મંડળ જો એ આધાર શોધી આપશે તો હું તેમને નમસ્કાર કરીશ. એકંદર ખોટું હોય તો કયી તરફ Conscience (આત્મા) વલણ બતાવે છે તે જોવું. જાપાનમાં બૈરાં અને મરદ નાગાં ન્હાય છે માટે અહીંઆં પણ તેમ કરવું? તેમનાં મન ને આચરણ જુદાં છે.

સંપની વિદ્યામાં ઘણા ગુણ છે. જેમ દેશભક્તિમાં સર્વે ગુણ આવી જાય છે તેમ સંપમાં પણ ઘણા ગુણ આવી જાય છે માટે અક્ષમા કાઢી નાંખવી. જો આ વાત ફાવે તો ગ્રહણ કરજો નહિ તો વખત નકામો ગયો તેમ સમજજો.

(બ્રહ્મક્ષત્રિય ત્રીમાસિક પત્ર.)

## नीतिवचनो.

---

ખરો ધાર્મિક મનુષ્ય એ છે કે જે એકલો હોય છે, એટલે કે જ્યારે તેની પાછળ જોનાર યા ઠપકો દેનાર કોઈ હોતું નથી, ત્યારે પણ કંઇ પાપ વા અધાર્મિક કૃત્યો કરતો નથી.

એજ ખરો ધાર્મિક મનુષ્ય છે કે જે જીવતાં પણ મુએલો છે, એટલે કે જેની વૃત્તિઓ અને કામનાઓ મૃતશરીરની પેઠે સર્વ નાશ પામેલી છે.

સાંસારિક મનુષ્યો સાંસારિક ફળની આશાથી ઘણાં ધાર્મિક અને પુણ્ય કર્મ કરે છે, પણ જ્યારે તેમની પાસે દુર્દૈવ, સન્તાપ અને દારિદ્રય આવે છે ત્યારે તેઓ તે સર્વ ભૂલી જાય છે. તેઓ, જે પોપટ આખો દીવસ ઈશ્વરનું નામ "રાધા કૃષ્ણ, રાધાકૃષ્ણ" રટ્યા કરે છે પણ બિલાડી પકડે છે ત્યારે પ્રભુનું નામ ભૂલી જઈ "ક્રી, ક્રી," કરે છે, તેના જેવા છે.

કમાનવાળું ઓશીકું, માણસ એના ઉપર બેસે છે ત્યારે દબાઇ જાય છે, પણ દબાણ ખસેડી લેવામાં આવે છે ત્યારે તરત પાછું પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરે છે. તેવું સાંસારિક મનુષ્યોનું છે. જ્યાં સુધી તેઓ ધાર્મિક વાતો સાંભળે છે ત્યાં સુધી ધાર્મિક ભાવોથી ભરાએલા હોય છે. પણ જગતના નિત્ય કાર્યમાં પેસતાની સાથે તેઓ એ બધા ઉચ્ચ અને ઉન્નત વિચાર ભૂલી જાય છે અને હતા તેવા અશુદ્ધ થઇ જાય છે.

જ્યાં સુધી લોઢું ભઠ્ઠીમાં હોય છે ત્યાં સુધી તે રાતું ચોળ હોય છે પણ અગ્નિમાંથી બહાર કાઢવામાં આવે છે કે તરત તે કાળું થઇ જાય છે. સાંસારિક મનુષ્ય પણ એવોજ છે. જ્યાં સુધી એ દેવસ્થાનમાં કે ધાર્મિક મનુષ્યના સંગમાં હોય છે ત્યાં સુધી તે ધાર્મિક વૃત્તિઓથી ભરેલો હોય છે પણ જેવો તે એ સમાગમોથી બહાર આવે છે કે તરત બધું ગુમાવે છે.

એક જણે કહ્યું "જ્યારે મારો છોકરો હરીશ મ્હોટો થશે ત્યારે હું એને પરણાવીશ અને સારા કુટુંબનો અધિકાર એને સોંપીશ; હું પછી જગત્ છોડી દઇશ અને યોગ કરવા માંડીશ"

આ ઉપર એક સાધુએ ટીકા કરી "તને યોગ (ભક્તિ) કરવાની કોઇ પણ તક કદી મળવાની નથી. પછી તું કહીશ હરીશ અને ગિરીશ મને બહુ વળગ્યા છે, હજી મારી પાસેથી છૂટવા ચ્હાતા પછી વળી કદાચ તું એમ માગીશ" હરીશને છોકરો થવા

હો, અને એ છોકરાને પરણાવેલો જોઉં ' અને એમ તારી ઇચ્છાનો અન્ત નહિ આવે.

માખીઓ કેટલીક વેળા કંદોઇની દુકાનમાં વેચવા મુકેલી મી ઉપર બેસે છે; પણ જેવો રસ્તો સાફ કરનાર કચરાની ટોપલી પાસે થઇને જાય છે તેવીજ મીઠાઇને છોડી કચરાની ટોપલી ઉ બેસે છે, પણ મધુકરિકા ( મધમાખી ) કદી મલિન પદાર્થ બેસતી નથી, અને હમેશ પુષ્પમાંથી મધ ચૂસે છે. સાંસારિક મ ( હલકી ) માખીઓ જેવા છે. કોઇક વખત તેઓ દિવ્ય મધુરત ક્ષણિક સ્વાદ લે છે, પણ મલિન પદાર્થો માટેની તેમની સ્વાભાવિ વૃત્તિ તરતજ તેમને જગત્‌રૂપી કચરાના ઢગલા ઉપર પાછી છે. એથી ઉલટું, સાધુ પુરૂષ દિવ્ય સૌંદર્ય ( ઇશ્વર ) ના આનન ધ્યાનમાં નિત્ય નિમગ્ન રહે છે.

ટીકા:—સાંસારિક મનુષ્ય નરકના કીડા જેવો છે. જે નિત્ય રકમાં જીવે છે અને નરકમાં મરે છે, અને એને ઉચ્ચ વસ્તુનું ભાન નથી; દુનિયામાં સારો મનુષ્ય માખી જેવો છે કે જે વખતે ગંદાં કચરા ઉપર બેસે છે ને બીજી વાર મીઠાસ ઉપર બેસે છે; યોગીનો સ્વતંત્ર આત્મા મધમાખીના જેવો છે, જે પ્રભુના પ સાંનિધ્યનું સદા મધ ચૂસે છે અને બીજું કાંઇજ કરતો નથી.

તારા પોતાના ભાવો તથા તારી શ્રદ્ધા ( ભક્તિ ) તારી જ રાખ. એ વિષે બહાર વાત ન કર. નહિ તો તને ખોટ જશે.

એક લાકડાં કાપનાર નજીકના જંગલમાંથી આણેલો લાક ભારો હમેશ વેચી, જે થોડા પૈસા મળતા તે વડે, બહુજ દા વસ્થામાં દિવસ ગાળતો. એક વખત એક સન્યાસી, જે જંગ થઇને જતો હતો, તેણે તેને કાર્ય કરતો જોયો, અને જંગ અંદરના એકાન્ત ભાગોમાં જવાથી તેને લાભ થશે એમ કહ્યું. ર

છે, અને એ છોકરાને પરણાવેલો જોઉં' ' અને એમ તારી ઇચ્છાઓનો અન્ત નહિ આવે.

માખીઓ કેટલીક વેળા કંદોઇની દુકાનમાં વેચવા મુકેલી મીઠાઇ ઉપર બેસે છે; પણ જેવો રસ્તો સાફ કરનાર કચરાની ટોપલી લઇ પાસે થઇને જાય છે તેવીજ મીઠાઇને છોડી કચરાની ટોપલી ઉપર બેસે છે, પણ મધુકરિકા ( મધમાખી ) કદી મલિન પદાર્થ ઉપર બેસતી નથી, અને હમેશ પુષ્પમાંથી મધ ચૂસે છે. સાંસારિક મનુષ્યો ( હલકી ) માખીઓ જેવા છે. કોઇક વખત તેઓ દિવ્ય મધુરતાનો ક્ષણિક સ્વાદ લે છે, પણ મલિન પદાર્થ માટેની તેમની સ્વાભાવિક-વૃત્તિ તરતજ તેમને જગતરૂપી કચરાના ઢગલા ઉપર પાછી લાવે છે. એથી ઉલટું, સાધુ પુરુષ દિવ્ય સૌંદર્ય ( ઇશ્વર ) ના આનન્દમય ધ્યાનમાં નિત્ય નિમગ્ન રહે છે.

ટીકા:—સાંસારિક મનુષ્ય નરકના કીડા જેવો છે. જે નિત્ય નરકમાં જીવે છે અને નરકમાં મરે છે, અને એને ઉચ્ચ વસ્તુનું કાંઇ ભાન નથી; દુનિયામાં સારો મનુષ્ય માખી જેવો છે કે જે વળી ઘણું કચરા ઉપર બેસે છે ને બીજી વાર મીઠાસ ઉપર બેસે છે; પણ યોગીનો સ્વતંત્ર આત્મા મધમાખીના જેવો છે, જે પ્રભુના પવિત્ર સાંનિધ્યનું સદા મધ ચૂસે છે અને બીજું કાંઇજ કરતો નથી.

તારા પોતાના ભાવો તથા તારી શ્રદ્ધા ( ભક્તિ ) તારી પાસે જ રાખ. એ વિષે બહાર વાત ન કર. નહિ તો તને બહુ ખોટ જશે.

એક લાકડાં કાપનાર નજીકના જંગલમાંથી આણેલો લાકડાંનો ભારો હમેશ વેંચતો, જે થોડા પૈસા મળતા તે વડે, બહુજ દરિદ્રતામાં દિવસ [illegible] ગાળતો. એક વખત એક સન્યાસી, જે જંગલમાં થઇને જતો હતો, તેણે તેને કાર્ય કરતો જોયો, અને જંગલના [illegible] ભાગોમાં જવાથી તેને લાભ થશે એમ કહ્યું. લાકડાં

હુ માની, અને એક સુખડનું વૃક્ષ આવ્યું ત્યાં સુધી
ગયો, અને ખુશ થઇ, જેટલા કકડા એનાથી લઇ શકાય તેટલા લઇ
ગયો, અને બજારમાં તે વેચ્યા અને બહુ નફો મેળવ્યો. પછી એ
પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે સન્યાસી બાવાએ મને સુખ-
ડના વૃક્ષ વિષે કેમ કંઇ ન કહ્યું, અને માત્ર જંગલના અંદરના
ભાગમાંજ જવાની સલાહ આપી ? એમ વિચાર કરી બીજે દિવસે
તે સુખડના ઝાડવાળા સ્થાનની પણ આગળ ગયો, અને છેવટ એક
ંબાનુંમ ખાણ આગળ આવ્યો, અને લેવાય તેટલું ત્રાંબુ લઇ બજા-
જાય છે, પોણુને બહુ પૈસા મેળવ્યા. બીજે દિવસે ત્રાંબાની ખાણ
પોતાનું મૂળ સ્વરૂપ ધસ્ટુએ કહ્યું હતું તેમ, એથી પણ આગળ ગયો;
સુધી તેઓ ધાર્મિક વાતો સાંરૂઆવ્યો, અને લેવાય તેટલું રૂપુ લઇ,
એલા હોય છે. પણ જગતના ત. વધારે પૈસા પ્રાપ્ત કર્યા. અને એમ
બધા ઉચ્ચ અને ઉન્નત વિચાર ભૂત સુવર્ણની અને હીરાની ખાણો
થઇ જાય છે. થયો. જે મનુષ્ય સત્યજ્ઞાનની
ીક, અસાધારણ અને દૈવી
જ્યાં સુધી લોઢું ભઠ્ઠીમા હોય છે ત્યા સુધા~ તો તે અન્તે નિ-
છે પણ અગ્નિમાંથી બહાર કાઢવામાં આવે છે કે તરત
જાય છે. સાસારિક મનુષ્ય પણ એવોજ છે. જ્યાં સુધી
કે ધાર્મિક મનુષ્યના સંગમાં હોય છે ત્યાં સુધી તે ધાર્િદ્બુદ્ધિ નાશ
ભરેલો હોય છે પણ જેવો તે એ સમાગમોથી બહાર આ
બધું ગુમાવે છે.

દેતી નથી, તેમ ધર્મપિપાસીએ ધર્મના માર્ગમાં ચાલવું જોઈએ. ગમે તે સ્થિતિમાં તે મૂકાય પણ તેણે નિત્ય લક્ષ રાખવું કે સત્ય માર્ગમાંથી તેનું હૃદય ખસવું ન જોઈએ.

બાળકમાં કરતાં વધારે સહીસલામત અને વધારે સ્હેલો માર્ગ બીજો એકે નથી. "બાળકમાં" એટલે પરમાત્માની ઇચ્છાને આત્મસમર્પી દેવો, અને "મ્હારૂં" એવું કાંઇ પણ જાણવું નહિ તે.

જે પુરૂષ સારો વક્તા અને ઉપદેશક હોય, છતાં જેનામાં ધાર્મિકતા બીલકુલ ન હોય એવા માટે આપનો શો અભિપ્રાય છે? એ પારકાનો પાવળુ ઉડાવી દેનાર પુરૂષ જેવો છે. એ બીજાને સ્હેલાઇથી સલાહ આપે છે તેનું કારણ કે એમાં એને કાંઈ બેસતું નથી, કેમકે એ જે વિચારો દર્શાવે છે એ પોતાના નહિ પણ પારકા પાસેથી લીધેલા છે.

વિવેક અને વૈરાગ્યયુક્ત અન્તઃકરણ વગર શાસ્ત્રો જો જો કરવાં એ વૃથા છે. વિવેક અને વૈરાગ્ય વગર આધ્યાત્મિક અભિવૃદ્ધિ બની શકતી નથી.

હાથી છૂટે છે ત્યારે ઝાડ અને છોડવાઓને ઉખેડનો કરેછે, પણ મહાવત એને માથે અંકુશ લગાવે છે કે તરત તે શાન્ત થઇ જાય છે, એજ રીતે જ્યાં સુધી મન છૂટું છે ત્યાં સુધી એ નકામા નકામા વિચારોમાં મુક્ત ભમ્યા કરે છે, પણ વિવેક રૂપી અંકુશ વાગતાં એ તરત શાન્ત થઇ જાય છે.

**હરિનું** નામ સાંભળી જ્યાં સુધી આનન્દાશ્રુ નથી વહેતા ત્યાં સુધીજ ઉપાસનાની જરૂર છે. માત્ર **હરિનું** નામ સાંભળતાંજ જેને અન્તઃકરણ ઉભરાઇ આવે છે અને આનન્દાશ્રુ વહે છે તેને તો ઉપાસનાની કાંઇ પણ અપેક્ષા નથી.

સંત અને જ્ઞાનીના સમાગમ એ ધાર્મિક અભ્યુન્નતિનું મુખ્ય સાધન છે.

મરણકાળે જેવી મતિ તેવી ગતિ; માટેઉપાસનાની બહુ જરૂર છે. વારંવારના અભ્યાસથી સાંસારિક વિચારો મનમાં ઉત્પન્ન થવા અટકે છે અને આત્મામાં માત્ર **પ્રભુનોજ** વિચાર વ્યાપી રહે છે, જે મરણ વખતે પણ ખસતો નથી.

**પ્રભુ** ઉપર પ્રીતિ કેવી રાખવી ! જેમ પતિવ્રતા સાધ્વી સ્ત્રી એના પતિ ઉપર રાખે છે. જેમ કૃપણ એના ધનસંચય ઉપર રાખે છે તેમ ભક્તે પૂર્ણ અન્તઃકરણથી **ભગવાન** ઉપર પ્રેમ રાખવો.

સંતસમાગમ ચોખાના ધોણ જેવો છે ચોખાનું ધોણ મદને ઉતારે છે. એજ રીતે સંતસમાગમ સાંસારિક મનુષ્યને વાસનારૂપી મદથી ચઢેલા મદમાંથી મુક્ત કરે છે.

(રામકૃષ્ણ પરમહંસનાં બોધવચનો.)

---

## સુચના ૯

જપ્ત કરવા ઠરેલા પુસ્તકોની છાપેલી યાદી જે તે પુસ્તકાલય તરફ મોકલાવી આપવામાં આવી છે જેમને ન મળી હોય તેમણે આ તરફ લખવું એટલે મોકલી આપવામાં આવશે આ યાદીમાં આવેલા પુસ્તકો ઉપરાંત જે પુસ્તકો જપ્ત કરવાનું આજ્ઞાપત્રિકા યા કેળવણીમાં કર્યું હોય યા હવે પછી કરે તે પુસ્તકો ઉપરની યાદીમાં દાખલ કરી લઈ પુસ્તકાલયના દફતરે સાચવી રાખવી અને તે પૈકીનું કોઈ પુસ્તક પુસ્તકાલયમાં દાખલ ન થાય તેવી તજવીજ રાખવી

## સુચના ૧૦

સાર્વજનિક પુસ્તકાલયના નિયમ ૮ પ્રમાણે પુસ્તકાલયના પુસ્તકો, વર્તમાન પત્રો માસિકો વગેરે ગામના સર્વ ગૃહસ્થોને વાચવા મળવાં જોઈએ, છતાં કેટલાક સ્થલોએ ફક્ત લવાજમ આપનારને જ પુસ્તકો ઘેર વાચવા માટે આપવામાં આવે છે એમ પુસ્તકાલયોની તપાસથી વખતે માલુમ પડયુ છે માટે પુસ્તકો વખતસર પાછા આપી જવા તેટલીજ ખાત્રી કરી લઈ વર્તમાન પત્રો, માસિકો તથા પુસ્તકોનો જેમ બને તેમ ઘણીજ છૂટથી લોકોમા ઉપયોગ થાય તેવી તજવીજ કરવી જોઈએ સરકારની તથા પંચાયતની મદદ આપવામાં આવે છે તે સર્વ લોકોને વાચનના સાધનો મફત પુરા પાડવા માટેજ છે, તે પુસ્તકાલયના વ્યવસ્થાપકોએ નિરંતર લક્ષમા રાખવુ જોઈએ

## સુચના ૧૧.

કેટલાક પુસ્તકાલયના સેક્રેટરીઓ પુસ્તકાલયના દફતરે શું શું રાખવુ એ સબંધી ખુલાસો માગે છે માટે તે સબંધમા એવુ ઠરાવવામા આવે છે કે

દરેક પુસ્તકાલયે નીચે જણાવેલા પત્રકો તથા ફાઇલો ખાસ દફતરે રાખવી જોઈએ

(૧) પુસ્તકોનુ રજીસ્ટર

(૨) પુસ્તકો વાચવા આપવા તથા પાછા લેવાની નોંધ રાખવાનુ રજીસ્ટર (ઇસ્યુ બુક).

(૩) હિસાબની ચોપડી. (૪) આવક રજીસ્ટર

(૫) જાવક રજીસ્ટર. (૬) ડેડસ્ટોક રજીસ્ટર.

(૭) પુસ્તકાલયના નિયમની ચોપડી. (૮) વિઝીટ બુક.

(૯) જપ્ત કરવા ઠરેલા પુસ્તકોની યાદી

M N Amin
તા—૨૦-૪-૧૨

W. A. Borden
ડિરેક્ટર ઓફ સ્ટેટ લાઇબ્રેરીઝ.

પેટલાદના શ્રી સયાજી જ્યુબીલી બોર્ડિંગ હાઉસનો છઠ્ઠો વાર્ષિક મેળાવડો ગઈ તા. ૫-૫-૧૨ ના રોજ પેટલાદ બોર્ડિંગના મકાનમાં સાંજના પાંચ વાગે સુબા સા૦ મે૦ ગ. રા. રૂસ્તમજી રતનજી કોઠાવાળા સાહેબના પ્રમુખપણા નીચે થયો હતો. હમેશ મુજબ વિદ્યાર્થીઓ ઉપરાંત પ્રેક્ષકોની ઘણી સારી સંખ્યા આ પ્રસંગ ઉપર ભેગી મળી હતી; અને મકાનને પ્રસંગને અનુસરતી રીતે વાવટા તોરણો તથા લેમ્પો વગેરેથી સારી રીતે શણગાર્યું હતું. આમંત્રિત ગૃહસ્થો પધાર્યા બાદ પ્રમુખ સા૦ મે૦ કોઠાવાળા, મે૦ વહીવટદાર સાહેબ સેવકલાલભાઈ તથા અન્ય વકીલમંડળ વગેરે સાથે પધારતાં સર્વેએ ઉભા થઈ માન આપ્યું હતું તે પછી રા. ગ. મંજુલાલે પ્રમુખ નીમવાની દરખાસ્ત કરતાં જણાવ્યું કે ગૃહસ્થો અને શિષ્યવર્ગ ! બોર્ડિંગ હાઉસના વાર્ષિક મેળાવડાના આજના જે પ્રસંગે આપણે એકઠા થયેલાછીએ તેવો પ્રસંગ દરવર્ષે આપણને પ્રાપ્ત થાય છે; અને તેથી અધિક ને અધિક આનંદ આપણને મળતો રહે છે. પાછલાં દરેક વર્ષમાં સારા સારા વિદ્વાન પ્રમુખો આપણે મેળવવાને ભાગ્યશાળી થયાછીએ અને આજે પણ મને જણાવતાં આનંદ થાય છે કે આપણા વડોદરા પ્રાંતના સુબા સાહેબે અધ્યક્ષસ્થાન લેવાને કબુલ કર્યું છે; તો આજે તેઓ સાહેબ આ મેળાવડાનું અધ્યક્ષસ્થાન લેશે. અને આજના મેળાવડામાં જે ઉત્સાહપૂર્વક આપણે મળ્યાછીએ તેજ ઉત્સાહથી આજનો મેળાવડો તેમના હાથે આપણે પસાર કરીશું, હું આશા રાખુંછું કે તેમને આજના મેળાવડાના પ્રમુખસ્થાને નીમવાની દરખાસ્તને આપ સર્વ આનંદથી વધાવી લેશો.

ઉપલી દરખાસ્તને ટેકો મળતાં પ્રમુખ સાહેબે પ્રમુખસ્થાન લીધું.

સુવર્ણો ધરિશ ન અંગપર, જમિશ ન તું મિષ્ટાન્ન,
પણ તે દ્રવ્યે રક્ષજે, કોઈ ક્ષુધિતના પ્રાણ.
　　　નિજ સુખ બલિ દઈ રાચજે,
　　　　તું દીન દુઃખીને આપજે, તું ક્ષુધાતુરને આપજે
રોગ જનક બહુ શોખનો, ભારે ત્યજને પ્રીત,
સાદું જીવન ગુજારીને, બચાવજે તું વિત્ત.
　　　દીન દુઃખ તેથી વિદારજે,
　　　　તું ક્ષુધાતુરને આપજે, તું રંક જનને આપજે.
એકાદશીથી તને થાતાં, આલ અવનિ બે એક.
ભૂખ મરતાં કષ્ટ તો, વિચાર ધરી વિવેક.
　　　તું દીન દુઃખે દાઝજે,
　　　　તું રંક જનને આપજે, તું ક્ષુધાતુરને આપજે.
અન્ય તણી ચિંતા વૃથા શીદ ધરૂં મન માંહ્ય,
એવી સ્વાર્થી વૃતિ નીચ, રખે તુ થી પોષાય.
　　　તું આત્મ સમ સહુ જાણજે,
　　　　તું દીન દુઃખીને આપજે, તું રંક જનને આપજે.
સત્કર્મોને સાધવા, આ સમ અન્ય પ્રસંગ,
ફરિ ફરિ નહિ આવે લહી, દે ધરી અંગ ઉમંગ.
　　　તું દાનને મન માનજે,
　　　　સુર વૃક્ષ ભૂમિનું ભાળજે, તું ક્ષુધાતુરને આપજે.
દુઃખીનાં દુઃખ ટાળતાં, તુજ સઉ દુઃખ દળાય,
( કાંજે ) અવર તણું હિત સાધતાં, તુજ હિત સહજ સધાય.
　　　તુજ હિત તું આ વિધિ સાધજે,
　　　　તું દીન દુઃખીને આપજે, તું રંક જનને આપજે.

( ધન્વન્તરી. )

## विचरे कोइ विलात, देखी उरमां हरखाजो;

અરે ! દેશના વીર, ઉઠયા ચમકીને આજે !!
જતી દેશની લાજ, રાખવા કાજે ગાજે !!
લઇ ધર્મનું નામ, જુઠ ઝઘડામાં માહ્યે !!
પૂછો સાચો પેર, મમત ઇર્ષ્યાનો તાણે !!
જો વિલાતમાં વિચર્યા થકી, ભ્રષ્ટ થવું મન માનતા,
તો સેવક-સુત સાચું વદે, ઉગ્ર એજ અજ્ઞાનતા. ૧

વિલાતથી વટલાય, જાય જો ધર્મ તમારો;
વિલાતથી વ્યવહાર, રાખતા શીદ હજારો !
વસ્ત્ર વિલાતી કેમ, અંગ ઉપર ધારો છો !
રાખી કોચ પલંગ, સદન નિજ શણગારો છો ?
વળી ચારખન દવા વિલાયતી વાપરતાં નથી વટલતા;
રે ! સેવક-સુત કૌતક વડું, વિલાત વિચરે વટલતા !! ૨

"વિલાતથી વટલાય," ભણે જહેરી જન વદતા;
નવાઈની એ વાત, ભણેલા તેમાં ભળતા,
જ્ઞાતિમાં પંકાય, વળી પંડિત પંકાતા;
વિચરે જે વિલાત, તેમની સામે થાતા.
ધરી ધર્મ તણો ઝુંડો અરે ! વણ કારણ કાયર કરે,
રે ! સેવક-સુત શી રીતથી, દેશ દાઝ તેવા ધરે ? ૩

દેશ ઉન્નતિ આજ, કહો શી રીતે થાવે ?
જ્ઞાતિ—આગેવાન, આમ જો આડા આવે;
કળા હુનરનાં કામ કહો ક્યા જઇને શીખે ?
નિરૂદ્યમી થઇ દેશ, પેટ ભરવા પછી ભીખે.
રે ! હિતશત્રુ આ દેશના, આગેસર જન જો થશે;
તો સેવક—સુત આ હિંદનો, દરિદ્રતા ક્યારે જશે ? ૪

છે અંગ્રેજી રાજ, તાજ પણ તેનો રાજે;
હુકમ હાકિમી આજ, અખિલ અવનિમાં ગાજે;
નિશદિન રહી આધીન, નોકરી કરતા ભાવે;
માને ઉર ઉપકાર, શાણી સરકાર નિભાવે;
વળી અભિલાષા આશ ભરી, રંજન ગોરાને કરે;
તો સેવક—સુત શું સમજીને વિલાતથી ફરી ફરે ? ! ! ૫

ધર્મ પાળવો હોય, વિલાને ક્યાં નથી પળાતો ?
નિર્મળ કરણી હોય, ધર્મનો હેતુ ફળાતો;
અનાચાર આચાર, નથી શું ઘરમાં કરતા ?
સેવી મદિરાપાન, નિરંકુશ થઇને ફરતા ?
જો રેહેણી કરણી શુધ્ધ તો, ભૂતળમાં જ્યાં ત્યાં ફરે;
છે ગત એ છોટાલાલનો સરલ ભાવથી ઉચરે. ૬

ઘર કુકડીનો ચાલ, આજ પણ કોણ વખાણે ?
પરાક્રમી પૂર્વજ, વાત વિસરો કયમ ટાણે ?
અર્વાચીન પ્રાચીન—કાળમાં જ્યાં ત્યાં ફરતા;
કરી વિદેશ પ્રવાસ, પરાક્રમ કંઇ કંઇ કરતા;
રે ! હિંદ થકી હિમ્મત ધરી; વિદેશમાં જૈ વિચરતા;
તે સેવક—સુત સાહસ કરી, દેશોત્કર્ષ વધારતા. ૭

વિચરે કોઇ વિલાત, દેખી ઉરમાં હરખાજો;
જ્ઞાતિબંધું હોય, ગુણ તેના મુખ ગાજો;
ભાવ થકી લેઈ ભેટ, જ્ઞાતિનું ભૂષણ વધારો,
દેશ ઉન્નતિ એજ, સરસ એ દેશ સુધારો;
રે ! ઉત્તેજન એ રીતનું, જ્યમ જ્યમ અધિકું આપશો;
ત્યમ સેવક—સુત સંતતિ તણો, સુખનો પાયો સ્થાપશો. ૮

છોટાલાલ સાપતરાતી.

## इतिहासनी आरसी.

સવૈયા એકત્રીસા

રાજા રાણા અકકડ શેના ? વિસાત શી તમ રાજ્ય તણી,
કઈ સત્તાપર કુદકા મારો ? લાખ કોટિના ભલે ધણી.
લાખ તો મુઠી રાખ બરાબર, ક્રોડ ઊડશે સ્હવારે,
સત્તા સૂકા ઘાસ બરાબર, બળી આસપાસે બાળે.
ચક્રવર્તિ મહારાજ ચાલિયા, કાળ ચક્રની ફેરીએ,
સગા દીઠા મેં શાહઆલમનાં, ભીખ માગતાં શેરીએ.

ક્યાં છે રાજ્ય રાજન આગળના ? દિવ્ય કહ્યું જે દેવસ્થાન;
શોધ્યાં ન મળે સ્થાન દશા કે, ન મળે શોધ્યા નામ નિશાન.
લેવો દાખલો ઇરાનનો, જે પૂર્વ જગમાં પામ્યું માન,
ચોગમ જેની ધજા ઉડી રહી–રૂમ, શામ ને હિંદુસ્તાન.
હાલ ભિક્ષુ વેરાન બંદિયર, શોક સાહિ શું ફેરી એ–સગાં.

ક્યાં જમશેદ, ફરેદુન, ખુદારો, ક્યાં અરદેશર ધારણ માન ?
રૂસ્તમ જેવા શૂરવીર ક્યાં ? નહીં તુજને મુજને તે ભાન.
ખબર નહીં યુનાનિ સિકંદર, કે રૂમી સિઝર ક્યાં ગૂમ ?
અવનિ કે આકાશ કહે નહિ, ત્રાસો જત મર મારે બૂમ.
હશે કદિ ક્યાં, હાથ જોડિ ઉભા કિરવાર ક્યેરીએ–સગાં.

રામકૃષ્ણ નરસિંહ પરશુરામ દશ અવતારો થયા અલોપ.
વિક્રમ જેવા વીર રાજનો, ખમે કાળનો કેવો કોપ ?
ક્યાં મહમદ ગઝની, ક્યાં અકબર, રજપૂત વીર, શિવાજી ક્યાં ?
રાજપાટના ધણી ધુરંધર આજ સુધની બાજી ક્યાં ?
રાજ મ્હેલમાં ઢોર ફરે, ને કબર તો કુતરે ઘેરી એ.–સગાં.

કદી હાસ કરતાં રે, તો નિશ્ચે આનંદે ભર્યાં;
કરમાઈ કદી સૂતાં રે, તો સત્યે દુઃખેજ ગળ્યાં,
જેવું અંતર થાયે રે, તેવું તમ મુખડું દીસે,
જેવું મુખ દેખાઓ રે, તેવું તમ હૃદય વિશે,
ત્યારે આવો મધુરાં રે, આપણ રંગે રમીયે,
દિન એક તો સુખમાં રે, સાથે વશી નિર્ગમિયે.

(काव्य माधुर्य)

## પ્રાર્થના.

જગતઋષિ શાસ્ત્ર ગ્રન્થ છે પવિત્ર,
ઘટિત નિયમ એજ છે પ્રભુ ચરિત્ર;
નથી ઈશ્વરકૃત કોઇ શાસ્ત્ર ગ્રન્થ,
સાર ગ્રહણ એજ સત્ય ધર્મ પંથ. ૧

પૂર્ણ નિયમ થકી મનુષ છે અજાણ,
સર્વ વચન તેમનાં નહી પ્રમાણ;
ભિન્ન ભિન્ન વચન ઋષિ વદે અનેક,
સદાચરણ સત્ય ધર્મ એ વિવેક. ૨

નથી ઇશ્વરકૃત જાતિ તણા ભેદ,
મનુષજાતિ સર્વ એક છે અભેદ,
બંધુ જાણી સર્વને થવું સહાય,
પરબ્રહ્મ પ્રેમ પ્રાપ્તિ સત્ય થાય. ૩

વર્ણ આશ્રમનું છે વૃથાભિમાન,
મૂર્ખતાથી ભુલે મનુષ આત્મ ભાન;
સર્વ પુત્ર માત તાતને સમાન,
ભિન્ન ભાવનાથી કોપશે નિદાન. ૪

સર્વમાં સમાન વૃત્તિ એજ ધર્મ,
ભ્રાતૃભાવ વિના સર્વ વૃથા કર્મ;
બંધુ પ્રીતિ મને નાથ સદા દેજો,
વિનંતિ મારિ અંગિકાર કરી લેજો.

(ઇશ્વર પ્રાર્થના.)

## દેશોન્નતિ વિષે.

( " શું નટવર વસંત. " એ ઢાળ )

હે આર્ય ભગિની આ સુવાણી સુણો,
વાણી સુણીરે સદ્ય સુકૃત્યો ભણો. ટેક

ધારી હોંસમાં હોંસને, કરેની રૂડા કામ,
નેક નિષ્ઠાથી ચાલવા જગમાં રાખો હામ.
હામ ધર્યેથી કામ સર્વ સદ્ય સુધરે,
કરતાં પરોપકાર શું રે કહ્યો ? શું રે કહ્યો ?
બેની ! શું રે કહ્યો ? હે આર્ય. ૧

પૂર્વતણી મહિલાતણું અદ્ભુત જોઇ જીવન,
તે કૃતિ આજે આદરી સફળ કરો આ તન.
અમેરિકા ને યુરોપમાં પણ તેવી રે,
સ્ત્રી જાતિ કરે છે કામ વિચારો કેવી રે ?
ક્ષણિક સુખદ આ ભોગમાં ના ધારે તે પ્રેમ,
પરાર્થ પરમાર્થે વહી નિભાવે મને નેમ.
સ્વજાતિ કાજ કેવી દાઝ એ તો વાવરે,
જોઇ દૃષ્ટાંત દુઃખ દેશનું હણો,
દેશનાં હણો દુઃખદ વેળના હણો. હેઆર્ય. ૨

તે સમે પ્રસૂતિ કાળ વાયુ સંચરે, દેહ બ્હાણુ નાળમાં અહીં તહીં ફરે;
નાળમાં નવેક માસ એકલું ખડ્યું, સૂતિકા પ્રચંડ વાયુ ડોલમાં પડ્યું.
ત્યાં થકી મહા-ભવાબ્ધિ પુરમાં અડ્યું, એકનું થયું અનેક સાથ આથડ્યું;
પૂર્વના ગુમાસ્તા શીવરાજના હતા, એ નવાણુ શેઠજીની ખબર પુછતા.
જીવરાજ કહે, હું ઓળખું છું લે જતાં, નિર્વિકારને લઇ વિકાર મુકતાં;
ગુહ્ય અર્થ સમજિયા વિવેક રીઝિયા, દેહ સાધના કરી વિદેહમાં ગયાં.
બુધ્ધિહીન મુર્ખ લોક તે ન-સમજિયા, વિષય તુચ્છ લોભથી ભવાબ્ધિમાં;
એ કથા રહી પછી વિચાર શા થયા, મૃત્યુલોક વાયુ એટલેજ લાગિયા.
કેટલેક માસ બ્હાણુ ચાલતું કરે, બાર વર્ષ બાળપણમાં જઇ ફરે;
તે પછી પલાણુ લોભન અપતું કરે, નવનવા પોશાક ખાન પાન શું ભરે.
કારમો કુસંગ મિત્ર સાથે સંચરે, તેવિ વાતચીત કર્ણ દેશમાં કરે;
ભ્રાંતિને પ્રવૃત્તિ નારી ચિત્તમાં વસે,.મન શ્વસુર કુબુદ્ધિ સાસૂથી ઘણું ડરે.
બ્હાણુ દેશવે જુવાની ચાશ્વ ખેલવે, ઘાટ ઘાટથી પ્રપંચ દ્રવ્ય મેળવે;
દેશ દેશમાં નવી દુકાન ખુપવે, ત્યાં મુનીમ છે ઘણા હીમાળ ચુકવે.
માત શેઠ પારકી લડાઇ શીખવે, કારનું કુટુંબ માત તાને રીઝવે;
મુખ્ય શાહુકાર લખવે લેખું લેખવે, અન્યની લખેલી હુંડી પાછી નવ ફરે.
દેશપાળ હાથમાં દીવાન જઇ નમે, અમલનો છકેલો સર્વ લોકને દમે;
કિર્તિ લોભીયાની વાત આપને ગમે, દ્રવ્યને મદેથી સાધુ સંતને દમે.
ઉદયે આજાણુ પતક નિર્ગમે વૃથા, ધર્મ નામના ન થાય કૃષ્ણની કથા;
દામ સાહેબીનું અભિમાન સર્વથા, સ્વાર્થમાં પ્રકાશ પરમાર્થમાં વૃથા.
નવી નવી મોકાઇ, દુધ ફુરશું જમે, રંગ મેહેલમાં પ્રવૃત્તિ નારી શું રમે;
લોભ લાભ પુત્ર પાસ લઇને ભમે, ભાવદાન આપ કીર્તિ સર્વને નમે.
જરકશી પોશાક કિનખાબ ઓઢીયાં, પાગરી રૂમાલ રંગચોળ મોળિયાં;
વેઠ વાંકડા અમુલ્ય કર્ણ ચોકડાં, હીમરૂ ગલીચા શેઠ ગાદીએ પડ્યા.
રંગ તાન નાચ થાય છે ખડા ખડા, થયા ભાઇ સાહેબ તે અમલથી બડા;
ઘેર તાગડા ચાબુક નાચના વડા, પ્રેમથી ત્રેંચાય રોજ પાનના પડા.

શેઠ માળની હવેલી ખૂબ બંગલા, હીંચકે પલંગ ત્યાં સુવર્ણ સાંકળા;
ભાગ્ય પાંશરીથી સર્વ વૈભવો મળ્યા, વાંકડુ થતાંજ વૈભવેથકી ટળ્યા.

દૈવ કોપતાંજ દેશપાળ કોપિયો, એજ વાંકમાં અનંત માલ લુંટિયો;
દેશદેશની દુકાન સર્વ અટકિયો માલ ખોટ જોઈ જીવરાજ ફડકિયો.

ઊઘરાણિ બંધ કરજ તો ખરૂં થયું, કોઈ ધીરનાર નહી નામ ડુબિયું,
ત્યારે ઘેરિયો દેવાળું ફુંકિયું, એ પ્રકારે પાપ દ્રવ્ય વ્યસ્ત થઈ ગયું.

હાય દૈવ ! હાય દૈવ ? કાંઈ નવ સમજ્યું, છપ્પન ઊપર ભેરતાન ભુંગળું વગ્યું;
નામ શેઠ તે હવે ન કો કરે કહ્યું, બ્રહ્મભોજ્ય દાન પુન્ય કાંઈ નવ થયું.

આગલી દશાયે તોલ ભાગી ગયો, મહા દરીદ્રતામાં આહાર ચોથો થયો;
બહુ ખરાબ હાલ કારભાર નારહ્યો, માન હીન બાપડો ફરે વહીર વહ્યો.

એ દેવાળામાં જુવાની થોડી ગુજરી, ઓ પ્રવૃત્તિયે જણી ખરાબ દીકરી
બેઉ લાલ પુત્ર તે સમે ગયા મરી, મહા દુખ માંહી સાંભર્યોજ શ્રીહરી,

કાળ પંગડેથી વૃદ્ધ થાવે ચડ્યો, ટેક લાકડી લગામ ધોત કાઢ્યો;
વેગ-હીન શાહનો તે જો ફરી પડ્યો, માન ચાબખાનો ચોંપથી કરે ખરો.

કાળનું ભરેલું દેહ વહાણ પુરીયું, આ ભવાબ્ધી તીર નામ નર્મદા ગયું.
ચક્રપાણી ઓરસંગ ઘાટ છીપિયું, શ્રી કુબેર સોમનાથ બેટવું થયું.

તીર્થવાસી વૈષ્ણું ભક્તને મળ્યો જઈ, તેમને સમાગમે કથા રૂચી થઈ.
તે સમે સુસંગ મિત્ર તે મળ્યો નહી, બેટના પ્રવૃત્તિ ભ્રાંતિ વેગળી રહી.

પરણ્યું વેષ ફેરવ્યો નવો ધર્યો નહીં, વૃદ્ધ જેષ્ટ જોઈ લાજ પુરમાં વહી;
તે વખત પછી પટંતરો રહ્યો નહી, તે પછી સુસંગ મિત્ર ઓળખ્યો સહી.

ઓળખ્યા પછી ફરી મળ્યો હશો ઘણો, ભેદ ભાંગતા પ્રવૃત્તિ ભ્રાંતિ ગઇ ઘણી;
પૂર્વનો વિવેક વાત ચિતમાં વસી, સાંભરી નિવૃત્તિ નાર ને થયો ખુશી.

મિત્ર મેળવ્યો નિવૃત્તિ નાર આ સમે. શીવરાજ શાંતી-માત ભેટવો તમે;
દેહમાંથી લઇ જશો વિદેહમાં કયમે, તો તમારો પાડ ખુબ માનશું અમે.

એ પ્રકારે જીવરાજની ફરી મતી, તે સમે સુમંગ તે થયો દયાપતી;
સૂણી બોધ જીવરાજને થઇ ગતી, બ્રહ્મભાવથી જડી પ્રકાશ પધ્ધતી.

મનશ્વસુર સુબુધ્ધી સાસૂ એકઠાં કર્યાં, પૂર્વની નિવૃત્તિ રાણી ચિત્તમાં ધર્યાં;
કોટી વર્ષના વિયોગ રૂથણા હર્યાં, આસક્તનું મગ્નું કુટુંબ દુઃખ વીસર્યાં.

નિવૃત્તિ નાર સંગે પ્રીતડી થઇ ઘણી, જીવરાજ વશ કર્યો નિવૃત્તિ એ ઘણી;
પ્રથમ ભક્તિ દિકરી નિવૃત્તિએ જણી, જીવરાજ શેઠને ગઇ વધામણી.

તે સમે આનંદ ચિત્ત શેઠનું થયું, કાંઇ ન રાખીયું કને સહુ સમર્પિયું;
નવ પ્રકાર ભક્તિનું સ્વરૂપ સાધિયું, તે સ્વરૂપ જોઇ પ્રેમ રૂપ વધિયું.

પ્રેમનો ભરેલ શેઠ નાચતો ફરે, રોમ હર્ષ થાય, ગાય ગદગદ સ્વરે;
પાય ઘુઘરા સતાર વાજતા ફરે, સપ્ત સ્વર ભરાયો તાન ગાન ઉચરે.

ભક્તિ પાંચ વર્ષની થતાં પિતા ઠરે, સ્ત્રી નિવૃત્તિને, વૈરાગ્ય પુત્ર અવતરે;
હર્ષનો ભર્યો વધાઇ મસ્તકે ધરે, વણ-સુસંગ વાત ચિત્ત કાંઇ ના કરે.

જ્ઞાન પુત્ર તે પછી થયો નિવૃત્તિને, ગઇ વધામણી વિવેક શેઠની કને;
સમર્પણુ તે કર્યું સહુ વહાલા વિવેકને, વિધિ નિષેધના વિવેકની થઈ બને.

જ્ઞાનને વૈરાગ્ય પુત્ર હાથમાં ધરે, સ્ત્રી નિવૃતિ ભક્તિ પુત્રી સાથ સંચરે;
યોગમાર્ગમાં સુસંગ આણવો કરે, લિંગ દેહ ત્યાગીને વિદેહ પરવરે.

જીવરામ ભટ્ટ નામ ગામ ધોળકું. ટોળકદ્રીજ જાત બામ ગોળનું પણું;
તે નરે વિવેક વાત જોઇને લખ્યું, આ આધ્યાત્મ દીપ જીવ શીવ પારખું.

આ વળી નવીન ગ્રંથથી વિચારજો, ઘણીક વાતનો ગટવરો ખુલી જજો;
લિંગ-દેહ જીવને વણીક પ્રમાણજો, શેઠને વણીક વિષે ન ભેદ આણજો.

મન મળે કુબુદ્ધિ માત કામ લીન થાય, ગન મલિનમાં પ્રવૃત્તિ ભ્રાંતિ જઇ ભરાય;
તે પ્રવૃત્તિ ભ્રાંતિથી કુકર્મ કાંઇ કરાય, તે કુકર્મ બાંધી જીવ દેહમાં ભરાય.
ભ્રાંતિ તામસિથી ભ્રમણુતા આગણુ થાય, રજગુણી પ્રવૃત્તિથો વિચારમાં પડાય;
મન મળે સુબુદ્ધિમાં ન કામ લીન થાય, નિર્ગુણી નિવૃત્તિ શુદ્ધ સાત્વિકી જણાય.

કાવ્યદોહન

# મતાંતર.

કોઈ શિવ મ્હોટા કહે છે, કોઈ વિષ્ણુને વખાણે છે, ને કોઈ શક્તિને સર્વોપરિ બતાવે છે, કોઈ લોક ઈશ્વરને આકારવાળો કહે છે, કોઈ નિરાકાર કહે છે; કોઈ ઈશ્વર એવું કે જુદા જુદા દેવ એવું માનતાંજ નથી. આવા મુખ્ય ભેદમાં વળી બીજા પંથ ને સંપ્રદાય ઘણા છે, ને કોઈ કબીર તો કોઈ રામાનુજ, કોઈ સ્વામિનારાયણ તો કોઈ રામાનંદ એમ અનેક ભેદ ચાલે છે. પણ એ બધા તો એકજ ધર્મના ભેદ છે. બીજા ધર્મવાળાઓ આપણા ધર્મનેજ માનતા નથી, તે પોતાની વાતનેજ માને છે. ત્રીજા વળી એવા છે કે ખાઈપીને સુખમાં ફરવા ઉપરાંત કશો ધર્મંજ માનતા નથી.

ક્રિશ્ચીઅન ધર્મવાળા એમ માને છે કે ઈજીપ્તના રાજાથી નાસી છુટતી વખતે મુસાપેગંબરને લાલ સમુદ્રે માર્ગ આપેલો; પણ જ્યારે એમ સાંભળે છે કે શ્રીકૃષ્ણને લેઈને જતાં વસુદેવને પણ યમુનાએ માગ આપ્યો હતો ત્યારે તે માનતા નથી, ને હસે છે. મુસલમાનો એમ માને છે કે કાબા આગળ એક પથ્થર છે તેને ચુંબન કર્યાથી પાપ નાશ પામે છે; છતાં હિંદુઓનાં રણછોડની ગોપી ચંદન અને ભસ્મ વિભુતિને હસે છે; એ બન્ને જણાને આતશની પૂજાથી અને તેનાં દર્શનથી મોક્ષ માનનારા પારસીઓ હસે છે. હિંદુધર્મમાં પણ જુદા જુદા પંથવાળા ને જુદા જુદા સંપ્રદાયવાળા એમજ જાણે છે કે અમારા વિના બીજો મત પાળનારા નરકે જવાના છે. હિંદુ ધર્મમાંજ મતભેદ છે એમ નથી, પણ મુસલમાન, ક્રિશ્ચીઅન, પારસી બધામાં મતભેદ છે; ને તે પ્રત્યેક ધર્મમાં ઘણા ઘણા પંથ છે. એ બધા પંથવાળા પોતપોતાના પંથમાંજ મોક્ષને નક્કી ઠરાવી રાખે છે. *ઘણુંક એવાં નાસ્તિક હોય છે કે કશું માનતાં નથી; ને આ મતભેદ જોઈ* તે ઉપર કટાક્ષ કરીને કહે છે કે ધર્મ આવો હોય નહિ; ને ખરો

હોય તો એમાં આવા આવા ભેદ ને આવા આવા વિરોધ હોય નહિ. આ પ્રમાણે જ્યાં જુઓ ત્યાં આખા જગત ઉપર જેટલાં માણુસ એટલા ધર્મ ને એટલા ભેદ છે એવી ખેદકારક વાત દૃષ્ટિએ પડશે.

આવા મતભેદના વિષયમાં એક વિદ્વાને કહ્યું છે કે બધા ધર્મ બે વાતમાં એક બીજાને મળતા આવે છે; તે બે વાત એ કે પોતાનાં ધર્મનાં ગપ્પાંને પણ માનવાં, ને સામાના ધર્મની ખરી વાતોને ધિક્કારવી. આવું શાથી થાય છે? માણસનો સ્વભાવજ એવો છે કે બધી વાતોમાં એમના વિચાર એક સરખા થઇ શકતા નથી. એનું કારણ અજ્ઞાન અને તે અજ્ઞાનથી પેદા થતો અભિમાન એ બેજ છે. જ્યારે સંપૂર્ણ જ્ઞાનનો પ્રકાશ પડે છે ત્યારે એવું કાંઇ રહી શકતું નથી, પણ તેમ થવા માટે મતભેદ અથવા મતાંતર ચાલે અને સત્ય વાત તરી નિકળે એ બહુ અગત્યનું છે. એક વાત વિષે બે મત હોવા એ કોઇ પણ દેશના લોકની વિચારનું ચિન્હ છે, પણ તે દેશના જ્ઞાનનું ચિન્હ એ છે કે મતાંતરને જુદા જુદા મતવાળા ઉદાર બુદ્ધિથી સહન કરી શકે. જેવી સ્થિતિમાંથી ને જેવી દૃષ્ટિથી માણસ કોઇ પણ વાતને વિચારે છે, તેવા તેને તે વાતના આકાર સમજાય છે. એક પાસાએ સોનાની ને બીજી પાસાએ રૂપાની રસેલી ઢાલ સામ સામેની બાજુથી જોનારા બે પુરૂષ તે એકલા સોનાની કે રૂપાની છે એમ કહી લડી મુવા હતા ને ઢાલ તો બંનેથી રસેલી હતી, તેવું મતાંતરના વિષયમાં થાય છે. આપણો જે મત હોય તે ખરો છે એમ અભિમાન રાખવા પૂર્વે વિચાર કરવાની અપેક્ષા છે કે આપણા કરતાં બીજા પ્રકારનો મત રાખનારાઓ કોઇ પણ રીતે પરાક્રમ, ઉદારતા, શુદ્ધબુદ્ધિ કે સંતોષમાં ઉતરતાં નથી, તો એકલો આપણોજ મત ખરો ને બીજા ખોટા એમ હોવું અશક્ય છે. કારણ કે મત કે ધર્મ ગમે તેવી રીતે બાંધ્યા હોય તેનાથી સાધવાની વાત તો માત્ર એજ છે, ને તે એ કે આ વિશ્વની રચના સમજવી, ને તેમાંથી ઉત્તમમાં ઉત્તમ માર્ગ સાધવો.

એમ જણાય કે એક મતથી આચરતાં જેવી ઉત્તમ પ્રવૃત્તિ નીપજે છે તેવીજ બીજાથી પણ નીપજે છે, તો તેમાંનો એકે મત ખોટો નથી. આ વિશ્વની રચના પણ એક અમુક પ્રકારનીજ છે, તેને સમજવા માટે અનેક માર્ગ હોય, ને તેમ કરતાં જે પ્રવૃત્તિ થાય તે ઉત્તમોત્તમ છે એમ જણાવાના માર્ગ પણ તેથી વધારે હોય, તો મતભેદ એ વાત કોઇ રીતે ખોટી નથી, ન ઇચ્છવા લાયક નથી, કે નિરૂપયોગી નથી.

પ્રત્યેક વાત સમજવાના અનેક માર્ગ હોય છે. જેમ એકજ ગામ જવાના પણ બે માર્ગ હોય છે. માણસોની બુદ્ધિ બધી એકજ સરખી હોતી નથી, જેમ અન્ન પચવામાં એક ઘરના બે ચાર માણસને પણ એકજ જાતનો આહાર પચતો નથી, તેમ જગતનાં જુદાં જુદાં સ્ત્રી પુરૂષનાં જુદી જુદી શક્તિ વાળી બુદ્ધિઓને એક સરખુંજ જ્ઞાન પચતું નથી. જેને જેવું ઘટે તેવું કહીએ તોજ તે વાત તેને ગળે ઉતરે છે. ગળે ઉતરે છે એટલુંજ નહિ. પણ તેથી વધારે કહેતાં તેને અશ્રદ્ધા થાય છે, કે શ્રદ્ધા થાય તો પણ કવચિત્ તેનો ખોટો ઉપયોગ કરી પોતાને ને બીજાને હાનિ કરે છે. આંધળા આગળ આરસી નકામી છે, અથવા જેની નબળી આંખો છે તેને તેના તેજથી તંમર ચઢે છે. તેમ જેની બુદ્ધિ રૂપી આંખો ઉઘડી ન હોય તેના આગળ, કે થોડી થોડી ઉઘડી તેજ ખમવાને સમર્થ ન હોય તેના આગળ, ચોખે ચોખા જ્ઞાનની ઝળઝળતી આરસી ધરાતી નથી. નાના બાળકને રમવાને માટે તરવાર અપાતી નથી, તેમ મોટો માણસ પણ બે પાસાની ધારવાળી તરવારથી ઘણી વાર પોતાનુંજ ગળુ કાપી બેસે છે. જેને જેવું ઘટે તેવું તેને આપવું; ને તે રીતે તેને ધીમે ધીમે સમજાવવું એજ ઉત્તમ માર્ગ છે; એમ જે કરવું તેનેજ શાસ્ત્રમાં અધિકાર પ્રમાણે ઉપદેશ કરવો એમ કહે છે. શ્રી કૃષ્ણે ભગવદ્ગીતામાં પણ એજ કહ્યું છે કે- "અજ્ઞાનીના મનને ગભરાવી નાખવું નહિ."

**શા**સ્ત્રાર્થના પાઠમાં આપણે ત્રણ પ્રકારે અર્થ સમજવાની રીત અને અર્થવાદ રૂપ વાક્યોને જુદાં પાડી તેમનો સાર લેવાની વાત, કહી છે, તેનો હેતુ હવે પૂરે પૂરો સમજાશે કે જેવો અધિકાર તેવો ઉપદેશ. કથાઓની રચનામાં એજ યુક્તિ છે કે એકની એક કથા સાધારણ અધિકાર વાળાને સામાન્ય માણસોની વાત હોય તેવી લાગી શ્રદ્ધા પેદા કરશે; મધ્યમ અધિકારીને ઉત્તમ દેવલોકના દિવ્ય ચરિત જેવી સમજાઇ વિચાર કરવાની શકિત આપશે; અને ઉત્તમ અધિકારીને એકાત્મ ભાવની એક લહેરરૂપે અનુભવાઇ જ્ઞાન પેદા કરશે. એજ પ્રમાણે જે અર્થવાદ રૂપ વાતો છે તે પણ છેક અધમ અધિકારી હશે તેને શ્રદ્ધા ભકિત ઇત્યાદિનાં ફલ બતાવી પુણ્યનું તે તે કર્મ કરવાની રુચિ પેદા કરશે.

ધર્મમાત્ર જે દેશ કાલમાં પેદા થાય છે, ત્યાંના પ્રસંગ તથા લોક એ બેને જોઇ અધિકાર પ્રમાણે રચાયા છે. એ રચના એતો તે ધર્મનું બાહ્ય રૂપ છે;ને જો તે રૂપને વળગીને જ ધર્મની સત્યાસત્યનો નિર્ણય કરવા બેશીએ તો આ દુનીયાંનો અંત આવે ત્યાં સુધી તકરાર કરતાં પરવારીએ નહિ. પણ તેનો બાહ્ય અર્થ તજી જે ગૂઢ અર્થ છે તેને સમજીએ, અધિકારને અનુસરીને જે રચના કરવી પડી હોય તેને કાઢી નાખીએ, ત્યારે સર્વ વાત એવી રીતે સમજવાની કે તે સત્ય રૂપે સર્વત્ર એકજ જણાય. સત્ય છે તે એકજ છે, ને અનાદિ તથા અનંત છે. એ સત્યને સમજાવવા માટે અધિકાર પરત્વે યોજનાઓ થઇ છે, પણ જેને સમજવાની શકિત છે તે શબ્દને તજી અર્થ ગ્રહે છે, કુશકા ત્યજી ચોખા વિણે છે, ને એમ બધે એકતા જુએ છે. ને ધર્મ વિચાર માટે વિરોધ કરવો એજ અજ્ઞાનીનું કે અધાર્મિકનું લક્ષણ છે. કોઇ એક ધર્મ સ્વીકારી તેથી જ આપણો મોક્ષ થયો છે કે થશે એમ જે માનતાં હોય તેણે તો તે સર્વ પ્રકારના ધર્મ વિચારના ભેદ અતિ ઉદાર બુદ્ધિથી સહન કરવા જોઇએ. કેમકે મોક્ષનું કે મોક્ષને માર્ગે ચઢવાનું ફલ એટલુંજ છે કે અત્યંત સહનશીલતા રાખવી. સર્વ ધર્મ એકજ અનાદિ સત્યનાં રૂપાંતર છે, અને બધા ધર્મ તે

સત્યને પામવાના જુદા જુદા માર્ગ છે. અનાદિ સત્યધર્મ એકજ છે, પણ અધિકાર પ્રમાણે સમજાવવા માટે જુદે રૂપે વિસ્તાર છે. આનું પ્રમાણ એ છે કે જેમ આપણા ધર્મમાં વેદાન્ત એ અનાદિ સત્યનો શુદ્ધ માર્ગ છે, તેમ યાહુદિ અને ક્રિશ્ચીઅન ધર્મમાં કેબાલા, મુસલમાન ધર્મમાં તથા પારસીમાં પણ સુફી હકીકત, ચીનાના ધર્મમાં ટૈયોમાર્ગ, એમ બધી દુનીયાંના ધર્મમાં એક એક ગુપ્ત માર્ગ છે કે જેને ખરા જ્ઞાનીઓ જ સમજે છે, ને જે રીતે જોતાં ધર્મ માત્ર એક છે.

વિચાર માટે કોઇનો દ્વેષ કરવો એ પાપ છે; કેમકે જે વિચાર-શક્તિ સર્વને સરખી રીતે મળેલી છે તેનો સર્વે સ્વતંત્રતાથી ઉપયોગ કરે; અને વિચારની સ્વતંત્રતા એજ કોઇ પણ દેશના લોકના ઉચ્ચ સંસ્કાર નક્કી કરવાનું પ્રમાણ છે. જ્યાં કોઈપણ રીતે વિચાર. ઉપર દબાણ રખાય છે તે દેશ અજ્ઞાની, જુલમગારથી કચરાઇ ગયેલો, કે અધર્મી હોય છે. વિચાર જ્યારે આચારનું રૂપ ધારણ કરે ત્યારે જોવાનું છે કે તે આચાર કેવો છે, ને તે આચારના રૂપ ઉપરથી તેને પેદા કરે તેવા વિચારોને કેટલે સુધી અટકાવવા કે બંધ પાડવા એ નક્કી થાય છે. પણ જેનાથી બીજાને કોઇપણ પ્રકારે હાનિ નથી, અને પોતાના મનને અત્યંત શાન્તિ થવા રૂપી લાભ છે, એવા ધર્મ વિચાર માટે જરા પણ દ્વેષ ભાવ રાખવો કે રાખીને કલહ કરવો એ નીચપણાનું કામ છે, અધર્મનું લક્ષણ છે, પાપ છે.

બાળ વિલાસ.

---

## મિત્ર વચ્ચે પ્રેમ.

વાર્તા.

બે માણસ દૈવઘટનાથી યૂરોપમાં આલ્જિયર્સ પ્રદેશમાં ગુલામ બન્યા હતા. તેમાંનો એક માણસ સ્પેન દેશનો હતો, તેનું

નામ એન્ટોનિય હતું, અને બીજો માણસ ફ્રાન્સનો રહેવાશી હતો, જેનું નામ રોજર હતું. દરરોજ એ બન્ને એક ઠેકાણે કામ કરતા હતા અને એક જગ્યાએ ખાતા પીતા તથા સૂતા બેસતા હતા. ધીરે ધીરે તેઓને એક એક ઉપર ઘણોજ સ્નેહ થયો. નિરાંતની વેળાએ તેઓ પોતપોતાનાં દુઃખની વાતો કરતા હતા. આવી રીતે પરસ્પરની આગળ પોતપોતાના મનમાં દુઃખ અને દુરવસ્થાન જણાવ્યાથી તેઓને ગુલામગીરીને લીધે થતું અસહ્ય દુઃખ કંઇક ઓછું જણાતું. તો પણ જન્મભૂમિ, માતાપિતા, સ્ત્રીપુત્ર, સગાંવહાલાં વગેરેથી વિખુટા પડી, દુર દેશમાં દાસત્વની સાંકળમાં બંધાઈને પશુની પેઠે પરિશ્રમ કરવો એ તેઓને ઘણુંજ કષ્ટદાયક હતું, તે કષ્ટ સહન કરીને કાળ ગાળવો એ કંઇ જેવું તેવું કામ નહોતું.

સમુદ્રના કિનારા ઉપર એક પર્વત હતો તેના ઉપરથી રસ્તો કરવામાં આવતો હતો, ત્યાં તે બન્ને જણા દિવસે કામ કરતા હતા. એવામાં એક દિવસ એન્ટોનિયે એકદમ કામ પડતું મૂકીને સમુદ્ર તરફ નજર કરી, એક લાંબો નિસાસો નાખ્યો, અને પોતાના મિત્રને કહેવા લગ્યો કે, આ કિનારાઓને પેલી પાર મ્હારી બધી ઇચ્છીત વસ્તુઓ છે. દરેક પળે જાણે હું એવું જોતો હોઉં તેમ જણાય છે કે, મારી બાયડી તથા છોકરાં સમુદ્રના કિનારા ઉપર આવીને એકી નજરે આ તરફ જોતાં રહ્યાં છે, અને મારૂં મરણ થયું છે એવું ધારીને આંસુઓ વરસાવે છે. આ મારી ઇચ્છા થાય છે કે તરીને તેઓની આગળ જાઉં. ટુંકામાં તે દિવસથી એન્ટોનિય જ્યારે જ્યારે તે જગ્યા પર કામ કરવા જતો, ત્યારે ત્યારે સમુદ્ર તરફ દ્રષ્ટિ કરતાંજ તેના અંતઃકરણમાં આવા તર્કો ઉત્પન્ન થતા હતા. ત્યાર પછી એક દિવસે કામ કરતાં તેણે લાંબો નિસાસો નાખીને રોજરને કહ્યું, મિત્ર, આટલે દિવસે આપણા દુઃખનો અંત આવ્યો છે, ત્યારે રોજરે પૂછ્યું, કેવી રીતે ! એન્ટોનિયે કહ્યું, જો પેલું વહાણ લંગર કરીને ઉભું છે; એ અહીંથી બે ત્રણ કોશથી વધારે છેટે નથી; આવ, આપણે આ પર્વત ઉપરથી કૂદીને સમુદ્રમાં પડીએ અને વરવ તારવા

મે વહાણુ ઉપર જઇ ચઢીએ. જો એ મહેનતમાં ફત્તેહમંદ નહિ થતાં કદાપિ આપણે પ્રાણ ત્યાગ કરવા પડશે. તો પણ આવું દાસત્વ કરવાના કરતાં તે સેંકડો દરજ્જે સારૂં થશે.

આ સાંભળીને રોજરે કહ્યુ, જો તું આવી રીતે તારો બચાવ કરી શકે તો તેમાં હું ખુશી છું. પરંતુ તારી જોડે મ્હારે જે પ્રેમ થયો છે, તે મ્હારા શરીરમાં પ્રાણ રહેશે ત્યાં સુધી જશે નહિ તેથી તારા વિયોગને લીધે મારે પણ વધારે દિવસ દુઃખ ભોગવવું પડશે નહિં. ગમે તેમ થાય, પણ હું ત્હારી પાસે વિનંતી કરૂં છું કે જો તું વગર હરકતે આ વિપદમાંથી છૂટે તો મ્હારા દેશમાં જઇને મ્હારાં માબાપની ખોળ કરજે. વૃદ્ધાવસ્થાથી તેમજ મ્હારા શોકથી તેઓ બચને મરી ગયાં હશે પણ જો કદિ હજી જીવતાં હોય તો તેઓને કહેજે કે—આટલું કહેતાંજ એન્ટોનિયે તેને અટકાવીને કહ્યું, તું શું એમ ધારે છે કે હું તને આ અવસ્થામાં અહીં મુકીને એકલોજ જઇશ ! તેમ કદિ બનશે નહિ તું અને હું જુદા નથી. કાંતો બે જણા છુટીશું, અથવા તો બે જણા મરીશું.

એન્ટોનિયની આવી વાત સાંભળીને રોજરે કહ્યુ, મિત્ર, તું જે કહે છે તે ખરૂં છે, પરંતુ હું તરી જાણતો નથી, એટલે કેવી રીતે તારી જોડે આ દુસ્તર પાણીને કાપીને વહાણુ ઉપર આવું ? તેના જવાબમાં એન્ટોનિયે કહ્યું, " તેને વાસ્તે " તું ગભરાતો નહિં. તું મારી કમર પકડજે, મ્હારા શરીરમાં બહું બળ છે અને હું તરવામાં કુશળ છું, તેથી વગર હરકતે તને લઇને વહાણુ સુધી પહોંચી શકીશ. રોજરે કહ્યું, એન્ટોનિય, આવી કલ્પના કરવાથી કાંઇ પણ વળશે નહિં; કદાચ હું ભયને લીધે ત્હારી કમર છોડી દઇશ, અથવા તો ખેંચાખેંચ કરીને તને પણ ડુબાવીશ, એટલા માટે આવું કામ કરવાની જરૂર નથી. જ્યારથી મેં ત્હારૂં આવું બોલવું સાંભળ્યું છે ત્યારથી મને કંપારી છૂટે છે. મારી વાત સાંભળ, મારા નસીબમાં જે થનાર હશે તે થશે, તું તારી રક્ષાનો

ઉપાય કર; હવે વૃથા કાળ ગુમાવીશ નહિ. આવ આપણે છેલ્લો ટીએ.

આવું કહીને રોજરે આંસુ ભરી આંખે એન્ટોનિયને લિંગન કર્યું. ત્યારે એન્ટોનિયે કહ્યું, દોસ્ત ? શા માટે તું રડે છે આ રોવાનો સમય નથી.ઉપાય શોધવામાં આળસુ થવું અથવા ચ વેલા ઉપાયને ન પકડવો એ સ્ત્રીનું કામ છે; આવાં આચરણ કર એ પુરૂષનો ધર્મ નથી. એટલા માટે હિંમત પકડ. હવે પછી આં લાગ મળશે નહિં. છેવટે હું તને એટલુંજ કહું છું કે, તું મ્હા કહેવું કબુલ નહિં કરે, તો હું આ ઘડીએ ત્હારી સામે આત્મઘ કરીશ.

એન્ટોનિયે આટલું કહીને, પોતાના મિત્રનો ઉત્તર સાંભ વાની વાટ ન જોતાં તેને ધક્કો મારીને સમુદ્રમાં નાંખ્યો, અ પોતે પણ તરત તેની પછવાડે કૂદી પડયો. રોજરે સમુદ્રમાં પડતાં ભયથી ગાભરો થઇને જીવની આશા છોડી હતી, પરંતુ એન્ટે નિયે હિમ્મત આપીને ઘણી મહેનતે પોતાની કમર પકડાવી. અ કદાચ તે કમર છોડી દે, એ શંકાથી વારંવાર તેની તરફ જોતો વહાણ તરફ તરવા લાગ્યો. આ વખતે તે ( એન્ટોનિય ) એ આતુરતાથી રોજરની તરફ જોતો હતો કે, તે પ્રમાણે ઘણીજ ઘો માતાઓ પણ પુત્રના વિપદ્કાળમાં તેની તરફ જોતી હશે.

પેલા વહાણ ઉપરનાં માણસોએ આ બે જણને પાહાડ ઉ રથી સમુદ્રમાં પડતાં જોયા હતા. પરંતુ શા કારણથી તેઓ આ હિંમત ભરેલા કામમાં પડયા છે તેનો મર્મ નહી. જાણ્યાથી તેએ નાના પ્રકારના વિચારો કરતા હતા. એવામાં તેમણે જોયું કે એ હોડી તેઓની પછવાડે ધસી આવતી હતી. ગુલામોની સંભાળ ર ખવાનું જેઓને માથે હતું તેઓ આ બે જણાને નાસતા જોઈ તેઓને પકડવાને વાસ્તે હોડી લઇને આવતા હતા. રોજરે સર્વ

પહેલાં તે હોડી જોઇ, અને તે સમજ્યો કે, તેઓને પકડવા માટે આવે છે. વળી એ પણ તે સમજ્યો કે, એન્ટોનિય ઘણી વાર સુધી જોરથી તરીને ધીરે ધીરે હવે થાકી ગયો છે. આથી તે ઘણો ગભરાઇ બોલ્યો, પ્રિય મિત્ર એન્ટોનિય, કિનારા ઉપરથી એક હોડી આપણને પકડવાને આવે છે. જો તું મને છોડી દઇને એકલો ચાલ્યો જઇશ, તો તે હોડીવાળા મ્હને પકડશે તે પહેલાં તું વહાણ ઉપર પોહોચી શકીશ. તું મારી આશા છોડીને તારો પોતાનો બચાવ કર, નહિ તો બેઉને પકડીને પાછા કિનારે લઇ જશે.

આવું કહીને રોજરે એન્ટોનિયની કમર છોડી દીધી, અને તરત પાણીમા ડુબી ગયો. પણ અકૃત્રિમ પ્રેમનો કેવો અનિર્વચનીય પ્રભાવ છે? એન્ટોનિયે તેને પોતાની કમર છોડી દઇને પાણીમાં ડુબેલો જોતાંજ તેને બહાર કાઢવા માટે તરત પાણીમા ડુબકી મારી. થોડીવાર સુધી તેઓ બન્ને ઉપર જણાયા નહિ, તેથી પેલી હોડીમાંના માણસો એઓને ન જોયાથી કોઈ તરફ જવુ એ નકકી કરી નહિ શકયાથી થોડી વાર સુધી સ્થિર થઇ રહ્યા. વહાણમાના માણસો પણ આશ્ચર્ય પામીને બેઠી ટમે આ અદ્ભુત બનાવ જોતા હતા. તેથી તે બે જણાને પાણીમાં ડુબી જતા જોઇને કેટલાક ખારવા એક હોડી સમુદ્રમાં નાખીને તેઓની શોધ કરવા લાગ્યા.

તેમણે થોડીવાર સુધી ચારે બાજુએ ફાંફાં માર્યા પછી જોયું કે એન્ટોનિયે એક હાથથી રોજરને મજબૂત પકડયો છે, બીજા હાથથી હોડીની તરફ આવવાને માટે પ્રાણપણે પ્રયત્ન કરે છે. આ જોયાથી ખારવાઓ દયાથી ગળગળા થઇને પોતામા જેટલું બળ હતું તેટલું કામે લગાડીને હલેસાં મારતા તેઓની પાસે જઇ પહોચ્યા, અને તરત તેઓને હોડીમાં ઉપાડી લીધા.

આ વેળાએ એન્ટોનિય થયો તો થાકી ગયો હતો કે એક મિનિટ વાર વધારે લાગત તો બન્ને પાણીમાં ડુબી મરત. 'તમે મ્હા

રા મિત્રને બચાવો' ! આટલું બોલતાંજ તે અચેતન થઇ ગયો અને મરી ગયો હોય એવું જણાવા લાગ્યું. રોજર પણ હોડી ઉપડતી વેળાએ અચેતન હતો, પણ તેણે કેટલીક ક્ષણ પછી આંખો ઉઘાડી અને એન્ટોનિયને મૃત્યુના લક્ષણવાળો જોઇને તે શોકથી ઘણો જ વિકળ ચિત્તવાળો થયો, તથા હાય ! કેવી ખરાબી થઇ! આવું કહીને એન્ટોનિયના અચેતન શરીરને આલિંગન કરીને આંસુએ વરસાવવા લાગ્યો અને ઘણોજ અધૈર્યવાન થઇને વ્યાકુલ વચનથી કહેવા લાગ્યો કે, હે સખા ! મેંજ ત્હારો પ્રાણવધ કર્યો છે.

તેં મ્હારી ગુલામગીરી દુર કરવા માટે અને મ્હારો જીવ ઉગારવા માટે આટલો યત્ન અને મહેનત કરી હતી. મ્હારા તરફથી તેનો આવો બદલો મળ્યો છે. હું ઘણોજ નિરાશ તથા નિરાધાર છું. નહિ તો હજી સુધી જીવતો રહ્યો છું શા માટે ? તારો પ્રાણવિયોગ જોઇને શું મ્હારે પ્રાણ ધારણ કરવો જોઇએ ? તને ગુમાવીને હું પ્રાણ ધારણ કરવાનું કંઇ ફળ જોતો નથી.

આવી રીતે ખેદિત થઇને તે એકદમ ઉભો થયો અને જો ખારવાઓ બળજોરીથી નહી રોકત તો તે સમુદ્રમાં કુદીને નિઃસંદેહ આત્મત્યાગ કરત. ખલાસીઓએ રોકયાથી તે ઘણો જ વિલાપ અને પરિતાપ કરીને કહેવા લાગ્યો, શા માટે તમે મ્હને રોકો છો ? હું આવી રીતે મિત્રના વિયોગથી કદીપણ પ્રાણ ધારણ કરી શકીશ નહિ; મારે માટે એનો પ્રાણ ગયો છે. આવું કહીને તે એન્ટોનિયના શરીર ઉપર પડીને કહેવા લાગ્યો, એન્ટોનિય ! હું જરૂર ત્હારો અનુગામી થઇશ, કોઇપણ મ્હને રોકી શકશે નહિ. હે ખારવાઓ ! તમને જગદીશ્વરની આણ છે. તમે મને હવે રોકશો ના. મને મ્હારા પ્રાણાધિક મિત્રના અનુગામી થવા દો.

સૌભાગ્ય ક્રમે થોડીવારે એન્ટોનિયે એક લાંબો શ્વાસ લીધો.

તે જોઇને રોજર આલ્હાદથી અધીરો બનીને ઉંચા સ્વરથી બોલ્યો, મ્હારો મિત્ર જીવતો છે ! મારો મિત્ર જીવતો છે ! જગદી-

શ્વરની કૃપાથી હજુ તેનો પ્રાણ ગયો નથી. ખારવાઓ તેને શુદ્ધિમાં લાવવાને માટે ઘણો યત્ન કરવા લાગ્યા. થોડીક વારે આંખ ઉઘાડીને એન્ટોનિયે પોતાના મિત્ર તરફ જોયું અને કહ્યું, રોજર ! મેં જ્હારી પ્રાણરક્ષા કરી છે તેને માટે જગદીશ્વરને ધન્યવાદ આપ, તેણે શુદ્ધિમાં આવી આંખો ઉઘાડેલી જોઇને, અને તેના અમૃત જેવાં વાક્ય સાંભળીને રોજર આનંદસાગરમાં મગ્ન થયો. તેની આંખોમાંથી ચોધાર આંસુઓ પડવા લાગ્યાં. થોડીવારે તે હોડી વહાણ ઉપર પહોંચી, વહાણમાંના બધા માણસો ખલાસીઓના મોંથી સઘળું સાંભળીને, કારૂણ્યરસથી પરિપૂર્ણ થયા, અને તેઓ ઉપર ઘણો જ સ્નેહ અને દયા દેખાડવા લાગ્યા. ઉપડ્યું વહાણ માલ્ટા તરફ જતું હતું. ત્યાં પહોંચ્યા એટલે બંને મિત્રોને કિનારે ઉતરવાનો બંદોબસ્ત કર્યો. તે વેળા તેઓએ કૃતજ્ઞતા દેખાડીને તેઓની દયા, સૌજન્યને માટે ઘણીજ શાબાશી આપીને અશ્રુપૂર્ણ નયનથી તેઓની પાસેથી રજા લીધી.

આ બનાવથી એ બે મિત્રો વચ્ચે ચિરવર્દ્ધિત અકૃત્રિમ પ્રેમ હજારો ઘણો વાધ્યો હતો. પછી બંનેને પૃથક પૃથક જવું પડ્યું, તેથી પરસ્પર વિચ્છેદ અપરિહાર્ય થઇ પડ્યો. કેમી રીતે આ વિચ્છેદઘાતના સહન કરીશું એ વિચારથી બન્ને જણા અસ્થિર થયા; આખરે તેઓ આંસુ ભરેલી આંખે ગદ્ગદ વચને પ્રેમ ભરેલા ભાષણે અને વારંવાર ગાઢ આલિંગન કરીને પોતપોતાની જન્મભૂમિ, કુટુંબ અને સગાંવહાલાં તરફ જવા નિકળ્યા. તેઓને ધન્ય છે ! ! !

મિત્રધર્મ અથવા સન્મિત્ર ચરિત્રાવલી.

## દુઃખમાંથી સુખ ( સંવાદ ).



બીજે દિવસે પ્રસાદના પુસ્તકાલયમાં પ્રસાદ, શાન્તા અને કાન્તા બેઠાં છે. ગઇ રાતે જે વાત થઇ હતી તેની ઉંડી છાપ પ્રસાદના હૃદયપર પડી હતી. નાસ્તિકતા ડગતી હતી અને આસ્તિકતા આવતી ન હતી, મગજ ઘુંચાઇ ગયું હતું. સ્પેન્સર અને મિલ અને ડાર્વિન અમુક હદપર આવી અટકી જાય છે અને કોઇ પુસ્તક આખરે ઝાડના એક પાંદડાને પણ સમજાવી શકતું નથી એ વાતથી હૃદયમાં બેચેની લાગતી હતી.

નિરાશ થઇને પ્રસાદે પૂછ્યું " કાન્ત, શું આ જિંદગી મશ્કરી માત્રજ છે ? "

" નહિ, " કાન્તે કહ્યું, " કલ્યાણ છે, આશિષ છે, સૌંદર્યનું પ્રદર્શન, સ્વર્ગનું સ્વપ્ન, દેવોનું ગીત છે, બીજું કાંઇ પણ, પરંતુ મશ્કરી તો નહિજ. "

પ્રસાદે શાન્ત થઇને કહ્યું– " હા, કાન્તા એમ કહે છે અને હું ધારૂં છું કે તમે તેના પડઘા બન્યા છો. "

કાન્ત જરા શરમાયો અને ગરક્યો.

પ્રસાદ આગાડી બોલવા લાગ્યો–"ઘણાં વર્ષો પહેલાં કવિઓનાં પુસ્તક લેઇને વસંતઋતુમાં સંધ્યા સમયે શાન્તા અને હું કોઇ કુંજ તળે બેસી એ સંગીતમય જૂઆણાં વાંચતાં ત્યારે અમને પણ એમ લાગતું. એમ કેટલા સમય ચાલ્યું શાન્તા ? "

તેણે જવાબ આપ્યો "જે વસંતઋતુ સુધી, પણ ત્યાર પછી આપણે વધારે મ્હોટા સુખમાં ભાગીદાર બન્યાં છીએ. "

કાન્તે પ્રસાદને ઉત્તર આપ્યું–" બરાબર, હું ધારતો હતો કે તમે આમજ કહેશો. પણ તમને નિરાશા આવી છે, કેમકે એક કલાકમાં બધા રહસ્યોનો તાગ લેઈ લેવની તમને પરવાનગી મળી શકતી નથી. જ્ઞાન મેળવવાને ક્યાંઃ પણ ટુંકાવાળો બાદશાહી માર્ગ નથી. જો દેવોને અહીં આવી આવી પોતાનાં સ્વર્ગોની આપણને વાતો કહેવાની રજા હોત તો અહીંનું જીવન અસહ્ય થઈ જાત અને તેઓ વસે છે ત્યાં જઇ વસવાને બહુ આત્મહત્યાઓ થાત. જ્ઞાન આતુર વિચાર અને દ્રઢ શોધથી આવે છે.

" બધી મહેનત પછી પણ આખરે આપણે શું જાણી શકીએ છીએ ? " પ્રસાદે પૂછ્યું.

કાન્તે કહ્યુ–" પ્રભુએ પ્રકટ કર્યું છે તે આપણે જાણી શકીએ. "

" હું પ્રકાશનને માનતો નથી, " પ્રસાદે કહ્યું, " અને ઇશ્વર કેમ માનવો એ હું જાણતો નથી. જો કોઇ ઇશ્વર હોય તો તે પરમ દયાળુ હોવો જોઇએ. "

કાન્તે પૂછ્યુ–" એમજ, પણ તે પરમ દયાળુ હોવો જોઇએ એવો તમને શાથી વિચાર આવે છે ? "

" વાહ ? " પ્રસાદે કહ્યું, " જુવો આ વિશ્વવ્યવસ્થા આખી, હું તેને કુદરતનો કાનૂન અને કુદરતની વ્યવસ્થા કહું છું, તે બધાં પ્રાણી માટે સારી છે, ખગોળ અને ભુગોળની રચના પરથી અને આપણાં શરીરની રચના પરથી એ પ્રત્યક્ષ થાય છે. "

કાન્તે કહ્યું–" એમજ ; ત્યારે તમે ઈશ્વરને કેમ માનતા નથી? "

" આપણી આસપાસ જે દુઃખમયતા ફેલાઇ રહી છે તેને લીધે હું ઈશ્વરને માનતો નથી- એ દુઃખ અલબત કુદરત દૂર કરી શકે નહીં પણ ચૈતન્યવાળો શક્તિમાન કોઈ ઈશ્વર દૂર કરી શકે. "

કાન્તે પૂછ્યું—" દાખલા તરીકે કઇ દુઃખમયતા એ ? "

" કંગાલિયતમાંથી, માંદગીમાંથી, દર્દમાંથી, બધા પ્રકારની ક્રૂરતામાંથી નીકળી રહેલી દુઃખમયતા. "

કાન્તે પૂછ્યું-" કંગાલિયતનું કારણ શું છે તેનો તમે કદિ વિચાર કર્યો છે ? "

" કેમ ? દુનિયાના મ્હોટા માણસો દુનિયાની બધી મિલકત પચાવી પડે છે અને બીજાં બધાંને રઝળતાં રહેવા દે છે. "

" ત્યારે કંગાલિયતનું કારણ મ્હોટા માણસો છે તેને તમે દુષિત ગણવાને બદલે ઇશ્વરને કેમ ગણો છો ? "

" ન્હાનાંને દળી નાખવા મ્હોટાંને ઈશ્વર રજા આપે છે ? "

" ત્યારે ઈશ્વર શું કરે તો સારૂં ? તેની રજા ન આપે ? સ્વાતંત્ર્ય ખુંચવી લે અને તેઓને યંત્રવત્ બનાવી મુકે ? અર્ધી દુનિયા જીવતું યંત્ર બની જાય કે બીજી અર્ધી શ્રીમંત થાય અને પછી તે ઝુલ્મી થાય એટલે તેને પણ યંત્રવત્ કરી મુકે એ શું તમને સારૂં લાગે છે ? મને તો એમ લાગે છે કે માણસોને બદલે પુતળાંની આલમ તમારે જોઇએ છીએ. "

પ્રસાદે કહ્યું-" ત્યારે તમે શું મને એમ સમજાવવા માગો છો કે દુનિયામાં કંગાલિયતના પાપની જરૂરિયાત છે ? "

" મ્હારા વ્હાલા બન્ધુ, એકની શ્રીમંતતાથી અન્ય કંગાલ રહે છે એમ જો તમે સમજતા હો તો તે સાચું નથી. કંગાલિયતને તેમજ લક્ષ્મીને પોત પોતાનાં કારણો છે. કંગાલિયત સુસ્તીથી, ઉડાઉપણાથી, લંપટતાથી, અને પાપથી આવે છે. હવે, તમને શું નથી લાગતું કે આ દુર્ગુણો જો આજેજ બંધ થઇ જાય તો તેજ ક્ષણે કંગાલિયત પણ ધરતી પરથી ઉડી જાય ? "

વિચારમાં ને વિચારમાં પ્રસાદે કહ્યું-"કદાચ એમ બને."

કાન્તે કહ્યું-" ત્યારે દારિદ્ર્યનાં કારણ અનુદ્યોગ અને દુરાચાર છે. હવે, અનુદ્યોગ અને દુરાચાર શું સુંદર ચીજો છે ? નહિ. મનુષ્યના ચારિત્રમાં એ ભૂત જેવા બિહામણા અને વરવા દેખાય છે. આત્મામાં જ્યાં જ્યાં તંદ્રા અને દુરાચાર હોય ત્યાં ત્યાં ચટકા મારવા માટે અને ચુંટી ખણવા માટે પ્રભુ દારિદ્ર્યને મોકલે છે. ઉદ્યોગ અને સદ્‌ગુણ ત્યાં દાખલ થાય એ શું તેની પરમ કૃપા નથી ? જીવને તાલિમ આપી ચાલાક બનાવવાનો કંઈ ઇલાજ પ્રભુ તરફથી ઉસ્તાદ છે. "

" એ બધું બહુ ઠીક છે " પ્રસાદે કારણ આપ્યું, " શું એટલાજ માટે પ્રભુ મરકોને અને દુષ્કાળને પણ મોકલી હજારોને રિબાવી મારે છે ? "

કાન્તે કહ્યું-" સવાલ એ છે કે શું તેણે આપણને મરકી અને દુષ્કાળ સામે ટક્કર ઝીલવાને તાકાત નથી બક્ષી અને શું એ તાકાત આપણે વધારવી નહિ જોઇએ ?

મને તો લાગે છે કે પ્રતિકૂલ શક્તિઓ સામે ધકમધક્ક કરવાથીજ આપણે ખરૂં મનુષ્યત્વ પ્રાપ્ત કરીએ છીએ અને જો બલ વાપરવાને એ પ્રતિકૂલ શક્તિઓ નહોત તો આપણે કદિ મનુષ્ય બનતજ નહિ. પ્રતિકૂલતાથી મનુષ્યત્વ બંધાય છે. દુષ્કાલ સબંધી જે એક માણસ માટે હકીકત છે તેજ એક દેશ માટે પણ છે. ધારો કે તમારા પોતાના ખેતરમાં તમારી બેદરકારીથી કે કોઈ આસ્માની સબબથી એક વર્ષ સારો પાક થયો નહિ. જો તેમાંનું કશું તમને નડે નહિ અને ઇશ્વરી શક્તિ કોઈ ચમત્કારથી તમારે માટે અન્ન પેદા કરી આપે તો છેવટ તમે પોતેજ મનુષ્ય મટી પાલો બની જાઓ ત્યાં સુધી તમારી તંદ્રા ઉત્તેજીત થઈ શું વધી પડશે નહિ ? તોફાની આકાશ સામે અને તપી રહેલા સૂર્ય સામે યુદ્ધ કરવામાં

પછી તમે તમારૂં મગજ કે તમારા હાથ પગનો ઉપયોગ કરશો ? ટુંકામાં, કોઇ સતત ચમત્કારથી તમારી બધી બલાઓ હંમેશાં દૂરની દૂર રહેતી હોય, જેને લીધે કોઇ પણ બેદરકારીથી તમારૂં ઘર કદિ સળગે નહિ, અને દીર્ઘદૃષ્ટિની કોઇ પણ ખામીથી તમારો કોઠાર ખાલી થાય નહિ, કે શરીર વસ્ત્રહીન બને નહિ તો તમે કઇ જાતનું પ્રાણી બનશો ? તમે મનુષ્ય નહીં રહો, અને પશુ પણ નહીં રહો. પણ કંઇ અવર્ણ્ય પ્રાણી બનશો. જેને સ્વર્ગ સહન કરી શકે નહિ અને કુદરત ધિક્કારે. **મહાન્ અને ભયંકર મુશ્કેલીઓ પર જેટલી આપણે જીત મેળવીએ છીએ તેટલાજ આપણે મહાન્ અને ભલા બનીએ છીએ.** અને માણસોને અને દેશોને આ પ્રમાણે વધવાની પ્રભુ તક આપે છે, એ શું તેની ભલાઇ નથી ?

ગુસ્સાથી અને આશ્ચર્યથી પ્રસાદે કહ્યું " શું તમે મને એમ કહેવા માગો છો કે જ્ઞાની અને ભલો અને શક્તિમાન્ ઈશ્વર દુનિયાપર ત્રાસ વર્ષાવી રહે છે તેવા રોગને અને દુષ્કાલને અને પાપને અટકાવી નજ શકે ? "

જો ઇશ્વર માત્ર ભલો અને શક્તિમાન્ હોય તો પાપનાં, ભુલનાં અને સુસ્તીનાં પરિણામોની તમને અસર થતી અટકાવી શકે, પણ જો ઇશ્વર ડાહ્યો પણ હોય તો તેમ ન કરી શકે. ડાહ્યો ઇશ્વર તો બુરાઈનાં પરિણામોની તમને લાગણી થવા દે કે તમે તેનાં કારણોને દૂર કરો અને બલ અને સદ્‌ગુણ પ્રાપ્ત કરો "

" ઇશ્વર શા માટે આપણને પ્રથમથીજ બલવાન્ અને સદ્‌ગુણી ન બનાવી શકે ? તમે કહો છો તેમ આપણને તક આપવા માટે ઈશ્વર કેમ પોતાની આલમને સદ્‌ગુણોમાં કંગાલ રાખી રીબાવે ?"

કાન્તે કહ્યું " મ્હારા ભલા બંધુ, તમારી શુદ્ધ ન્યાયબુદ્ધિનો ઉપયોગ તમે બધે કરો છો તેવો અહીં કરતા નથી. જરા કલ્પના તો

એવી રાક્ષસી ભાવનાઓ અને એવાં ઘાતકી કૃત્યોથી મનુષ્યહૃદયને તે કેમ પાછાં ન વાળી લે ? તેનો કાંઇ ખુલાસો ? ”

કાન્તે કહ્યું—“ તમે જોઇ શકતા નથી કે તમારા સવાલનો જવાબ અપાઇ ગયો છે ? ધારો કે માણસોને ઘાતકીપણાથી પરાણે દૂર રાખવામાં આવે તેથી તેઓની સ્થિતિ કાંઇ સુધરે છે ? કરડકણો કુતરો સાંકળે બાંધી રાખવાથી ગરીબ બને છે ? ”

“ મનુષ્યહૃદયને પ્રભુ ભલાઈ તરફ શા માટે ન દોરી શકે અને દુનિયાને આવાં નુકશાનથી ન બચાવી શકે ?

“ તમારા પ્રશ્નનું સ્વરૂપ તમે માત્ર ઉલટાવી નાખ્યું છે. ઉત્તર એટલુંજ કે ભલાઈ જબરજસ્તીનો સોદો નથી પણ મુખત્યારીનો છે. જો ઈશ્વર ભલુ બનવાની તમને ફરજ પાડે તો તે ભલાઇ ફરજ પાડનાર ઇશ્વરની છે અને તમારી પરાધીનની નહિ. તમારી ઇચ્છા પ્રમાણે હોય તો ઘાતકી લડાઇ બંધ થાય પણ તેથી મનુષ્યત્વ ભુંસાઇ જાય ”

“ ગમે તેમ હોય-પણ કોઇ ભલા કે ડાહ્યા ઇશ્વરની સત્તા તળે આ બધાં પાપ હોય એવું કોઇ દિવસ માની શકું નહિ. ”

કાન્તે કહ્યું—“ પણ તમે કાંઈજ વધારે સારી કે વિચાર કરવા જેવી બિના રજુ કરવા નથી. જો બની શકે તો કરો ”

“ માનવિનાં દર્દ અને દુઃખ જોઇને જીગરમાંથી ખૂન વહે તેવું છે. ” પ્રસાદ અકળાઇને બોલી ઉઠયો.

“ આપણાં જીગરમાંથી ખુન ઝરે છે એ દર્દનો અને દુઃખનો એક સારો ઉપયોગ છે. મનુષ્યહૃદયના બે મહાન દેવદૂત કરૂણા અને દયા તેનાથી શાસિત થવાનો આપણને બહુ અપેક્ષા છે. દર્દની અને દુઃખની અસર આપણે જોઇ શકીએ નહિ અને તેથી આપણને લાગણી થાય નહિ તો કરૂણા અને દયા આપણા હૃદયમાં શી રીતે જન્મ પામે ? પ્યારા બંધુ, દર્દ વિના અને દુઃખ વિના તો આપણે

પથ્થર જેવા સખત અને શિથિલ રહીએ અને એક પણ કોમળ ભાવના કે દયાની લાગણી કદિ અનુભવીએ નહિ. પથ્થરના હૃદય કરતાં શું રુદનઆવથી કોમળ બનેલું હૃદય સારૂં નથી!"

શાન્તાએ કહ્યું-" જુવોને આપણા પિતાના આ મરણ દર્દથી આપણે વધારે સારાં બનતાં નથી?"

સખત થઈને પ્રસાદે ઉત્તર આપ્યું-" નહિ, હું તેથી ઉલટો વધારે ખરાબ બન્યો હોઉં તો કોને ખબર?"

તેની પત્નીએ રડતાં રડતા કહ્યું-" એમ કહો નહિ, કોઈ પણ માતા જો મ્હારા દુઃખ જેવા દુઃખમા આવી પડી હોય તો તેને શાંતિ આપવા હું શું ન કરૂં?"

પ્રસાદ ચુપ રહ્યો તેનો ચ્હેરો નરમ થઈ ગયો અને તેણે ઉત્તર આપ્યું નહિ.

હાથમાં હાથ લેઈને કાન્તે કહ્યું- " ભાઈ, તમે સંસારને બહુ ટુંકી દ્રષ્ટિથી માપો છો. વિશેષ વિસ્તાર વાળી દ્રષ્ટિથી તમારે જોવું જોઈએ. તમે ઇચ્છો છો તેવી દુનિયા બને તો બહુ મ્હોટી હાનિ છે. ગરીબી ન હોત તો દાનવીરતા ન હોત, કસોટી ન હોત. આ બધી બાબતોનો વિચાર કરો અને પછી મને ખાતરી છે કે દુનિયાને તમે બુરી માનો છો તેવી નહિજ માની શકો."

નિશ્વાસ નાખીને પ્રસાદે કહ્યું— " ઠીક છે હું તેનો વિચાર કરીશ."

સાંજ પડવા આવી હતી અને વાત વધારે ચાલે તેમ ન હતું.

( આશા અને સુહિકા )

નહિ લાગમાં, એક માણસથી લોકોપયોગી કામો કરવાને જેટલું થઈ શકે તેટલું તેણે કર્યું. ગરીબ અને પૈસાદાર માણસની જીંદગીમાં મુખ્ય તફાવત એ પડે છે કે ગરીબ માણસને જે કામ મળી શકે તે કરવું પડે છે અને પૈસાદારને કયું કરવું એ બાબત કાંઇ પસંદગી વાપરવાની તક મળે છે. પસંદગી વાપરવાની સ્થિતિએ પોતાની મેળે પહોંચી, પસંદગી વાપરવાનો વખત આવતા સુધી જીવનારા થોડાજ નીકળે છે. તેથી એવું બને છે કે બાપે મહેનતથી મેળવેલો અવકાશ ભોગવવાના વખતનો લાભ છોકરો ભોગવે છે. ઇતિહાસમાં આના ઘણા દાખલા મળી આવે છે. સર રોબર્ટ પીલે બાર હજાર પૌંડની ઉપજ થાય એટલી મીલકત સંપાદન કરી અને બ્રિટીશ રાજ્ય સ્વતંત્ર ચલાવવાનું સુખ છોકરાએ ભોગવ્યું. બુઢ્ઢા મેકોલેએ આફ્રિકામાંથી સોનું મેળવ્યું અને તેના છોકરે ટોમસ બેબિંગ્ટને વિદ્વતા મેળવવાનો લાભ ભોગવ્યો. ન્યાયાધિશ પ્રેસ્કોટે પોતાની આવકમાંથી જે પૈસા બચાવ્યા તે ઉપર નિર્વાહ કરી તેનો છોકરો 'ફરડિનાન્ડ અને ઇસાબેલા' નો ઇતિહાસ લખી શક્યો. કેટલાક મહાન્ પુરૂષોને ધર્મખાતામાં અથવા વિદ્યાખાતામાં જગ્યો મળવાથી તેઓ જનસમુહને ઉપયોગી કામો કરી શકયા છે. ન્યુટન, કેપ્લર, ગેલિલિઓ, લીઅબિગ્, બેન્થામ, રીકાર્ડો, મિલ, સ્કોટ, શેલી, કારલાઇલ, વિલબરફોર્સ, વગેરે મહાન્ પુરૂષોમાંથી કોઇને બાપ તરફથી મિલકત મળેલી હતી કોઇને કંઇ જગો મળવાથી તેની આવક હતી, અથવા કોઇને કાંઇ બીજી તરેહની આવક હતી. ફ્રાંકિલન જેવા વિરલા પુરૂષો થોડાજ થયા છે કે જેઓ જાત મહેનતથી પોતે પૈસા પેદા કરી પોતાની મેળે લોકોપયોગી થવાની સ્થિતિએ પહોંચ્યા છે. પોતાની કમાઇથી ૪૨ વરસની ઉમરે તે સ્વતંત્ર થયો હતો અને તેથી કરીને ફિલાડેલ્ફીઆ, પેન્સિલ્વેનિયા સંસ્થાનો, ઇંગ્લાંડ, ફ્રાન્સ, એકત્ર થયેલાં સંસ્થાનો અને આખા મનુષ્યવર્ગની તે સેવા કરી શકયો હતો. ૪૨ વરસની ઉમરે અવ-

કાશ ભોગવવાની સ્થિતિએ તે પહોંચી શક્યો એ તેની અસાધારણ કુશળતાનું લક્ષણ છે. એ અવકાશ સુખ અને મઝા ભોગવવામાં ન ગાળતાં, મનુષ્યવર્ગની સેવા કરવામાં ગાળ્યો, એ એની ભલમનસાઇ અને સર્વજનહિતેચ્છાનું લક્ષણ છે. એક ઠેકાણે ફ્રાંકલિન લખી ગયો છે કે " જુદા જુદા ધંધા, અભ્યાસ અને મઝાઓમાં ચિત્ત ન પરોવતાં, માણસવર્ગના સુખનો વધારો કરવાનો જે ધંધો લેઇ બેસે, તે એટલું બધું કરી શકે કે તેની કલ્પના પણ થઇ શકે નહિ," ફ્રાંકલિન પોતે કેટલું કરી શક્યો હતો એ આ વાક્યનો સારો ખુલાસો કરે છે.

આત્મચરિત્રની શરૂઆતના ભાગમાં ફ્રાંકલિન એક અજબ જેવી વાત લખે છે. તે કહે છે કે પહેલી આવૃત્તિની ભુલો બીજી આવૃત્તિમાં સુધારવાનો ગ્રંથકારનો હક મને ન મળે તો પણ મેં ગુજારેલી જીંદગી ફરી ગુજારવાને હું વાંધો લઉં નહિ. આ વખતે તેની ઉમર ૬૫ વરસની થઇ હતી. ૬૫ વરસની ઉમરે આ પ્રમાણે કહી શકે તે માણસે કેટલું બધું સુખી આયુષ્ય ભોગવેલું હોવું જોઇએ ? ૬૫ વરસની ઉમરે આ પ્રમાણે કહી શકે એવા કેટલા થોડા માણસ થઇ ગયા હશે ! આ દુનીઆમાં માણસ ભોગવી શકે તેટલું બધું સુખ ફ્રાંકલિને ભોગવ્યું હતું. તે જાતે સુખી થયો એટલુંજ નહીં પણ પોતાના જાતિભાઇઓને સુખી કરવા તેણે મહેનત કરી. તેના જેટલું સુખ કોઇએ ભોગવ્યું નથી તેમ મનુષ્યવર્ગનું સુખ વધારવાને તેણે જેટલું કર્યું તેટલું બીજા કોઇએ કર્યું નથી. દુનિયામાં પોતે સુખી થવું અને બીજાઓને સુખી કરવા એજ ખરું કર્તવ્ય છે. જે માણસ એ પ્રમાણે કરી શકે તેનામાં અસાધારણ સદ્‌ગુણ અને ડહાપણ હોવાં જોઇએ. ડહાપણ અને સદ્‌ગુણ વગર કોઇ પોતે સુખી થતું નથી, અને બીજાઓને સુખી કરી શકતું નથી.

ફ્રાંકલિને માત્ર આત્મોન્નતિ ઉપર લક્ષ રાખ્યું હોત અને પેન કુટુંબના અથવા રાજાના પક્ષમાં તે ભળી ગયો હોત તો તે માટે હું

ઉનાળાના દહાડા હતા તેથી થોડીવારે મને તરસ લાગી અને હું પાણી પીવાની ઇચ્છા થઈ. ઉઠીને જોયું તો કુજામાં પાણી ભરવું રહી ગયું હતું. મગનની આ બાપડી વેતરૂં કરી થાકી પાકી ઉંઘેલી છે તેને કોણ ઉઠાડે એમ ધારી એક હાથમાં ખાલી કુંજો તથા બીજા હાથમાં દીવો લઈ હું નીચે પાણી લેવા ચાલ્યો. અમારો નળ તથા પાણીઆરૂં રસોડાના ખંડમાં છે. ચોકમાં ટાંકું છે પણ નળ આવ્યા પછી તેનું પાણી અવાવરૂં રહે છે. નહીં તો ઉનાળાના દિવસમાં ટાંકામાંથી કહાડેલા તાજા પાણીની મીઠાશ જુદીજ છે. રસોડામાં જવા માટે આગલા ખંડનાં બારણાં ઉઘાડયાં. પછી રસોડાનાં બારણા આગળ આવી જોઉં છું તો તાળું ડપકારેલું. મને, પછી સાંભર્યું કે નોકર રસોડાની કુંચી પોતાના તકીયા તળે મુકી સુએછે. હું પાછો વળીને જમવા બેસવાના ખંડમાં ગયો કે વખતે ત્યાં પાણી હોય. ત્યાં જઈ જોયું તો પણ નસીબ એ ઠગલાં આગળનું આગળ, પાણીનું ટીપું મળે નહીં. ત્યારે વિચાર આવ્યો કે નોકરને ઉઠાડું. નોકરની પથારી આગળ જઈ જોઉં છું તો ખાલી. તે કુંચી સાથે લઈ ફરવા નીકળી પડેલો હતો. પછી ટાંકામાંથી પાણી કહાડવાનો વિચાર કીધો પણ તે ચોખ્ખું નહીં હોય ધારી માંડી વાળ્યો. આખરે એક વિચાર સૂઝયો અને તે સાથે મનમાં ખુશી થઈ. અત્યાર સુધી એ કેમ ધ્યાનમાં નહીં આવ્યું હોય તેની બહુ નવાઈ લાગી. રસોડાની ઉપરની ઓરડીમાંથી એક દાદર રસોડાના ખંડમાં પડતો હતો. તે ઉપર જઈ ઉઘાડયો. ઉતરવાની જગા આગળ પગ મુકું છું કે નખોદ ! નીસરણી ત્યાં છુટી હતી તે કોઈએ ખસેડી લીધેલી. પગથીઆં ઉતરવાની તસદી વિના હું એકે સપાટે નીચે પડયો. હાથમાંનો દીવો ઓલવાઈ ગયો. અને કુંજો ફુટી ગયો. સારા ભાગ્યે મને ઝાઝું વાગ્યું નહીં; નીચે તો અંધારૂં ઘોર. ઓરડામાંથી ધુમાડી પૂરી જતી રહ્યા પહેલાં કમાડ બંધ કરેલાં તેથી ધુમાડી અંદર હતી. કાંઇ સૂઝે નહીં, બારણે નીકળવાનો રસ્તો હતો નહીં, દાદર મળે નહીં. બારણે બહારથી તાળું મારેલું,

તે બારણાને તોડી પાડવાનો વિચાર કર્યો, પણ તે ચાર પાંચ આંગળ જાડાં પાટીઆંનું મજબુત હતું તેથી ચસ્યું નહીં. બીજી તરફ જઇ બારીને ધક્કો મારી ઉઘાડી, તો બહાર લોખંડના સળીયા જડેલા હતા. એ સળીઆ મેં પોતેજ જડાવ્યા હતા. તેથી મને મારા પોતાના ઉપર બહુ ચ્હીડ ચ્હડી. બહારથી કોઇ અંદર પેસે નહીં તે માટે એ જડાવ્યા હતા. અંદરથી બહાર ન નીકળી શકાય તે સારૂ નહોતા જડાવ્યા.

બારીમાંથી બહાર નજર કરતાં એક પણ તારો નજરે પડયો નહીં. આકાશ અંધારાને લીધે કાળું જણાતું હતું કેદખાનાના કેદીઓની દશા મારી સ્મૃતિમાં તરી આવી. મેં ખુબ જોરથી ઘાંટો બેસી ગયો તેટલા જોરથી બુમો પાડી. કડછીથી તપેલું ફોડી કાણું કર્યું. આથી કરી શેરીમાંના કુતરાં ભસવા લાગ્યા, એટલામાં મેં ઉપરથી છોકરો તથા તેની મા બુમ પાડતાં હોય તેવો અવાજ સાંભળ્યો. મેં તેમને બુમ પાડી પણ મુજ મારો અવાજ ધીમો છે, તેમાં વળી કુતરાંના ભસવા તથા ઘુરકવાને લીધે તદન ઢંકાઇ ગયો. વળી અમારી વચ્ચે બે બંધ બારણાં તથા છત હતા. તેઓ સાંભળે ના પણ મારો અવાજ શી રીતે ઓળખે! તેમણે એક બે પાટા કહાડયા અને પછી બીધાં. તેમનો બુમોથી પાડોશીઓ જાગી ઉઠયા હતા તે બહાર આવ્યા. અમારી સામે કોઇ પારસી રહેતો હતો. તે પોતાના શીકારી કુતરા તથા પીસ્તોલ લઇ રસ્તામાં આવ્યો. તેણે બારી બારણાં મને જોયો કે તરત પીસ્તોલ ફોડી, પણ સારા ભાગ્યે નેમ ચુકી ગયો. હું પાટ તળે ભરાઇ ગયો. મેં તેને સમજાવવા માંડયો પણ તે ના સાંભળેજ નહીં. ગભરાટમાં હું તે શેઠનું નામ ભુલી ગયો, અને તેથી ગુંચવાડો ભમણો થયો. આસપાસનાં બધાને જગાડી, આગલા બારણાં કોહાડાથી તોડી પાડી તે પોતાનાં જંગી કુતરા સહિત રસોડામાં દાખલ થયો અને મારો ગળચો પકડી જોયું ત્યારે તેમણે મને ઓળખ્યો, તેણે મને ખુલાસો કરવાનું કહ્યું. પણ હું તને શો ખુલાસો આપું ? મેં તેને કહ્યું કે મારૂં મન સ્વસ્થ થશે ત્યારે બધી વાત વારાફર કહીશ. પણ

તેણે ફરી ખુલાસો માગ્યોજ નહીં, કેમકે મારા ઘરમાં જોર જુલમથી દાખલ થઇ મારા પર પીસ્તોલ ફોડનાર તથા ચોરની દશા જેવી મારી દશા કરનાર તેવી હિંમત શી રીતે કરે ? તેમ છતાં તેને બધી વાતની ખબર પડી ગઇ છે. આપણી કહેવત પ્રમાણે-વા વાત લઇ ગયો હશે.

(જ્ઞાનસુધા—૧૮૮૯ અંક ૧–૨–૩).

## ઇંગ્લેન્ડના યુવરાજનું જીવન–સૂત્ર.

દરેક મહા પુરૂષના જીવનસૂત્રમાંથી જીજ્ઞાસુને ઘણું શીખવાનું મળે છે. તેમના જીવનનો આદર્શ અને તેમના પ્રત્યેક કાર્યને ખરી રીતે સમજાવનાર કુંચી આ જીવન–સુત્રો જ છે. રાજા રામમોહનરાય કે સ્વામી વિવેકાનંદ સરખા જગતગુરૂઓના, અથવા મર્હુમ શેઠ ટાટા સરખા દાનેશ્વરીઓનાં, નેપોલીયન કે હાનીબાલ સરખા સંગ્રામ વીરોનાં અથવા ગ્લેડસ્ટન કે મોર્લે સરખા રાજનીતિજ્ઞ પુરૂષોનાં જીવન ચરિત્રો જોતાં તરત જણાશે કે તેમણે પોતાના જીવનમાર્ગ જુવાનીમાંથી આંકી મુકયા હતા. અને તેના ઉપર પ્રકાશ નાખવાને અથવા તેનું નિરંતર સ્મરણ રાખવાને સુચક શબ્દોનાં ન્હાનાં વાકયો પોતાના જીવન—સુત્ર તરીકે પસંદ કરી મુકયાં હશે.

ઇંગ્લેન્ડના પાટવી કુંવરનું જીવન–સૂત્ર મનન કરવા યોગ્ય છે, એ સુત્ર હાલના યુવરાજનુંજ નથી પણ લગભગ છસો વર્ષ થયાં તેમની પહેલાના દરેક યુવરાજે ધારણ કર્યું હતું અને ભવિષ્યના પાટવી કુમારો પણ એને પોતાનું ગણશે.

ઇ. સ. ૧૩૪૭ માં ઇગ્લેન્ડ અને ફ્રાન્સના સો વર્ષના વિગ્રહને પ્રસંગે, આદરશાહ એડવર્ડ ત્રીજાના પાટવી કુમારે સોળ વરસનો વયે કેલેના સંગ્રામમાં બોહીમીયાના રાજાને પરાજ્ય કરી તેની ધ્વજ સ્વહસ્તક કરી હતી. એ ધ્વજ ઉપર જર્મન ભાષામાં " Ich Dien "

" હું સેવક છું " એવું ન્હાનું વાક્ય લખેલું હતું એ વાક્યને ઈંગ્લેન્ડના વિજયી રાજપુત્રે પોતાના જીવન-સુત્ર તરીકે માની લીધું, અને તે દિવસથી એ પદવી ભોગવતા દરેક રાજકુમારે એને પોતાનું ગણ્યું છે.

હું સેવક છું, સેવ્ય નથી, મારે કર્તવ્યો કરવાનાં છે, અધિકાર ભોગવવાના નથી, એ ભાવના કેવી ઉચ્ચતમ છે? બ્રિટિશ સ્થગત પર બેસનાર રાજવીને આવી ઉત્તમ કોટિની વિનીતતા કેટલી શોભા આપે છે?

" હું સેવક છું. " કોને. એ સહજ પ્રશ્ન થાય છે. એ સૂત્ર ધારણ કરનાર અનેક નૃપતિઓનો નૃપતિ થનાર રાજકુમાર કોનો સેવક હશે? પ્રજાનો પ્રજાને પાળનાર વિદ્યમાન રાજેન્દ્રનો અને સર્વને પાળનાર ત્રિલોકાધિશ પરમાત્માનો હું સેવક છું એવો વ્યંગ્ય અર્થ આ ન્હાના વાક્યમાંથી નીકળે છે તે જોઇ દરેક જણ કબુલ કરશે કે તે કેવું અર્થગંભીર છે?

॥ कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥

હું સેવા કરવા જનમ્યો છું, અધિકાર ભોગવવા નહિ, એવી ભાવના વ્યવહાર અને પરમાર્થ ઉભયની સરણિ છે. અહંકાર અને મમત્વને લીધે અનેક પ્રકારના કલહ. વૈર વિનાશ ઉત્પન્ન થતાં આપણા ટુંક અનુભવમાં ઘણી વેળા જોઇએ છીએ, આખા જગતમાં નિત્ય એવા કેટલાક થતા હશે?

સેંકડો ગરીબો અન્ન માગે છે, સેંકડો દરદીઓ કમકમાટ ઉપજાવે એવા વ્યાધિથી પીડાય છે તેમને સહાય કરવી એ પ્રભુ સેવાનું એક સ્વરૂપ છે. પોતાના અધિકાર પરથી હેઠા ઉતરી રંકના રખવાળ ક્યારે થવાશે! જ્યારે બન્ધુભાવથી ભઠ્ઠીમાં મિથ્યાભિમાન ઓગળી જશે, જ્યારે મનુષ્ય માત્ર સ્નેહની સુવર્ણ સાંકળીથી જોડાશે, જ્યારે પ્રાર્થિત સુખની વાંછનાનો લય થશે ત્યારે પૃથ્વીપર કલ્પવૃક્ષો

એની કોણ ના પાડે છે ? એક સોક્રેટીસ સાથે રહેનાર તેમના શિષ્યો બધા જાણે નાના સોક્રેટીસ હોય તેવા થઈ પડે છે, અર્થાત્ પેગંબર મહમદવડે બધા મહમદીયો, એક વિષ્ણુવડે બધા વૈષ્ણવો, એક શંકરવડે બધા શંકરો, એક જિન ભગવાન વડે બધા જૈનો, એક ક્રાઈસ્ટ વડે બધા ક્રિશ્ચિયનો. આ બધા શાથી થયા ? તે મહાપુરૂષના વચનોથી નહિં, તેમના પુસ્તકોથી નહિં, પરંતુ તેઓના વર્તનમાં વ્યાપક તેમના શુદ્ધ ચારિત્રથી. તેમના વચનો નહિ પરંતુ એમના વચન રૂપ મંદિરમાં તેઓ પોતે સાક્ષાત્ ધર્મરૂપે હોયછે, અને એ ધર્મનાં દર્શન કરનાર માણસ પોતે ધર્મ પામે છે. જેમ એક મોટા જળાશયનું જળ નાના સરોવરમાં પ્રવેશે છે, તેમ આવા મહાત્માના શુદ્ધ ચારિત્રરૂપી જળ અથવા તેમના સ્વરૂપમાં રહેલો ધર્મ પોતે બીજામાં પ્રવેશી તેને ધર્મી બનાવે છે.

લોકો આજે વિદ્વાનોને વખાણે છે, કારણ કે તેમના મગજમાં ઘણા પુસ્તકો રૂપી કોથળા સમાય છે. પરંતુ વિદ્વાનનો અહીં નિષેધ કરવાનો આશય નથી. આશય તો તેમની કિંમત તેમના આચાર વિના હવે આ વિચારયુગમાં નથી એ સમજાવવાનો છે. પાણીની ભરતી જણાવાનું સાધન જે પંચાંગ તે પાણી નથી. માત્ર અટી આનાજ તેની કિંમત છે, રત્નાકર જેવી નથી.

તેજ પ્રમાણે ધર્મપુસ્તકોમાં બોલી જનાર ફોનોગ્રાફોની કિંમત પણ વધારે નથી. જે માણસને જોતાં આપણે તે માણસને પણ ભુલી માત્રસાક્ષાત્ ધર્મને દેખીએ ત્યારે તેની અમુલ્ય કિંમત થાય છે. તેમનું બોલવુંજ સ્તોત્ર રૂપ હોય છે. તેમનાં વચન સૂત્ર હોય છે. તેમનો આચાર પુજન હોય છે. તેમના વિચાર ધ્યાન હોય છે માટે ધર્મગુરૂઓ, તમારા આચારને વિશુદ્ધ, વિશુદ્ધતર અને વિશુદ્ધતમ કરો અને શ્રોતાઓની પાસે પછી પુસ્તકોમાંના લેખો વંચાવો, બોલાવો એટલે હજારો અંશે વિજયો સત્વર થશે હજારો મહાત્મા થઈ શાસનનો ઉદ્ધાર કરશે.

" શ્રી ભદ્ર. "

## कोइ माणस आपणने गाळ देय, ते गाळ जो आपणे न लइए तो ए गाळ ते आपनारनी पासेज रहे छे.

---

એક મહાત્મા હતા તે બહુજ શાંત મૂર્તિ અને બ્રહ્મજ્ઞાની હતા. તેનો એવો ઠરાવ હતો કે, બીજાં માણસો તેનું ગમે એટલું નુકશાન કરે તો પણ તે કદી પણ ગુસ્સે થતા નહીં કે પોતાનો સ્વભાવ બગાડતા નહીં, પણ ઉલટા તે ખરાબ માણસનું પણ ભલું થાય તેમ કરતા હતા. આસપાસના ગામોનાં ઘણાં માણસો મહાત્માનો એ સ્વભાવ જાણતાં હતાં, તેથી સૌ તેની યથાશક્તિ સેવા કરતા હતાં.

એક વખત એક ખરાબ માણસને એ વાત સાંભળી ત્યારે તેણે કહ્યું કે, એનો ભાર શું છે કે ગુસ્સે ન થાય, હમણાં જઇને ચીડવી આવું. શું દુનિયામાં આવા માણસો પણ નથી પડ્યાં ? એવા ઘણાએ મૂર્ખો છે કે, જેઓ એમ સાંભળે કે, આ સ્ત્રી પતિવ્રતા છે તો તેનું પતિવ્રત ભંગ કરવાની તજવીજ કરે, એમ સાંભળે કે, આ માણસ બીડી પીતો નથી તો તેને બીડી પાવાની હઠ કરે; એમ જાણે કે આ માણસને ભાંગ ચઢતી નથી તો તેને ભાંગ ચઢાવવાની તજવીજ કરે, એમ જાણે કે, આ માણસ બહુ હુશીઆર છે તેથી ક્યાંઇ ઠગાતો નથી તો તેને ઠગવાનો પ્રપંચ કરે, અને આ માણસ કાંદા ખાતો નથી તો કે હું તેને ખવરાવું. એમ કરવાવાળા ગધેડાઓ શું દુનિયામાં થોડા છે ? એવાઓની કાંઇ ખોટ નથી. તે માંહેલોજ પેલો માણસ હતો; તેથી તે એ મહાત્મા પાસે ગયો; અને કહ્યું કે, મહારાજ, ચલમ પીવરાવો. મહારાજે કહ્યું કે, બચ્ચા, હું ચલમ પીતો નથી ને મ્હારી પાસે ચલમ, તંબાકુ કે દેવતા કાંઇ નથી. ત્યારે તે માણસે કહ્યું કે, મોટા સિદ્ધ થઇને બેઠા છો ને ચલમ પણ નથી રાખતો ? તારા

કરતાં તો બીજા લંગોટીયા સારા. બધાં ગામો લૂટીને પૈસા ભેળા કરે છે તે કામ શું આવશે? અતિથિની સેવા નથી કરતો ત્યારે તું સાધુ શેનો? તેં તો તારૂં કુળ લજવ્યું. શરમ છે તારા ગુરૂ ઉપર, ને ધુળ પડી તારા ભજનમાં. મુસાફરને એક ચલમની ફુંક પણ ન મળે? ત્યારે તું આ જાડોપાડો થયો તે કામનું શું? આવી રીતે પ્રસંગ છોડીને તે લુચ્ચાએ વિના કારણ એ મહાત્માને હજારો ભૂંડી ગાળો દીધી. પણ એ મહાત્મા કાંઈ બોલ્યા નહીં. ધીરજથી હસતે મ્હોડે બધું સાંખી ગયા. અંતે જ્યારે ગાળો દઇ દઇને તે માણસ થાકી ગયો ને પોતાની મેળે બોલતો બંધ થયો ત્યારે થોડીવાર રહીને તે વધારે શાંત થયા પછી મહારાજે તેને કહ્યું કે, બચ્ચા લે આ સાકર નાંખીને જરા ઠંડું પાણી પી, બહુ બોલવાના પરિશ્રમથી તારા મગજમાં ગરમી ચ્હડી છે તેથી તને એ શરબતથી ફાયદો થશે; એમ કહીને મહારાજે તેને સાકરનું શરબત બનાવી આપ્યું. પેલો માણસ પહાડ ઉપર ચ્હડીને બપોરને વખતે મહારાજના આશ્રમમાં ગયો હતો તેથી તરસ તો લાગેલીજ હતી, અને તેમાં વળી બે કલાક સુધી મહારાજને હજારો ગાળો દેવાની મેહનત કરવાથી તે ઉકળાઇ ગયો હતો અને થાકીને લોથપોથ થઈ ગયો હતો. તેને એ ઠંડા શરબતથી બહુ શાંતિ મળી. એ પછી એટલો વખત મહાત્માની પાસે રહેવાથી તે સંતની ભલી વિજળી ( ઓરા ) ની તેને રૂડી અસર થઇ; એ વખતે તેને ભાન આવ્યું કે, હું જ્યારે વિનાકારણ આવી રીતે બબડતો હતો તે વખતે તે મહાત્માએ ગુસ્સામાં આવી જઇને મને માત્ર એકજ સ્હેજ ધક્કો દઇ દીધો હોત તો મારા શું હાલ થાત? આ નીચેની પહાડની ખાઇમાં ક્યાંઇનાં ક્યાંઇ મ્હારાં હાડકાં વેરાઈ જાત અને તેનો પતો પણ લાગત નહી આ મહાત્મા કે જેનામાં અખંડ બ્રહ્મચર્યનું જોર છે. જેનામાં તપનું બળ છે, જેનામાં શાંતિનું બળ છે, અને જેનામાં બ્રહ્મનિષ્ઠપણાનું બળ છે તેની આગળ મહારૂ

શું ચાલત ? મ્હારા જેવાને તો તે મચ્છરની પેઠે ચોળી નાખે, પણ અત્યારે હું તેની દયાથીજ બચેલો છું. અરે હાય હાય ! મને આ શું સુઝ્યું ? કેવા રૂડા મહાત્માનો મેં અપરાધ કર્યો ? હવે એનું પ્રાયશ્ચિત શું ? એમ ભાન આવતાં તે મહારાજના ચરણમાં પડી ગયો, અને તેના પગનાં અંગુઠા પોતાની આંખમાં ચોસી ગદગદિત થઇને માફ માગવા લાગ્યો, ને કહેવા લાગ્યો કે મહારાજ ? મને તમારો શિષ્ય બનાવો ત્યારે મહારાજે કહ્યું કે બેટા, તું પણ મ્હારા જેવો પ્રભુનો જીવ છે અને મ્હારો બંધુ છે. સુખ દુઃખમાં ધીરજ રાખ. એટલે તું પણ ધીરે ધીરે પ્રભુના રસ્તામાં આવી જઇશ. તે માણસે કહ્યું, મહારાજ. એવી ધીરજ અમો પામર જીવથી કેમ રહે ? મહારાજે કહ્યું, બેટા, વિચારથી ને પ્રભુનો મહિમા જાણવાથી એવી ધીરજ રહી શકે છે. તું વિચાર કર કે, તને કોઇ માણસ કાંઇ વસ્તુ આપવા આવે, અને તેં તું ન લે, તો એ વસ્તુ કોની પાસે રહે ? તે માણસે કહ્યું કે, જો હું ન લઉં તો એ વસ્તુ જેની પાસે હોય તેની પાસેજ રહે. ત્યારે મહારાજે કહ્યું કે, બેટા, તેં મને ગાળો આપી, પણ મેં તે ન લીધી, ત્યારે કોની પાસે રહી ? ત્યારે તે માણસે શરમાઇ જઇને કહ્યું કે, મહારાજ, એ મ્હારી ગાળો તો પાછી મ્હારી પાસેજ રહી.

મહારાજે કહ્યું, બેટા, હવે બીજો વિચાર કર. તને કોઇ માણસ પોતાનો ડગલો આપવા આવે તો તું લેશે ? તે માણસે કહ્યું કે નહીં. મહારાજે પુછ્યું કે શા માટે નહીં લેય ! ત્યારે તે માણસે કહ્યું કે, ભીખારી હોય તે લેય. મહારા જેવા ગૃહસ્થ માણસથી એમ કેમ લેવાય ? એવી નજીવી ચીજ સારૂ કરીને શા માટે કોઇના ઉપકારમાં આવીએ ? મહારાજે કહ્યું કે, બેટા, જેમ તારા ગૃહસ્થપણા માટે તું કોઇની ચીજ ન લે, તેમ અમે અમારા સાધુપણા માટે પણ એવાજ ભરત છીએ. સાધુપણા

જાતની ઇજા ન થાય તે માટે આ મહાન્ નગરની ચતુર પોલીસે ઘણાજ ચાંપતા ઉપાયો યોજ્યા હતા. અને તેને લઈ હાલના રૂશીયાના ઝારના રાજ્યાભિષેક વખતે થયેલા મહાન્ દુઃખજનક અકસ્માતનું નાનું પણ સ્વરૂપ આ અતિશય માંગલિક પ્રસંગે થવા પામ્યું ન હતું. સ્વારીના મુખ્ય રસ્તાપર પડતી ગલ્લીઓને કામ ચલાઉ મજબુત લાકડાના દરવાજાઓથી બંધ કરી લેવામાં આવી હતી. અને સવારના ચાર વાગ્યા પહેલાં મોટા મોટા પુલો અને રસ્તાઓ ઉપરનો સઘળો ગાડીનો વ્યવહાર બંધ કરવામાં આવ્યો હતો. આટલા બધા સખ્ત બંદોબસ્તને લઈને લન્ડન શહેરના ઘણા લોકોએ સ્વારી જોવા જવાનું બંધ રાખ્યું હતું અને ઘણા એક તો ખાસ બહાર ગામ ચાલ્યા ગયા હતા. આથી કરીને લંડનના તેમજ બહાર દેશાવરથી આવેલા અસંખ્ય લોકોમાં નિરાશા ફેલાઈ હતી પણ તેઓની નિરાશામાં વિજ્ઞાનના મહાન્ શોધ સીનેમેટોગ્રાફે એક મોટી અગર આશા ઉત્પન્ન કરી હતી. ચિત્રો પાડી લેવાની આ અત્યંત તાત્કાલિક પણ ચોક્કસ યાંત્રિક રચનાને લઈ આ મહાન્ ઐશ્વર્યવાળા ઐતિહાસિક બનાવનો એટલો તો આબેહુબ ચિતાર લઈ શકાયો છે કે આ જમાનામાં તો શું પણ હજી આવતા અનેક યુગો સૂધી જાહો બ્રીટીશ શહેનશાહતની સંપૂર્ણ જાહોજલાલી દર્શાવનારી આ સ્વારી જાણે આજજ જોનારની આંખ આગળથી પસાર થઇ જાય છે. એવો આભાસ ઉત્પન્ન કર્યા કરશે અને એક દૃષ્ટિ બિન્દુથી લખાયેલા રોમ કે મોગલ શહેનશાહતના લાંબા લચક વર્ણનો જે કંટાળો આવતા સૂધી વાંચ્યાજ કર્યા છતાં તેનો સંપૂર્ણ ખ્યાલ આપી શકતાં નથી તે માત્ર આ જીવન્ત ચિત્ર રચનાનું નાટકશાળામાં દર્શન કરવાથી દરેક અભણથી માંડીને તે વિદ્વાન્ આબાલ વૃદ્ધને એક સરખોજ ચિતાર આપી આનંદ અને આશ્ચર્ય પ્રકટ કર્યા વિના રહેશે નહિ.

કેટલાએ યુગોથી જેનો લક્ષ્મી અને રાજ્ય વૈભવથી અનેક પ્રજાઓ આકર્ષક થઇ જઇ અતિ તેજ વાળા દીવા પાછળ જેમ પતંગીયાં પડતાં પડે છે તેમ તુટી પડતી આવી છે, એવી આ રંગભર મય ભારતભૂમિપર છેલ્લાં આઠ વર્ષથી અપ્રતિહત સામ્રાજ્ય સ્થાપી તેનો દીન પ્રતિદીન વ્યવસ્થીત રીતે સુદ્રઢતા કરતી બ્રીટીશ પ્રજાના એકમને માન્ય થઇ હાલમાંજ રાજ્યાભિષેક પામેલા રાજા જ્યોર્જ પાંચમા તેમનાં સહચરી રાણી મેરી સહિત અત્રે પધારી મહાભારતના પ્રાચીન કાળથી મનાતી આવેલી રાજ્યધાની દીલ્હી શહેરમાં જ્યારે તે પર આવી ગયેલી અનેક શહેનશાહનોથી ચડીયાતી જાહોજલાલી અને ઠાઠમાઠથી ભારતખંડના એકત્ર સામ્રાજ્યના તખ્તનશીન થશે તે વખતની દબદબા ભરેલી સ્વારી તેમજ ચક્રવર્તિ દરબારના દેખાવો ઉતારી લેવાની ગોઠવણ ક્યારનીએ થઇ ચૂકી છે.

આપણી ચક્ષુ રચનામાં બહારના પ્રકાશના કીરણો એક બારીક પડદાના કાણામાં થઇને ( કીકીમાં થઇને ) એક સાદા પારદર્શક, વચ્ચેથી ઉપસેલા " લેન્સ " વક્ર થઇ આંખના ગોળાની અંદરની બાજુની સપાટીએ ફેલાયેલી ચેતનમય પડદા ( Retina ) પર પડે છે અને તે ઉપર પ્રકાશના આંદોલનની શક્તિની અસર જ્ઞાનતંતુ વડે મગજમાં જઇ પહોંચે છે. અને તેને લઈ આપણને પ્રકાશનો ભાસ થાય છે. આ અસર જેવી પડદાના કણોપર થાય છે કે તેવીજ તુરત બંધ પડી જતી નથી પણ કેટલોક વખત સુધી તે અસર રહે છે. આ પ્રમાણે બહુજ ચળકતા પ્રકાશની અસર લગભગ ૨ સેકન્ડ સુધી ચાલે છે. જ્યારે સાધારણ પ્રકાશની અસર [illegible] સેકન્ડ સુધી રહે છે. સળગતા લાકડાઓનો બરેંડી જ્યારે જોરથી ફરતી વતુલાન ગોળ ફેરવે છે ત્યારે બરેંડીની લાકડીના છેડે આવેલા બે લાકડાજ દેખાતા નથી પણ જે વર્તુલ આ છેડાઓ કરે છે તે સંબંધ વર્તુલમાં લાકડાઓ દ્રષ્ટિએ પડી એક

કાકડાનું જ ચળકતું વર્તુલ આપણી આંખે દેખાય છે. આનું કારણ પ્રકાશની અસર થોડી વખત ટકી રહે છે તેજ છે. ખરતા તારાને આપણે લાંબુ ચળકતું પુચ્છડું જોઈએ છીએ તે ખરું જોતાં તેનું પૂછડું નથી પણ એક ચળકતો ગોળો વાતાવરણમાં જોરથી પ્રસાર થતો હોવાથી જેટલો વખત આપણી આંખ પર પ્રકાશની અસર રહે છે તેટલા વખતમાં તેની ગતિ થાય છે. તેટલી લંબાઈનું ચળકતું પુંછડું તે ગોળા પાછળ આપણને દેખાય છે. નાનાં છોકરાંઓ ઘણી વખત સળગતી અગરબત્તીની સળીને હાથવતી જુદી જુદી રીતે જોરથી હલાવી આ સળગતા છેડાના ચળકાટથી જાતજાતની વાંક વાળી આકૃતિઓ બનાવી રમુજ કરે છે તે પણ આંખના આ ગુણને આભારી છે આ નિયમને આધારે પહેલ વહેલાં જીવતાં જનાવરો દેખાડવાનું એક યંત્ર તૈયાર કરવામાં આવ્યું હતું જેને ( ઝુઓટ્રોપ ) ( Zoetrope ) કહે છે. આ યંત્રમાં એક દોડતા ઘોડાની કે કુદતા હરણની ગતિ જુદી જુદી સ્થિતિમાં આલેખી લેઈ એક પછી એક ગોઠવી એક પછી એક જોરથી પ્રસાર કરવામાં આવે છે, અને તેને એક તડમાંથી જોવામાં આવે તો એક દોડતો ઘોડો કે કુદતું હરણ દેખાય છે. આ ઉપરથી ધીમે ધીમે ગતિમાન પદાર્થોની છબીઓ પાડવાની શોધનો ખ્યાલ આગળ વધવા લાગ્યો. એક જણાએ છબીઓ પાડવાના કેમેરાઓ એટલા બધા પાસે પાસે ગોઠવ્યા કે એક દોડતા પ્રાણીની જુદી જુદી ગતિઓની જુદી જુદી છબી હરેકમાં પડે પણ આ રીત કંઈ બહુ આગળ વધી નહિ કારણ કે આટલા બધાં કેમેરાઓ એકી વખતે કાબુમાં રાખી શકાય નહિ

એટલામાં મહાન્ વૈજ્ઞાનિક જાદુગર અમેરિકાના સુપ્રસિદ્ધ એડીસને એક સાથે જુદી જુદી છબીઓ એકજ કેમેરાથી પાડવાની યુક્તિ શોધી કહાડી. અને. ઈ. સ. ૧૮૯૦ માં પહેલ વહેલું સીનેમેટોગ્રાફ બનાવવાનું માન તેણે મેળવ્યું. તેણે પહેલ વહેલા

એક સેકન્ડમાં લગભગ ૩૦ જુદી જુદી છબીઓ લઇ શકે એવું યંત્ર શોધી કાઢયું. આ યંત્રમાં ૧૦૦થી ૧૫૦૦ ફીટ લાંબી સેલ્યુલોઇડની ફેર પર એક છબી પાડવાના રસાયણો ચોપડી રસાયણોયુક્ત સરેસની પટ્ટી ચોટાડી તેને એક ચક્ર પર વિટાળી લઇ કેમેરા સાથે તે જોડવામાં આવે છે. કેમેરામાં થોડો યંત્ર રચના કરવાથી તે પટ્ટી ધીમે ધીમે કાચ આગળથી ફટકે ફટકે પસાર થાય છે એટલે તે કાચનું ઢાંકણું જે ચોગઠ ફર્યા કરે છે તેમાંથી કાચમાં પ્રકાશ દાખલ થઇ પેલી પટ્ટીપર ચાલતાની ક્રિયાની છબી એક પછી એક પડતી જાય છે. આ પ્રમાણે આ પટ્ટીપર એક પછી એક તાત્કાલિક ચિત્રો પડી રહે છે અને તે પટ્ટી છબી લેવાના કાચના માફકજ અંધારી કોટડીમાં ધોવાય છે અને તે ઉપરથી બીજી એક પટ્ટીપર સીધી છબીઓ ઉતારી લેવામાં આવે છે. આ પ્રમાણે તૈયાર થયેલી પટ્ટી એક મોટા સમાજને તે ચિત્રો દેખાડવા માટે એક મોટા મેજીક લેન્ટર્ન (માયાદીપ) વાટે દેખાડવામા આવે છે. આ પટ્ટીનુ માપ એડીસને સાધારણ રીતે ૧ ૩/૮ ઇંચ પહોળુ રાખ્યું હતું. તે ઉપર ૩/૪ ઇંચ ઉંચાં ચિત્રો લેવામાં આવતાં હતાં—એટલે એક ફુટમાં ૧૬ ચિત્રો લઇ શકાતા હતાં. હવે જો પટ્ટીને એક સેકન્ડમાં બે ફુટ ફેરવવામાં આવે તો એક સેકન્ડમાં બત્રીસ ચિત્રો લઇ શકાય અને ૧૫૦૦ ફીટ લાંબી પટ્ટી હોય તો ૨૩૩ મીનીટ સુધી ચાલતો દેખાવ તેમાં ઉતારી શકાય. આ પટ્ટી સરેસ અને રૂપાના ક્ષારોથી બનેલી હોવાથી મેજીકલેન્ટર્નના વીજળીના દીવાની ગરમીથી કેટલીક વખત સળગી ઉઠે છે. માટે હમણાં નહી સળગી ઉઠે એવા પદાર્થોની પટ્ટીઓ બનાવવામાં આવે છે. મેજીકલેન્ટર્નના કાચ આગળ પણ કેમેરાના કાચના જેવુંજ ઢાંકણું ફરતું રાખવામાં આવેછે. એટલે જ્યારે ફિલ્મની પટ્ટી ધીમે ધીમે ઉઘડતી જાય છે તેમ તેમ તેનું પ્રતિબિંબ પડદાપર ધીમે ધીમે એક પછી એક એક સેકન્ડના ૩૨ ચિત્રોના વેગથી પડતું જાય છે. મેજીકલેન્ટર્નના કાચથી આ ચિત્ર પડદાપર મોટું દેખાય છે અને સઘળો સમાજ

તેને સહેલાઇથી જોઈ શકે છે. એક સેકન્ડમાં દશ કરતાં વધારે ચિત્રો નજર આગળ આવી જવાથી ઉપલા ચિત્રોની એક પછી એક અસર આંખ પર ચાલુ રહ્યા કરે છે અને તેને લઇ મૂળ દેખાવ ગતિમાં આબેહુબ દેખાઈ આવે છે.

આ પ્રમાણે સીનેમેટોગ્રાફની રચના જો કે સાદા ચલુના નિયમપર અવલંબેલી છે તો પણ આબેહુબ ચિત્ર પાડવા માટે ઘણીજ કાળજી અને બારીકાઇથી કામ લેવું પડે છે અને તે માટે એક સરખા માપની અને સરખા મિશ્રણની પટ્ટીયો બનાવવાનું કેમેરાના અને મેજીક લેન્ટર્નના કાચોનાં ઢાંકણાંને સરખી ગોળ ગતિ આપવાનું તેમજ પટ્ટીને બરાબર સરખા કાળમાં સરખું અંતર ચલાવવાનું કામ કંઈ સહેલું નથી. આ માટે વિજ્ઞાનના ચોકસાઇથી થયેલા અખતરાઓને આધારે વીજળીક શકિતના નિયમોનો આધાર લેવો પડે છે અને વીજળીક યંત્રથી આટલું બારીક ચોકસાઇનું કામ સહેલાઈથી થઇ શકે છે. જેમ ચોકસાઇ વધારે તેમ ચિત્રોમાં આબેહુબતા વિશેષ આવતી જાય છે.

જેમ જેમ છબી પાડવાની કળામાં સુધારણાઓ થતી જાય છે તેમ તેમ આ યંત્રની રચના પણ તેટલીજ સુધરતી જાય છે. હાલમાં રંગિત ચિત્રો પાડવાની કળા જડી આવી છે અને તેને લઇ સીનેમેટોગ્રાફમાં પણ રંગિત ચિત્રો હાલમાં દેખાડવામાં આવે છે. આ પ્રમાણે આ જમાનામાં વધતા જતા વૈજ્ઞાનિક શોધોને આધારે રચાવામાં આવેલું આ બારીક યંત્ર મનુષ્ય ઇતિહાસના તેમજ તેમના જીવનના પ્રત્યેક દેખાવોનું આબેહુબ ચિત્ર પાડી લેવા એટલું તો સમર્થ થઇ ચુક્યું છે કે દીલ્લી દરબાર જેવા મહાન્ વૈભવવાળા પ્રસંગનો આબેહુબ ચિતાર લાખો રૂપિયા ખર્ચનાર શ્રીમન્તોથી પણ પુરેપુરો જાને ન લઇ શકાય એવો ચિતાર એક ગરીબમાં ગરીબ માણસ આઠ આના કે રૂપિયો ખર્ચી સીનેમેટોગ્રાફમાં ઉપનું આબેહુબ ચિત્ર જોઇ અતિશય આનંદ લઇ શકે છે.

( ગુજરાતી પંચનો કોરોનેશનનો અંક. )

# जुना रीत रीवाजो.



### આપણ.

આપણામાં બે જાતનું માનનારા લોકો હોય છે. પ્રારબ્ધવાદી અને કર્મવાદી. હું કર્મ ફળવાદને માનું છું. પાડોશી, પિતા, માતા, રાજા, દેશજન વગેરેનાં કર્મનાં ફળ આપણે ભોગવવાં પડેછે. દેહના રક્ષણથી દીર્ઘાયુષી થવાય. દેહ સાચવવા માટેના નિયમ—બ્રહ્મચર્ય, સારો ખોરાક, શુદ્ધ જીવન વગેરે-બરાબર પળાય તો ૮૦, ૯૦ વર્ષ સ્હેજ જીવાય. ઓછું જીવે તો કાંતો નિયમભંગથી કે કાંતો અજ્ઞાનથી. વૃદ્ધિ, ટકવું અને ક્ષય એ સામાન્ય નિયમ છે. પણ ક્ષય આપણે આઘો ઠેલી શકીએ. નિયમ પળાયનો અમૃત જેવા છે, અને પાછળથી મોતને ઠેલી શકાય માટે નિયમ જાળવવા જોઇએ. પણ એકલા જાણીને બેશી ન રહેવું પણ જાણીને તે પાળવા જોઇએ. જેમ કોઇ માણસ પૈસાદાર કેમ થયો તે આપણે તપાસીએછીએ તેમ કોઇ માણસ લાંબું કેમ જીવ્યો તે પણ તપાસવું જોઇએ. જોતાં જણાશે કે જે અધીરા નથી થતા, ગુસ્સે નથી થતા અને શાંતિ જાળવે તેવા હોય છે, તેજ લાંબુ જીવે છે. જન્મથી મજબુત હોય તેના કરતાં નબળો પણ નિયમ સાચવનારો માણસ લાંબુ જીવે. મેં હમણાં "Science of a newlife" એ નામની ચોપડી વાંચીછે એમાં પણ એવુંજ લખેલું છે. કાંઈ થાય તો પહેલો વાંક પોતાનો જોવો. કોઇ કહેશે કે હવા બગડ્યાથી શરદી થઇ. હવા બગડી તો ફરવા નહોતું જવું, વધારે વસ્ત્ર પહેરવાં; શરદી થાય તો આપણો વાંક. પીંડનાં પણ શાસ્ત્ર છે તે જાણવાં જોઇએ.

આશ્રમ ધર્મની ઉમ્મરો હાલ પણ કામ લાગે તેવી છે. અભ્યાસમાં ૨૫ વર્ષ થાય. પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળનાનું

આબત કરે ? એતો એ જગ્યાએ બેસનારને માન છે. ઓદ્ધો છોડયા પછી માનની આકાંક્ષા રાખે તેજ ભુલ. શું કરવું તે પેન્શન લીધા પછી સૂઝતું નથી, અને વખત નથી જતો તેથી પણ પેન્શનર વહેલો મરી જાય છે. માટે એમને તો પોતાના અનુભવનો લાભ લોકને આપવો જોઈએ. લોકનું અનેક રીતે ભલું કરવું તેથી પણ લાંબુ જીવાશે.

સન્યાસમાં તો બધો સમય લોકકલ્યાણમાં ગાળવો જોઈએ. હાલમાં બધા સન્યાસીઓ અધ્યયન કરે છે તે પણ સારૂં છે. પણ તે કરતાંએ પોતાની વિદ્યાનો લાભ બધાંને આપે તે વધારે સારૂં. વિવેકાનંદે વિદ્યાનો લાભ બધાંને આપીને કેટલું સારૂં કર્યું.

આજના ભાષણ ઉપરથી બધા જોશો કે ઘરડા એટલા બધા બાંઠા નહોતા. કોઈ કહે કે તમારૂં આ ખોટું, ફલાણું ખોટું ત્યારે એટલુંજ કહેવું કે અમારા ઘરડાં તદ્દન તો મુરખાં નહિ હોય ? જ્યાં લગી કોઇ માણસ અપરાધી સાબીત થાય નહિ ત્યાં સુધી તેને નિરપરાધી ગણવો એવું કાયદામાં છે. એજ પ્રમાણે જ્યાં લગી હિંદુઓનો કોઇ રીવાજ ખોટો છે એમ સાબીત થાય નહિ ત્યાં સુધી એમ યાદ રાખવું કે ઘરડા કાંઈ મૂર્ખ નહોતા. રીવાજ માફક ન આવે તો બદલવા પણ Presumption એમની તરફેણમાં રાખવો. હાલમાં કેટલીક મંડળીઓ તો હિંદુ રીવાજોને ગાળો દેવાનેજ ઉભી થઇ છે. સ્પેન્સરે લખ્યું નથી કે મીલ એમ કહેતો નથી માટે 'ખોટું છે એમ ધારવું' ખોટું છે.

( બાલ સનિ વિગાસિક. )

---

## સુવાક્યો.

૧ દ્વેષ, એ નબળા અને કંગાળ મનની એક મોજ છે.

૨ મૃત્યુ ચોક્કસ છે, પરંતુ કાલ અચોક્કસ છે.

૩ કીર્તિમાન્ માણસનું મૃત્યુ થતુંજ નથી.

૪ મિત્રતામાં શંકાને અવકાશ આપવો નહિ.

૫ સુખના દિવસો લાંબા ટકતા નથી.

૬ તમારા પ્રતિ સર્વની પ્રીતિનું આકર્ષણ કરજો.

૭ ક્રોધ, એક જાતની ગાંડાઇ છે.

૮ ઉપકાર કરનારને ભૂલતા નહિ.

૯ મેલા હાથની મેલાઇ સ્વચ્છ મોજાં ઢાંકે છે.

૧૦ **આજ્ઞાપાલક** સ્ત્રી પતિપર સત્તા ચલાવી શકે છે

૧૧ મને ભલીભોળી કહેજો, પણ મને ઠગતા નહિ.

૧૨ સારી રીતે છંદગી ગાળવાથી શરીરની અવ્યવસ્થા થતી નથી.

૧૩ ખુશામતિયો એક ભયંકર શત્રુ જાણવો.

૧૪ મશ્કરી મિત્રતાનું ઉગ્ર વિષ છે.

૧૫ ગરીબની ઓળખાણથી હલકાઇ નહિ માનો, અને શ્રીમંતની **મિત્રતાઈ** ઇચ્છવી નહિ.

૧૬ સહનશીલ મિત્ર એવડો શત્રુ છે.

૧૭ દુર્ભાગ્યને તાબે ન થતાં તેને ઉલ્લંઘી નાખો.

૧૮ આપત્તિ નિત્ય રહેતી નથી.

૧૯ પ્રેમનું ઔષધ નથી.

૨૦ પ્રત્યેક દિવસને તમારા અંતનોજ માનવો.

૨૧ કોઇ પણ હમેશાં ડાહ્યો નથી.

૨૨ લાભ વગરની ખુશામત કરનારનું ગજવું ભરાતું નથી.

૨૩ જે ખરાબનો બચાવ કરે છે તે સારાને ખંડે છે.

૨૪ બ્હીકણ પોતાને સાવધાન માને છે અને બખીલ પોતાને કરકસરી માને છે.

૨૫ અભિપ્રાયમાં પક્ષપાત એક વિષ છે.

૨૬ અત્યંત ઇચ્છાથી લાંબો પશ્ચાતાપ થાય છે.

૨૭ તમારી ઇચ્છા પ્રમાણે ન કરી શકો તો બની શકે તેટલું કરો.

૨૮ પ્રમાણિકતા મેળવો, દયા શોધો, કરકસર શિખો, નીમક-હલાલીને ઇચ્છો.

૨૯ જેટલું સાંભળો, તેટલું ખરૂં માનતા નહિ. જેટલું માનો તેટલુંજ કહો.

૩૦ માણસ નશીબથી મોટો બને પણ નશીબથીજ સારો ન બને.

૩૧ ખુબસુરતી અને પતિવૃતાપણા વચ્ચે જીવલેણ કજીઆ છે.

૩૨ સાંભળવાને તત્પર રહો, યુક્તિથી સાવચેત રહો, અને શિખામણ દેવામાં ધીરા રહો.

૩૩ દંભી સાદાઇ, એ સુધરેલું કપટ છે.

૩૪ ડાહ્યા પોતાના વિચાર બદલે છે, મૂર્ખ નહિજ.

૩૫ ખુબસુરતી અને મૂર્ખાઇને ગાઢ મૈત્રી છે.

૩૬ શીલ અને સ્ત્રી હમેશાં માગનારાંજ છે.

૩૭ ખરાબ શીખવા કરતાં અભણ રહેવું સારૂંછે.

૩૮ માણસ સલાહ આપવામાં જે ઉદારતા વાપરે છે તેટલી બીજુ કંઇ પણ આપવામાં વાપરતો નથી.

૩૯ એક બાજુનો વિવેક લાંગો ટકતો નથી.

૪૦ ગયેલી આબરૂ કદાચ પાછી મળે છે.

૪૧ તનદુરસ્તી અને આનંદી સ્વભાવ ખુબસુરતી લાવે છે.

૪૨ દારિદ્યને શરમ હોતી નથી.

૪૩ વિશ્વાસઘાત નહિ કરવો. છિદ્ર ખુલ્લાં ન કરો.

૪૪ લાંબું જીવવો કરતાં સારી રીતે રહેવું વધારે સારૂં છે.

૪૫ સ્ત્રી પ્રતિની ક્રૂરતા, એ રાક્ષસનો ગુન્હો છે.

૪૬ સર્વની પ્રીતિ મેળવી આપનાર મોહિની સભ્યતા છે.

૪૭ બાહુ ધન તેને બહુ સંભાળ બાહુ અન્ન ત્યાં બહુ રોગો.

૪૮ જે તમને ગણે નહિ તેને તમે ગણો નહિ.

હવે નાણાં સંબંધી બાબતમાં આ સંસ્થાને કંઇપણ વધુ મદદ થવી જોઇએ એવી વધુ અને વધુ લાગણીનો વિચાર થશે એવું મને લાગે છે અને હું પણ મારી શક્તિ અનુસાર ગરીબ વિદ્યાર્થી ફંડમાં રૂ. ૫૦) ભરૂં છું (તાળીઓ)

શ્રીમંત મહારાજા સાહેબે કંઇપણ અવેજ લીધા વગર બોર્ડિંગને મકાન બક્ષી આપ્યું છે અને બોર્ડિંગ પ્રત્યે વખતોવખત લાગણી બતાવી છે. એક વખત તો વિદ્યાર્થીઓએ લીધેલું ભોજન પોતે ખાધું હતું અને બીજી કંઇ રસોઇ મગાવી ન હતી. આ ઉપરથી બોર્ડિંગ પ્રત્યેની શ્રીમંતની લાગણી જણાઇ આવે છે. છેવટે આ સંસ્થાની દરેક રીતે વૃદ્ધિ થાય અને પેટલાદ બોર્ડિંગ દ્રષ્ટાંતરૂપ થઇ પડે એવી ઇચ્છા પ્રદર્શિત કરી હું બેસી જવાની રજા લઉં છું.

**પ્રમુખનો ઉપકાર માનનારૂં રા.રા. સેવકલાલ દલસુખરામનું ભાષણ**

એ પછી પેટલાદના વહીવટદાર રા. રા. સેવકલાલ દલસુખરામ પરીખ એમણે બોર્ડિંગના વ્યવસ્થાપકો તથા વિદ્યાર્થીઓ તરફથી પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત મૂકતાં જણાવ્યું કે —

બાનુઓ, ગૃહસ્થો, અને પ્રિય વિદ્યાર્થી બંધુઓ, આપણે બધા છૂટા પડતા પહેલાં મારે એક આનંદદાયક કાર્ય કરવાનું છે, અને તે બોર્ડિંગના વ્યવસ્થાપક મંડળ તરફથી પ્રમુખનો ઉપકાર માનવાનું છે તો તે માટે બે મિનિટ આપનો વખત લેવાને માટે મને ક્ષમા કરશો. કોઇ કાર્ય સફળ થવાનો યશ તેના નેતાને ઘટે છે. અને આજનું કાર્ય ઉત્તમ રીતે પાર ઉતારવાને માટે આપણા આજના નેતાનો ઉપકાર માનવો જોઇએ. રાજેશ્રી મોતીભાઇએ તેમને આજના મેળાવડાનું પ્રમુખપદ લેવાની વિનતિ કરી, તે કંઇપણ આનાકાની કર્યા વગર તેમણે સ્વીકારી હતી અને સઘળાને માલૂમ છે કે આજે કેવી રીતે આપણા કાર્યમાં તેમણે આપણને સહાય કરી છે, કે જે માટે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. એમણે આપણા પ્રત્યે જે સ્નેહ, ને અંતરનો ભાવ તથા લાગણી દર્શાવી છે તે આપણે કદી ભૂલી શકીશું નહીં.

એઓ સાહેબ અતિશય લોકપ્રિય છે એટલુંજ નહિ પણ નાના અને મોટા સાથે ખુલ્લા દીલથી મળે છે અને તેમની વાતચીત સાંભળે છે.

ગરીબ વિદ્યાર્થી ફંડમાં જે રકમ એમણે ભરી છે તેથી એમનો વધુ ઉપકાર આપણા ઉપર થયો છે અને જે સૂચના તથા સલાહ એમણે આપણને આપી છે તે બદલ એમનો આપણે ઉપકાર માનવો ઘટે છે.

સ્થાનિક ગુજરાતી શાળાના હેડમાસ્તર રા. રા. ભગાભાઇ સોમાભાઇ પટેલ એમણે જણાવ્યું કે રા. રા. સેવકલાલે હમણાં જે દરખાસ્ત આપની સન્મુખ રજુ કરી છે તેને હું ટેકો આપું છું, અને તેને આપ સર્વ તાળીથી વધાવી લેશો એમ આશા રાખું છું.

આ પછી વિદ્યાર્થીઓએ શ્રીમંત પ્રાર્થના–રાજગીત ગાયું હતું, બાદ પુષ્પહાર, તોરા લઇ મેળાવડો વિસર્જન થયો હતો.

# ગદ્યપદ્યસંગ્રહ ચાલુ રહેશે



ગદ્યપદ્યસંગ્રહની વ્યવ[illegible] એક મિત્રે સ્વીકારેલી હોવાથી હાલનાજ ધોરણે જનસમૂહની સેવાર્થે તે હવેથી દરેક અંગ્રેજી માસની શરૂઆતમાં બહાર પડશે. ગ. પ. માસિકના પાંચમા વર્ષનો પ્રથમ અંક કાર્તક માસમાં નહિ, પરંતુ જાન્યુઆરિ માસમાં બહાર પડશે.

## પ્રસ્તાવિક છપ્પા.

### કર્તવ્ય.

ધરી ધરણીપર જન્મ, કામ નીતિના કરજો;
ધરી ધરણીપર જન્મ, પુણ્ય પંથે પરવરજો;
ધરી ધરણીપર જન્મ, સર્વનું મંગળ ઈચ્છો;
ધરી ધરણીપર જન્મ, પુરન પરમારથ પ્રીછો;
પ્રાણી પર ઉપકાર સજી તમે, જશવંતુ જીવન કરો;
ભવસાગર દુસ્તર એ રીતે, સેવક-સુત સહજે તરો.

જન્મ ધરીને જેહ, કરે નવ પર ઉપકારો;
જન્મ ધરીને જેહ, ભરે નવ પુણ્ય ભંડારો;
જન્મ ધરીને જેહ, દીનને દાન ન દેતા;
જન્મ ધરીને જેહ, જીવિતમાં યશ નવ લેતા;
છે જીવતર એ ઝાંખુ અરે, ફટફટ એવા જીવિતને;
તે સેવક-સુત સમજ્યા નહિ, અફળ્ય આપ જ હિતને.

કરો તમે કર્તવ્ય, લાભ ઝાઝેરો આપે,
કરો તમે કર્તવ્ય, કષ્ટ તનમનમાં કાપે;
કરો તમે કર્તવ્ય, ભાગ્યનો ઉદય ભરો એ;
કરો તમે કર્તવ્ય, પ્રેયનો નિમાણ ઝરો એ;
કર્તવ્ય તણી બલિહારી છે, ધર્મ સર્વ ગાતા ફરે;
તો વાણી થકી વિશેષમાં, સેવક-સુત શું ઉચરે.

કરો અધિક અભ્યાસ, કામ પરમારથ કરજો;
કરો સાધન સિદ્ધ, ધ્યાન ઈશ્વરનું ધરજો;
કરો પાપનો ત્યાગ, પુણ્યપંથે પગ માંડો;
કરો સંતનો સંગ, મલિનતા મનની છાંડો;

નિષ્કામ નેટ કંદન સમું, સકામ સોનું ધારજો;
વળી સેવક-સુત ભાવે કરી, ભવતારક ભગવત ભજો. ૪

## બાળાઓની કેળવણી.

ઉર ઈચ્છો કલ્યાણ, દેશનું રૂડી રીતે;
દેજો વિદ્યા દાન, જ્ઞાન પ્રમદાને પ્રીતે;
બુદ્ધિ બળમાં નેટ, શ્રેષ્ઠ બાળાઓ થાશે;
વિચાર ને આચાર, સર્વથા સુધરી જાશે;
જો સંસારી સુખ સુધારવા, અંતરમાં ઉર્મિ ધરો;
તો વનિતા જ્ઞાન વધારવા, સેવક-સુત ઉર આદરો. ૧

માતા વિદ્યાવંત, ખંતથી પ્રજા સુધારે;
પ્રજા સુધરતાં વાર, દેશ કલ્યાણ વધારે;
એક કુટુંબી વર્ગ, સુધરતાં અન્ય સુધરશે;
વિદ્યા-વાદ-વિલાસ, ઉમંગે અધિક પ્રસરશે;
જો પ્રયાસ ભગિરથ આદરો, સેવક-સુત ગત ઉચરે;
તો આ જગમાં જાણો તમે, નથી અશક્ય કશુએ અરે! ૨

વિદ્યાથી બળવાન, હિંદબાળાઓ થાશે;
વામાં થઈ વિદ્વાન, જ્ઞાનમાં વધતી જાશે;
દેશોન્નતિનું કામ, ઉપાડી માથે લેશે;
પછી પુરુષને સાહ્ય, પ્રીતથી પ્રમદા દેશે;
જો દેશોન્નતિ ઉદ્દેશમાં, અબળાઓ દયો હાથમાં;
તો સેવક-સુત બળ બમણું એ; સબળાઓના સાથમાં; ૩

વિક્રમ ભોજ ભૂપાલ, વધારી વિદ્યા કેવી ?
મહિલા થઈ મતિમાન, શારદા માતા સેવી;

વિદ્યાનો વિસ્તાર, આજ કરવાનો વારો;
દીર્ઘસૂત્રતા સાથ, આવશે ક્યારે આરો ?
રે ! ઉમંગ ઉદ્યોગહીન, પ્રજાવર્ગ જ્યમ જ્યમ થયો;
ત્યમ સૂર્ય પુરાતન કીર્તિનો, સેવક-સુત હેઠે ગયો. ૪

પારસમણિનો સ્પર્શ, લોહને લાગે જ્યારે;
લોહ મટી તત્કાળ, કનકરૂપ ધારે ત્યારે;
તેમ સુવિદ્યા સંગ, રંગ બેસે રાગાને;
ઉછળે ઉર તરંગ, દેશ સેવા સજવાને;
રે ! અબળાને સબળા કરો; બાળ પ્રતાપ વધતાં જશે;
સંસાર સુધારો એ રીતે, સેવક-સુત કહેલો થશે. ૫

રોપી કોમળ રોપ, સલિલ સીંચો નવ જ્યારે;
ઉછરી આવે કેમ, વિના વારિ તે ક્યારે !
એ વિદ્યાનાં વૃક્ષ, વાવીને બેશી રહેશો;
વણ સંભાળે કેમ લાભ ફળનો પછી લેશો ?
તે માટે મન મમતા ધરો, નિશ્ચય ને નિષ્ઠા થકી,
તો સેવક-સુત પ્રભુ સાહ્યથી, મનવાંછિત મળશે નકી. ૬

માનિની નહિ માન, અજાણ અબળા રાખો છો;
તિરસ્કારનાં વેણ, ભામિનીશું ભાખો છો,
પછી નારી નિંદાય, બાપડી તે શું કરશે ?
શું ભામિની ભરથાર, સુખે બેશી કહિ ઠરશે !
રે ! વિણ વિદ્યા મળતું નથી, સુખ ખરૂં સંસારમાં;
એ શિક્ષા સેવકતનુજની, લેજો શીઘ્ર વિચારમાં ૭

વનિતા વિદ્યાવંત, પતિ આગ્ન્યા પાળે;
સંભાળે નિજ બાળ, જેમ પક્ષી નિજ માળે;
ગુણવંતી ગંભીર, પૂર્ણ માયાળુ માતા;
સંપ સજે સહુ સાથ, સિંચે શીતળ જળ શાતા;

વળી સુંદરી સુશીલસ્વભાવમાં, અંતર પર ઉપકાર છે;
એ સતીનો સેવક–સુત વદે, ધન્ય ધન્ય અવતાર છે. ૮

## સહુ શાસ્ત્રના ખરા ધર્મ.

પરધન કેરો ત્યાગ, ત્યાગ હિંસાનો કરવો;
કરથી દેવું દાન, પંથ પાપી પરહરવો;
પરદારાનો સંગ, તજી ભવસાગર તરવો;
વંદન કરો હરિચરણ, ભલો ભક્તિરસ ભરવો;
છે ધર્મ ખરા સહુ શાસ્ત્રના, પાળે તે પંડિત ખરા;
પણ વિપરીત વરતન જે કરે, સેવક–સુત કરજો પરા. ૧

નથી દયા સમ ધર્મ, સકળ પંથે વખણાતો;
સર્વ ધર્મનો મર્મ, દયા ગુણ દૈવી ગણાતો;
દયા સમું નથી દાન, ગર્વ ગૌરવ એ સાચું;
દયા વિનાનું જ્ઞાન, જ્ઞાન એ કેવળ કાચું;
જો કાયા ધરી માનવી તણી, દયા ધરો નવ હૃદયમાં
તો છોટાલાલ વચન વદે, નાસ શૂન્ય આ સમયમાં. ૨

"દયા ધર્મનું મૂળ," દયા દૈવત દાનીનું;
"દયા ધર્મનું મૂળ," ભાન સાચું જ્ઞાનીનું;
"દયા ધર્મનું મૂળ," પરાયાં દુઃખ હરે છે;
"દયા ધર્મનું મૂળ," દેવ પણ દયા કરે છે,
રે! દયા શૂન્ય જે હૃદય છે, હૃદય નહિ પાષાણ છે;
એ સેવક–સુત મત છે ખરો, દયા અલૌકિક ખાણ છે. ૩

## સાચા ગુરુ, ગૃહસ્થ, નર, અને પરોપકારી.

ગુરુ તેમનું નામ, બ્રહ્મને સઘળે ભાળે;
ગુરુ તેમનું નામ, કામ ક્રોધાદિક બાળે;

ગુરુ તેમનું નામ, ત્યાગ વૈરાગે પૂરા;
ગુરુ તેમનું નામ, ભક્તિ શ્રદ્ધામાં શૂરા;
છે સદ્‌ગુરુ સાચા સૃષ્ટિમાં, શિષ્ય તણા સંશય હરે;
રે ! સેવક–સુત ધન લોભિયા, ભલું ભક્તનું શું કરે? ૧

ગૃહસ્થ એ જ ગણાય, સહન આનંદે રાજે;
વનિતા મધુરી વાણી, પુત્ર બુદ્ધિબળ ગાજે;
અતિથિનો સત્કાર ઇષ્ટ પૂજન સંભાળે;
ઇચ્છા અનુકૂળ દ્રવ્ય ! સ્વજનનું સંપ જ પાળે;
વળી ખાન પાન મન ભાવતા સંત સમાગમ થાય છે;
તે સેવક–સુત સંસારમાં, ગૃહસ્થ નામ ગણાય છે. ૩

કરતા સેવન ગુણ્ય, ત્યાગ નિંદિતનો કરતા;
બાળપણમાં લે ભાગ. રોષ હૃદયે નથી ધરતા;
જુએ ન પરના દોષ, દોષ પોતાના દેખે;
ગણે આત્મવત્ સર્વ, ગુણીજનના ગુણ લેખે;
વળી વેદવચન ગુરુવચનમાં, પૂર્ણ પ્રતીતિ રાખતા;
તે સેવક–સુત નરવર ખરા, જપ પ્રભુના જાપતા. ૩

શીતળ ચંદન વૃક્ષ, સુગંધી આપે સારી;
પર ઉપકારે પ્રીત, શત્રુને પણ સુખકારી;
વળી અગરનું વૃક્ષ, કાય બાળે પરકાજે;
હોય કોઈ પાષાણ, આમ્રફળ તોય નિવાજે;
જ્યાં ઉદારચિત ઉપકારી છે, શત્રુને પણ સુખ કરે;
તે સેવક–સુત વેરી તણા, અપકારો શું ઉર ધરે ? ૪

---

## ધનિકોને બોધ

દ્રવ્ય મળ્યું તે ધૂળ, મળ્યું જો કૂડી રીતે;
દ્રવ્ય મળ્યું તે ધૂળ, વાપર્યું ન પરહિતે;

દ્રવ્ય મળ્યું તે ધૂળ, વાપરી યશ નવ લીધો;
દ્રવ્ય મળ્યું તે ધૂળ, સ્વજનમાં સંપ ન કીધો;
વળી દ્રવ્ય તણા અભિમાનનું, ભૂત ભરાયું અંગમાં;
તે સેવક-સુત ભવ ભટકતો, રાચે નવ સત્સંગમાં. ૧

ધન સંચય એ સાર, દાન દીનજનને દીધાં;
ધન સંચય એ સાર, રંકને રંજન કીધાં;
ધન સંચય એ સાર, રચાવી ઓષધશાળા;
ધન સંચય એ સાર, રચાવો પુસ્તકમાળા;
પણ ધન સંચય કરી કરી અરે! નિજ હાથે નવ વાવરે;
રે! ધનના ધણી બીજા થશે, છોટાલાલ ન છાવરે; ૨

વિતવાળાને વિપત, અધિક વિત મેળવવાની;
વિતવાળાને વિપત, વિપત વિત કેળવવાની;
વિતવાળાને વિપત, લાજ રક્ષણ કરવાની;
વિતવાળાને વિપત, ઊંઘને પરહરવાની;
નથી વિતવાળાને સુખ વડું, વિતમાં વિપત વિચારતા;
તે સેવક-સુત સુખિયા સદા, નિર્ધનીઆને ધારતા. ૩

કરી કરીને કરકસર, કર્યો ધનનો ઢગલો તેં;
પરમારથનું નામ, નથી લીધું દીધું તેં;
જપ્યો મંત્ર તેં એક, દુંપદનો આઠે અંગે;
નહિ દાતારો દાને, નહિ રાચ્યો સતસંગે;
રે! માથે પાણી ફરી વળ્યું, તો પણ ચિત્ત ચેત્યો નહિ;
સેવક-સુત જીવની ગતિ, છે માઠી ધાવી સહી. ૪

પડ્યાં ખાણમાં રત્ન, કામ કોઇને નવ આવે;
વાર્યો પડ્યો ભંડાર, કીર્તિ તેથી નવ છાવે;

જુઓ ઉનનાં વસ્ત્ર, પેટીમાં પૂરી મૂકે;
છિદ્ર છિદ્ર પડી જાય, જંતુ ખાવા નવ ચૂકે;
રે ! ધનના ધણી ધન વાવરો, એજ તમારૂં ધન ખરૂં;
છે શેષ અવસ્થા ભાગનું, સેવક–સુત સુખ ઉચરૂં. ૫

દેતાં દાન નિદાન, સુપાત્ર કુપાત્ર વિચારો,
વિષધરને પયપાન, દીધાથી વિષ વધારો;
દુષ્ટ પામીને દાન, દુષ્ટતા ઝાઝી કરશે;
ઉગરતાં વરુ વાઘ, પ્રાણુ પ્રાણીના હરશે;
જન દેજો દાન વિચારીને. લેઇ પાત્રતા ભાળીને;
છે વાણી છોટાલાલની, કુપાત્ર મુકો ટાળીને. ૬

---

## વાવવું તેવું લણવું.

વાવો લીંબનાં વૃક્ષ, આમ્રફળ ક્યાંથી મળશે ?
વાવો થોરનો છોડ, કદળીફળ ક્યાંથી ફળશે ?
વાવી લસણનો છોડ, કસ્તુરી વાસ ન પામે;
નર કાયરમાં નામ, કહો યશ ક્યાંથી જામે ?
" રે વાવવું તેવું લણવું છે," એ જ ખરો સિદ્ધાન્ત છે;
પણ છોટાલાલ ન માનશો, હૃદયે જેને ધ્વાન્ત છે. ૧

કર્યો ન પર ઉપકાર, સાર સમજી જીવતરનો;
કર્યો ન પર ઉપકાર, ભાવ ધરીને ભીતરનો;
કર્યો ન પર ઉપકાર, દીન પર દયા ધરીને;
કર્યો ન પર ઉપકાર, પુણ્ય પંથે પરવરિને;
તુજ આયુષ્ય મિથ્યા એ રીતે, અંધારે વહી વહી જશે;
પ્રભુ પ્રસન્નતા ક્યાંથી પછી, સેવક–સુત સામી થશે. ૨

કરણી જેવી હોય, સાખ તેવી તે પામે;
કરણી કુડી હોય, સાખ ભુંડી તો જામે;

કરણી શકની હોય, છાપ તેવી જ છપાશે;
કરણી હરિજન તણી, લાલ હરિના જ લખાશે;
આ દુનિયા દર્પણ રૂપી છે, કનક કનક પરખાય છે;
વળી પીતળ તે પીતળ રૂપે, સેવક–સુત સમજાય છે. ૩

---

જેવું જેવું હૃદય, અવરનુ પરખે એવું.

પુરુષ પ્રપંચી હોય, પ્રપંચ સર્વમાં દેખે;
પુરુષ લોભિયા હોય, લોભિયા સૌને લેખે;
પુરુષ નીચ જે હોય, ગણે સૌને નીચ જેવા;
પુરુષ ભીરુ જો હોય, પરખશે શુરવીર કેવા ?
રે ! પથ્થરના વ્યાપારીઓ, હીરા કયાંથી પરખશે ?
તે ગણી ગણી પથ્થર કાંકરા, સેવક–સુત મન હરખશે. ૧

પાપી જેનું હૃદય, સર્વને પાપી પેખે;
લંપટ જેનું હૃદય, જગતને લંપટ લેખે;
કાંચન જેનું હૃદય, જગત કાંચન રૂપ જાણે;
પીતળ જેનું હૃદય, પીતળ જેવું જ પ્રમાણે;
છે મનસા જેની જે રૂપે, ચશમા તેવાં ધારતા;
તે જુઓ જગતમાં એ સૌને છોટાભાવ વિચારતા. ૨

જેવું જેવું હૃદય, અવરનું પરખે એવું;
નિર્મળ અંતર હોય, અન્યનું નિર્ખે તેવું;
નિજ મન કોમળ હોય, અન્યને કોમળ લેખે;
આપ મલિન જો હોય, અવરને તેવા પેખે;
જે સત્ય સારગ્રાહી, ગુણી, ભલું જગત તે ભાળતા,
એ આપ સમા સૌને ગણી, સેવક–સુત પણ પાળતા. ૩

## જ્ઞાતિ વિચાર.

જ્ઞાતિ કેરા ભેદ, ખેદ ઉપજાવે મનને;
વરણો વણ્યા વિભાગ, મુઝવી મારે મનને;
વેદે કર્યા વિભાગ, કર્મ ઉદ્યોગ પ્રમાણે;
બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર સેવા કરી જાણે;
જ્યાં બ્રાહ્મણની જ્ઞાતિ વણ્યા, વિભાગ ચોરાસી કહ્યા;
રે! બીજા ભેદ વિચારતાં, અગણિત સેવક-સુત થયા. ૧

જ્ઞાતિ બંધન આજ, થયાં છે અતિ દુખદાઈ;
પૂર્વે જાતિ ચાર, આજ થઇ પડી નવાઈ;
વરને ગમતી વધુ, વધુને વર નથી ગમતો;
ગાડર વહ્યો પ્રવાહ, વહ્યો છે ભાગતો ભાગતો;
છે અનેક બીજી ઉપાધિઓ, ડગલે ડગલે દેખતા;
નથી છોટાલાલ વિચારતા, તો પણ કરતા એકતા. ૨

અરે! મોહનો મેર, જ્ઞાતિમાં શું છે જોયો?
નથી સાજનો પક્ષ, અરે! તેમાં શું મોહ્યો?
શું નીતિ ને ન્યાય, જ્ઞાતિ બંધનમાં સ્થાપ્યાં?
જ્ઞાન તણું શું તત્વ? એ જ બંધનમાં માપ્યાં;
છે દુઃખના ડુંગર જ્યાં ઉભા, સંસારી સુખ રોકીને;
તો પણ સેવક-સુત લાજમાં, બોલે છાતી ઠોકીને. ૩

કન્યામાં નહિ રૂપ, રૂપમાં વર રઢિઆળો;
નહિ વરમાં ગુણ લેશ, ભલે કન્યામાં ભાળો;
કન્યા વિદ્યાવંત, રૂપ ગુણમાં વખણાતી;
વરનો વરવો વેશ, મૂર્ખમાં ગણના થાતી;
રે! વિપરિત એવાં જોડવાં, જ્યાં ત્યાં પડતાં દૃષ્ટિએ;
એ સેવક-સુત મત સિદ્ધ છે; ત્રાહ્ય ત્રાહ્ય છે કષ્ટિએ. ૪

હિંદ તણું દુઃખ આજ, જ્ઞાતિબંધનથી જે જે;
વર્ણન કરતાં વાર, ખેદ ઉભરાવે તે તે;
લઢે કામિની કંથ, લાજ મર્યાદ તજીને;
જંપે નવ ઘડી એક, હૃદે ભગવાન ભજીને;
છે હોળી બળતી અંતરે, સુખની ઘડી ત્યાં કયાં મળે ?
રે સેવક–સુત દંપત્તિ તણી, કલેશ થકી કાયા ગળે. ૫

નાત જાતમાં વેર, મચ્યા છે ઝઘડા ઝાઝા;
સગાં સગાંમાં વેર લઢે છે મુકી માઝા;
વેવીશાળમાં વેર, પડે આંટી બહુ ભાતે;
વાંધાનો વિસ્તાર, વધારે વાતે વાતે;
વળી કન્યા ઘરમાં લાવતાં, હર્ષ ઉરે નિર્ધાર છે;
પણ અર્થ સર્યા પછી વેર તો, છોટાલાલ અપાર છે. ૬

ભલે લગ્નમાં યત્ન, કરે ભોજન રાન ગમતાં;
ગાય હર્ષનાં ગીત; ચિત્ત આનંદ ઉપજતાં;
મંડપ રચીને શ્રેષ્ટ, ભલે યશ કીર્તિ લેતા;
ભલે આપીને દાન, માન વિપ્રોને દેતા;
પણ રે ! રે ! શોક પ્રસંગમાં. જમણવારનો કર અરે !
એ દાઝયા પરનો ડામ તો, સેવક–સુત કેર જ. કરે. ૭

ધિક્ક ધિક્ક એ ચાલ, મરણ પાછળ જમવાનો;
ધિક્ક ધિક્ક એ ચાલ, દુઃખમાં છે દમવાનો;
ધિક્ક ધિક્ક એ ચાલ, હળાહળ અનરથ રૂપે;
ધિક્ક ધિક્ક એ ચાલ, ઉતારે ઊંડે કુપે;
રે! ચાહ્ય ચાહ્યના જમણમાં, ભોજન મુખ કયમ પેસતાં!
શું છોટાલાલ ન લાજતા ? જઇ બાજુંપર બેસતાં. ૮

જે જે નિંદક ચાલ, નાતનું નામ લજાવે;
જે જે નિંદક ચાલ, શત્રુનો ભાવ જગાવે;

જે જે નિંદક થાત, પ્હાડ ભ્યાડા દુઃખ રૂપી;
ઉત્તતિના અંકુર, ઉગતાં નાંખે કુપી;
પણ જો ઋણુ નહિ એનો તમે, દિવસ આથમી તો જશે;
રે! સેવક-સુત પછી સોચતાં, અર્થ સિદ્ધિ કયાંથી થશે? ૯

## રૂઢી વિચાર.

ભલે રૂઢીનું રાજ્ય, માન આપો મન ગમતું;
ભલે રૂઢીનું રાજ્ય, વખોને જો નવ દમતું;
ભલે રૂઢીનું રાજ્ય, નિવડતું જો ન વિકારી;
ભલે રૂઢીનું રાજ્ય, સર્વને જો સુખકારી:
પણ રૂઢી રૂપી વાદળાં, વિખની વૃષ્ટિ જો કરે;
તો છોટાલાલ કહો તમે, સુખમાં શી પેરે ઠરે? ૧

અરે! રૂઢીનો માર, માર નથી જેવો તેવો;
અરે! રૂઢીનો માર, દુઃખ ઉપજાવે એવો;
ઘટતું જેને માન, માન તેનું જ મુકાવે;
વિના વાંક અપરાધ, રાજી પજવીને થાવે;
કોઇ મારે કિંચિત માર તો, સામા થઇ લડવા જશો;
પણ રૂઢી રોળ જળાવતાં, સેવક-સુત શરણે થશો. ૨

રૂઢી કરતી કેર, ઝ્હેર અંતર નવ રાખે;
રૂઢી કરતી કેર, દંડ સર્વેને દાખે;
રાંડે ન્હાની બાળ, જન્મ તેનો વણસાડે;
ત્રાહ્યં ત્રાહ્યનું મરણ, છતાં પકવાન જમાડે;
છે બાળલગ્નનો થાક તો, બુઢ્ઢાવરને બાળકી,
રે! સેવક-સુત એ મારની, રૂઢી ભુંડી ઘાતકી ૩

જમણવારનો ચાલ, સમયપર શોભે સારો;
જમણવારનો ચાલ, ન્યાતમાં ન્યારો ન્યારો;
જમણવારનો ચાલ, પ્રેમબંધન બંધાવે;
જમણવારનો ચાલ, ઐક્ય ઉરમાં ઉપજાવે;
એ જમણવારનો ચાલ તો, શોભે શુભ પ્રસંગમાં;
પણ સેવક–સુત દુઃખદાયી છે, એ તો શોક પ્રસંગમાં. ૪

મૃત્યુ ઘરમાં થાય, તોય પકવાન પકાવે;
મૃત્યુ ઘરમાં થાય, તોય મોદક પીરસાવે;
મૃત્યુ ઘરમાં થાય, જમે નાતીલા કોડે;
મૃત્યુ ઘરમાં થાય, તોય જમવાને દોડે;
રે ! માણસ મરતાં ઘરતણું, શોકાતુર સૌ થાય છે;
પણ સેવક–સુત નિર્દય જનો, લાડુ બેસી ખાય છે. ૫

કરે શાસ્ત્ર શું ત્યાંય ? રૂઢીનાં વાજાં વાગે;
કરે શાસ્ત્ર શું ત્યાંય ? જાણી બુઝી નવ જાગે;
કરે શાસ્ત્ર શું ત્યાંય ? બાળ ન્હાનાં પરણાવે;
કરે શાસ્ત્ર શું ત્યાંય ? રોક રકાપો આવે;
રે ! ગાયું ગાત આ અવસરે, સાર અસાર ન ધારતા;
તે સેવક–સુત મૂઢ માનવી, વાત ખરી ન વિચારતા. ૬

બાળલગ્નનો ચાલ, ચાલ એ વિપરીત ચાલ્યો;
બાળલગ્નનો ચાલ, શૂળસમ તે તો સાલ્યો;
બાળલગ્નનો ચાલ, રુધિરને ચૂસી લેતો;
બાળલગ્નનો ચાલ, દુઃખ પરિણામે દેતો;
રે ! ભુંડી રૂઢી ભાગિની, સેવક–સુત શું પાળતા ?
રે ! દેખીતું વિપરીત પણું, નજરે નેટ નિહાળતા; ૭

અરે ! જુલમ શો જુલમ ? બાપડાં બાળક સાથે;
વર્ષ પાંચનાં થાય નોંખતા ભોળે–માથે;

હરીફાઈ હદપાર, હડકવા અનુત્તર કેરો;
વર્ષ થતાં દશબાર, ચાલતી ચિંતા પેરો;
રે ! વધુ વધે ક્યાંથી પછી, હાડછેડમાં ઉછરે;
રે ! સેવક-સુત વયવીથિમાં, અરધા તો રોગી ફરે. ૮

કોઈક અબુધ માબાપ, આપ સંતાન બગાડે;
પિતા વ્યસનો જો હોય, પુત્રને વ્યસન શિખાડે;
પિયે તમાકુ તાત, તનુજ તે બીડી ચાલે,
પિતા પિયે જો ભાગ, પુત્ર ભંગી થઈ મ્હાલે;
રે ! વ્યસન તણો વેલો કદિ, ફાલ્યો એક જ ફાલમાં;
તે સેવક-સુત પ્હોંચે સદા, હળ્યો વારસો બાલમાં. ૯

આજ કાલનાં બાળ, વ્યસન બીડીનું કરતાં;
જાણે બળતો દીપ, મુખમાં ખાવા ધરતાં;
એમ તમાકુ ઝેર, શરીરમાં પેખે પ્રીતે;
કંઈક પીએ સીગરેટ, લ્હેર લેખે એ રીતે;
પછી પીડા રોગની ભોગવે, નફાઇ તેમાં નથી કશી;
નથી છૂટકારાનો ઉપાય ત્યાં, મુઢમતિ વિપરીત વસી. ૧૦

---

• કુટુંબ કલેશ અને ધર્મ ઝઘડો.

વ્યાપે દેશ કુસંપ, દેશનો ઠાઠ વળે છે;
વ્યાપે કુળ કુસંપ, સુખ સંતોષ ટળે છે;
વ્યાપે કુળ કુસંપ, વિપત્તનો માર પડે છે;
વ્યાપે કુળે કુસંપ, તાતને તનુજ લડે છે;
રે ! પુત્ર ભક્ત પ્રહ્લાદ શું, વેર તાતનું વધી પડ્યું;
તે સેવક-સુત પરિણામમાં, તાત વિનાશક નીવડ્યું. ૧

કુટુંબ કેરો કલેશ, દુઃખ કારણ ઉપજાવે;
કુટુંબ કેરો કલેશ, વેર વિખવાદ વસાવે;

કુટુંબ કેરો કલેશ, સંપ સંપત વણસાવે;
કુટુંબ કેરો કલેશ, જીવ અદ્ધર લટકાવે;
રે ! કુટુંબના કલેશે કરી, કૌરવકુળ નિર્મુળ થયું;
વળી સેવક સુત યાદવ તણું રમણ ભ્રમણ પણ થઈ ગયું. ૨

ધર્મ તણા આચાર્ય, ચઢે છે ગાદીએ જ્યારે;
સંસારીથી સરસ, ખાકરી ખાંધે ત્યારે;
બાંધે કુટ્ટ વેર, ભુલી પદવી પોતાની;
કરી આડો આચાર, વિરૂદ્ધની કરતા હાની;
તે જ્ઞાન, ધર્મ વિસરી કરી, મમત ધરી માર્યા જાય;
રે ! તો પણ આંખ ઉઘાડીને, સેવક—સુત નથી જાગતા. ૩

---

ખોટી ભક્તિ અને ખોટું જ્ઞાન.

ભલે ભજે ભગવાન, રમ્ય મંદિર રચાવે;
ભલે રમાડે રાસ, ભક્તિનો ભાવ લગાડે;
રટે રાતદિન શ્યામ, શંભુ સેવે સુખ રૂપે;
ભલે દેહનું દમન કરે, તપસીને રૂપે;
પણ દયા ધર્મ ને સત્યનો, અંતરમાં આદર નથી;
એ ભક્તિ પોકળ પાંગળી, છોટાલાલે મુખે કથી. ૧

અડસઠ તીરથ જાય, ભલે ગંગોતરી ન્હાવે;
કાં કાશી કેદાર, ભલે તીરથ ફરી આવે;
ધરી ગંગોદક સ્કંધ, ભલે કાવડ લઈ જાવે;
શંકરનો અભિષેક, પ્રેમથી પૂર્ણ કરાવે;
પણ અટણ ભ્રમણ આ કામનું? લગની મન લાગી નથી;
છે સત એ છોટાલાલનો, જીવનમુક્તિ એ નથી નથી. ૨

જુઓ ધર્મને નામ, કર્મ બાંધે કંઈ માથે;
પાડાનો સંહાર, અજાને હણતા હાથે;

દેવ વડો દરબાર, ગ્રામ કેચો વર્તાવે;
આપીને બળિદાન, કાળીને ભક્ષ કરાવે;
રે ! કલકત્તા ધામ ગામમાં, અધર્મ એ ખ્હાને થતો,
રે ! સેવક-સુત એ ધર્મનો, મર્મ સુણી ઉર ત્રાસ થતો; ૩

કૌતક બીજું એક, ધર્મનું કેવું કહાવે ?
ભવાનીમંદિર માંહ્ય, નાચો થૈકાર મચાવે;
ગાતાં ભૂંડાં ગીત, લોપ લજ્જાનો કરતા;
જુઓ ધર્મને નામ, કામ કેવાં આચરતા ?
રે ! સ્થાન બીજું શું નવ જડ્યું ? ભાંડ ભવાઇ ભજાવવા,
શું ધામ મળ્યું માજી તણું ? છોટાલાલ લજાવવા. ૪

પઢી વેદ વેદાન્ત, જ્ઞાન અંતર નવ લીધું
નહિ હરિરસનું પાન, વિષયનું પાન શું કીધું ?
ઉપજ્યો નવ વૈરાગ, ત્યાગ તૃષ્ણા નવ કીધી;
ઉદારતા ધરી ચિત્ત, કીર્તિ મજુઠ નવ લીધી;
રે ! ભલે જ્ઞાનીમાં તે ભળ્યો, રળ્યો ન ચૌટપ મન તણી;
એ છોટાલાલ વિચારજો, સાધ્યો નહિ એરટો મણી. ૫

ભણ્યો ભલે ષટશાસ્ત્ર, વેદવિદ્યાનુ પ્રાણી;
પાઠ પૂજાનો હાડ તિલક લીધાં 'શ તાણી;
તુલસી ધાર્યો કંઠ, પીધા ગંગાજળ પાણી;
અષ્ટસિધ્ધ નવનિધ, પ્રીતે થોળે પટરાણી,
પણ આત્મજ્ઞાનની સંપતિ, સંપાદન નવ થઇ અરે !
તો ફરો ફોકટ જન્મનો, સેવક-સુત મુખ ઉચરે. ૬

---

પરલોકે ધર્મ, કર્મ સાથી છે.

વિત્ત રહે ભંડાર, ગાય પશુ ગૌશાળામાં;
વળી ઘોડા ઘોડાર, માલ મેડી માળામાં;
બળે ચિતામાં દેહ, કોઇ ભુમિમાં દાટે;
રોયે ઘરમાં નાર, વિચરવું એકલી વાટે;

કોઈ પરલોકે સાથી નથી, ધર્મ-કર્મ સાથી થતાં;
રે ! સેવક-સુત શું સમજીને, મારો છો ઊંધાં મતાં ? ૧

ચાર દિવસનો વાસ, ઉઠી જાવું પછી અહિંયી;
નથી બોલવો બોલ, નથી સુણવો પછી કંઈથી;
જવું એકલાં વાટ, વળાવું કામ ન લાગે;
પકડી બાંધે ટાટ, કોણ સંકટ ત્યાં ભાગે?
રે ! સાથે એક જ આવશે, સુકી પરમારથ તણી;
એ છોટાલાલ વચન વદે, લેખું લે જગનોધણી. ૨

ચાર દિવસનો વાસ, નથી ભરૂંસો ક્ષણ કેરો;
ઓચિંતો જ ઉઠાવ, મૃત્યુ લેતું નિજ વેરો;
છોડે નવ તે નેટ, જોગી તપસી ને ત્યાગી;
આવે જ્યાં અવસાન, પલક મળતી નથી માગી;
રે ! તો પણ પામર પ્રાણિયા, પ્રમાદ નિદ્રાવશ પડયા;
રે ! જીવને જમ ઝાલી જતાં, સેવક-સુત અંતે રડયા.

---

## સમય સાચવો.

મુકીને સો કામ, સમય પર ભોજન ખાવું;
સહસ્ર તજીને કામ, સવારે સત્વર ન્હાવું;
લાખો તજીને કામ, સુપાત્રે દાન જ દેવું;
કોટિ તજીને કામ, નામ શ્રીહરિનું લેવું;
છે અલ્પ જીવન આ જગ વિષે, અર્થ સિદ્ધિ સત્વર કરો;
એ શિક્ષા છોટાલાલની, ઉમંગથી અંતર ધરો. ૧

જે કરવાનું આજ, આજને આજે કરજો;
કાલ તણો વિશ્વાસ, ઘડી હૃદયે નવ ધરજો;
આંજકાલમાં ફેર, હાનિ અણચિંતી લાગે;
ધારયું મળશે પ્રાપ્ત, થતું અણધાર્યું આગે;
આ ક્ષણભંગુર સંસારમાં, વિલંબ સમો વેરી નથી:
રે ! સમય સાચવો સુજ્ઞ જન, સેવક-સુત શીખ દે કથી. ૨

છોટાલાલ સેવક સતી.

૪૯ હલકાં દુઃખો કહેવાય છે, પણ મોટાં દુઃખો મુગાં હોય છે.

૫૦ મૃત્યુ ભયનો અંત છે અને સુખનો આરંભ છે.

૫૧ ડાહી ડાહી વાતો કરનારા ઘણા હોય છે પણ તેઓ મૂર્ખની પેઠે વર્તે છે.

૫૨ પ્રીતિ અને ખાંસી છુપી રહે નહિ.

૫૩ બહાદુરી હમેશાં વિજયી નથી હોતી.

૫૪ ન્યાય જનમંડળનો કરાર છે.

૫૫ ખરાબ આરંભનાં દુષ્ટ પરિણામો નીપજે છે.

૫૬ ધનની પ્રીતિ સર્વ પાપોનું મૂળ છે.

૫૭ પૈસાવાળાનું હિત હરહો છે.

૫૮ મૃત્યુ બહેરૂં છે ને તે 'ના' સાંભળતું નથી.

૫૯ કરવું જોઇએ તે કરો. જે કરી શકો તે કરો.

૬૦ ગાબડી પડવાથી ,પડી જવાનો ભય મટે છે.

૬૧ મનનું ઔષધ આનંદી સ્વભાવ છે.

૬૨ ખુબસુરતી કરતાં વિનયમાં વધારે મોહિની છે.

૬૩ સુખ કરતાં કીર્તિ શ્રમસાધ્ય છે.

૬૪ કરેલો ઉપકાર ધ્યાનમાં રાખવો.

૬૫ ડૉક્ટર કરતાં ખોરાક વધારે આરામ કરે છે.

('આર્ય ધર્મ પ્રકાશ').

---

## ભક્તિ અને સેવા.

કલકત્તાની ક્યામાક સ્ટ્રીટમાં એક સેવાશ્રમ છે. કેટલીક યુરોપીઅન બાનુઓએ આ આશ્રમની સ્થાપના કરી છે. એવાં આશ્રમો હિંદુસ્તાનનાં બીજાં પણ ઘણાં શહેરોમાં છે. જે સ્ત્રીપુરુષો હમેશાં બિમાર રહેતાં હોય છે, જેમનું આ દુનિયામાં કોઇ હોતું નથી, એવા લોકો આશ્રમમાં વાસ કરે છે. યુરોપીઅન રમણીઓ તેમને રસ્તામાંથી ઉઠાવી લઇ આશ્રમમાં લાવીને રાખે છે.

જે લોકો થોડા દિવસ પહેલાં ફાટ્યાંતુટ્યાં, મેલાં કપડાં પહેરીને ઘાસના બિછાનામાં સૂતાં હતાં, તેઓ હવે એક તવંગર આદમીના મહેલ જેવા રમણીય મકાનમાં વાસ કરે છે અને દૂધ જેવી સફેદ ચાદર ઉપર શયન કરે છે. સ્નેહ અને કરુણા યુરોપીઅન સુંદરીઓનું સ્વરૂપ લેઇને પ્રસન્ન મુખે તેમની સેવા, સુશ્રુષા, તથા માવજત કરે છે.

આ આશ્રમ જોતા પહેલાં આ પુણ્યસ્તોત્રનું મૂળ જોવું જોઇએ. એવું કયું આકર્ષણ છે કે જે આ સ્નેહસરિતાનો પ્રવાહ આટલે દૂર ખેંચી લાવે છે? આ સુંદરીઓને જોતાં જણાઇ આવે છે કે તેમનામાંની ઘણીઓએ યુરોપના ઊંચા કુળમાં જન્મ ધારણ કર્યો હશે; તો વિચારવાની વાત છે, કે આવા મોટા ખાનદાનની સ્ત્રીઓ કયા આકર્ષણથી ખેંચાઇ આટલે દૂર હિન્દુસ્તાન આવી, દરિદ્ર કંગાલ નરનારીઓની સેવા કરે છે?

આ પ્રશ્નનો ઉત્તર શોધવાને માટે કેટલાક વિચારની જરૂર પડે છે. સેવિકાઓ અને રોગીઓને જોયા પછી જ્યારે આપણને ઉપાસના-ગૃહમાં લેઇ જવામાં આવે છે, ત્યારે આપણે તેમનાં અશ્રુથી

બીજાઓનાં નયન ભક્તિના દિવ્ય રશ્મિથી ઉજ્વળ થએલાં જોઇએ છીએ, ત્યારે ખબર પડે છે કે તેઓ ફક્ત સેવિકા જ નથી પણ ભક્તિમતી નારીઓ છે. વળી સાંભળીએ છીએ કે તેમને અર્થ સમ્બન્ધી કોઇ લાલચ હોતી નથી,—ઇશ્વર પ્રીતિની જ તેમને અભિલાષા હોય છે. ઇશ્વરના આદેશને અનુસરીને જ તેઓ આ વ્રત ધારણ કરે છે અને ઇશ્વરના ચરણમાં આત્મસમર્પણ કરીને જ આ કાર્ય ચલાવે છે. તેમનો વિશ્વાસ છે કે આ પરોપકારી કાર્યને માટે જે ધનની જરૂર હશે તે ઇશ્વર પોતે જ સંગ્રહ કરી આપશે. માટે એ વિષયમાં તેમની ફીકર કરવાની કે મુઝાવાની જરૂર નથી. પ્રાર્થના એ જ તેમનો મૂળ મંત્ર છે. પ્રાર્થનામાં તેમને એટલો બધો વિશ્વાસ હોય છે કે જો સરળ અને નિખાલસ દિલથી ઢોંગ વગર પ્રાર્થના કરીએ તો તે માર્ફત સકળ અભાવ દૂર થઇ જાય છે, એમ તેમનું માનવું છે. વાસ્તવિક રીતે તેમની શ્રદ્ધા વ્યાજબી છે.

હવે આપણે સમજી શકિયે છીએ કે ઇશ્વરના આહ્વાહનથી જ તેઓ ઘર બહાર નીકળી છે. ઇશ્વરના પવિત્રત્વને વરીને તેઓએ જીંદગીભર કુમારી રહેવાનું વ્રત ધારણ કર્યું છે, અને ઇશ્વરપ્રેમના આકર્ષણથી જ તેઓ આ દૂર હિંદુસ્તાન દેશમાં આવીને દુઃખીઓની સેવા કરે છે. સંસારમાં સ્વર્ગનો આદર્શ જેમણે જોયો છે તે બધા એકી અવાજે કહી ઉઠે છે કે ભક્તિ અને સેવા સ્ત્રીઓમાં કેવાં સુંદર લાગે છે તે આ યુરોપીઅન રમણીઓને જોવાથી જણાઇ આવે છે.

ખરૂં કહીએ તો ભક્તિ ને સેવા એ નારીમાત્રનાં સૌન્દર્ય છે. વર્ષાકાળમાં જેવી રીતે પુષ્પ અને પત્ર વડે લીલી વેલડી સુશોભિત થઇ ઉઠે છે તેવી જ રીતે સ્ત્રીનું સુકુમાર હૃદય ભક્તિ અને સેવાથી સુંદર થઇ જાય છે. હિંદુસ્તાનની નારીઓનું હૃદય જે આટલું સુંદર હોય છે તેનું કારણ જ ભક્તિ અને સેવા છે. બાલ્યકાળમાં

તેઓ માતાપિતાની ભક્તિ કરે છે, પોતાનાથી ન્હાનાં ભાઇબ્હેનોની સેવા-ખીદમત કરે છે, મોટાં થતાં સ્વામી અને સસરાસાસુની ભક્તિ કરે છે, તથા તેમની સેવા કરવી આરંભે છે. ટૂંકામાં ભક્તિ અને સેવામાં જ તેઓ પોતાનું જીવન ગાળે છે.

પરંતુ અફસોસ એ છે કે ભારતવાસી સ્ત્રીઓની આ ભક્તિ તથા સેવા એક ન્હાના સરખા કુટુંબની સાંકડી હદમાં બંધ થઇ ગએલી છે. ઉપર બતાવેલી યુરોપિયન સેવાપરાયણ સ્ત્રીઓની ભક્તિ અને સેવાની માફક આની ઊંચા પ્રકારની સેવા અને ભક્તિમાં ગણના કરી શકાશે નહિ. બગીચાના મોટા સુંદર ગુલાબ સાથે એક ન્હાના જંગલી ફુલની તુલના થઇ શકે નહિ; તેમ આ બે જાતની ભક્તિ અને સેવાની તુલના થઇ શકે એમ નથી. તેઓ માતાપિતા, સ્વામી અને સાસુસસરાને માટે જીવ તોડીને કામ કરે છે.-કર્તવ્યને ખાતર કહો કે શાસનના ભયથી કહો,—ગમે તેમ, પણ એ બધાંની ભક્તિ કરવામાં તત્પર થાય છે અને રાત દિવસ તેમની સેવા ચાકરી કરે છે એ વાત નિઃસંદેહ છે. પણ ઈશ્વરનું આહ્વાહન, ઈશ્વરના ચરણમાં પોતાનું જીવન તથા યૌવન સમર્પણ કરવું અને તેના જ પ્રેમથી આકર્ષણ પામી દીનદુઃખીઓની સેવા કરવી એ ઓર જ સૌભાગ્યની વાત છે. એથી તો દુર્લભ નારીજન્મ સાર્થક થાય છે.

આવી ઊંચા પ્રકારની ભક્તિ અને સેવાનાં અધિકારી થવાને કેળવણીની જરૂર છે. ઈશ્વરકૃપાથી આ દેશમાં ધીમે ધીમે સ્ત્રી-કેળવણી તરફ લોકોનું ધ્યાન ખેંચાયું છે. અનેક રમણીઓ સ્કૂલો તથા કોલેજોમાં શિક્ષણ મેળવે છે. જે સ્ત્રીઓ નિશાળ તથા કોલેજમાં જઇ નથી શકતી, તેમના ઘરમાં "સ્ત્રીબોધ" અને "સુંદરી સુબોધ" જેવાં પત્રો જ્ઞાન અને સદુપદેશનો પ્રકાશ નાંખે છે. ઘેર બેઠાં તેઓ અનેક પત્રો અને પુસ્તકો વાંચી શિક્ષણનો લાભ ઉઠાવે છે; તો આવે સમયે હિંદુસ્તાનની રમણીઓને ઊંચા પ્રકારની ભક્તિ અને સેવાની અધિકારી ગણીએ તો કંઇ ખોટું નથી.

આ સ્થળે સેવા શબ્દને તેના વ્યાપક અર્થમાં વાપરવા ધાર્યો છે. તે અર્થના એક માત્ર દૃષ્ટાન્ત રૂપે કહીશું કે સેવા એટલે ફક્ત રોગીઓની જ સેવા કરવી તે નહિ. રોગીઓની આવજત, દરિદ્રિઓનું દુઃખમોચન, સ્વદેશ અને જનસમાજના કલ્યાણને માટે વગેરે તરેહનાં કામ તેને સેવા કહી શકાય. ભક્તિ શબ્દ અત્રે કેવળ ઈશ્વર-ભક્તિને માટે વપરાયો છે.

આ જાતિય ઉત્થાનના દિવસો છે. હિંદુસ્તાનને જાગૃત કરવા ચારે તરફથી પોકાર ઉઠી રહ્યા છે. એવા સમયમાં આપણી કેળવાયલી બહેનો પાસેથી ઉપર જણાવેલી ઊંચા પ્રકારના ભક્તિ તથા સેવાની આશા રાખવી એ કંઇ અસંગત નથી.

ઘણુંઓ કહે છે કે આવા પ્રકારની ભક્તિ તથા સેવા આ દેશની સ્ત્રીઓને માટે સ્વાભાવિક નથી, તેમનો એ આદર્શ જ નથી. એ લોક પ્રમાણ રૂપે આ દેશના ઊંચા પ્રકારના સાહિત્યનો ઉલ્લેખ કરે છે. સાહિત્યની અંદર જાતિનો આદર્શ જણાઈ આવે છે. તો જોવાનું છે કે આ દેશના સાહિત્યમાં સ્ત્રીઓને માટે કયો આદર્શ બતાવવામાં આવ્યો છે? ઉપનિષદમાં બ્રહ્મવાદીની ગાર્ગી અને મૈત્રેયીના બ્રહ્મજ્ઞાનની કથા મળી આવે છે. પરંતુ ઉપર જણાવેલું પરમોત્કૃષ્ટ-કાર્ય દુઃખીઓની વચમાં નારીજીવન સમર્પણ કરવાનું કોઇ આદર્શ મળી આવે છે ?

બધા જાણે છે કે રામાયણ અને મહાભારતમાં સીતા અને સાવિત્રી આદિ પુણ્યશાળી સ્ત્રીઓનાં ચિત્ર ઉજ્જવલ વર્ણમાં ચિતરાએલાં છે એ બધાં અતુલનીય ચિત્રોની અનુપમ શોભા જોઇને હિન્દુ લલના મુગ્ધ થાય છે અને ભક્તિવિસ્મિતચિત્તથી તેમના ચરિત્રનું અનુકરણ કરે છે. પરંતુ આ બધાં ચિત્રો પતિભક્તિના ઉજ્જવલ કનક વર્ણથી રંગાએલાં છે. પતિભક્તિથી જ આ બધી સાધ્વી સતીઓએ ઊંચું પદ અને અધિકાર પ્રાપ્ત કર્યો છે. પતિને માટે આત્મત્યાગ

ઉત્સાહને લીધે તેજ મારતું હતું. તેણે આવીને મને કહ્યું "મારો વિચાર હિંદુસ્તાનની સ્ત્રીઓની સેવા કરવાનો છે. આ રે બહાર રહીને મારે કરવી નથી પરંતુ હિંદુ સ્ત્રીઓની મધ્યમાં ર ને જ મારે તેમની સેવા કરવી છે. મારે તેમના જેવું થવું છે ર તેમના જેવું જીવન ગાળવું છે." તેના ધારેલા આ શુભ કાય અનેક હરકતો આવશે, એવી મને ખાત્રી હતી; તેથી મેં તેને ક "તમારી ધારણા પુરેપુરી બર આવશે કે કેમ તેની મને તો ઘ શંકા છે."

અમારી આ મુલાકાત પછી એ બાઇ ને મ્હારી વચ્ચે ર થવા લાગ્યો. અરસપરસ સાથેનો અમારો સ્નેહ ઘણો ગાઢો ર ત્યારે જ મને ખબર પડી કે **મીસ મારગરેટ** નોબલ મહામનોબ વાળી સ્ત્રી છે. તેની સાથે પરિચયમાં આવનારને કેવા કેવા મહ લાભો થયા છે તેમ આપણી માતૃભૂમિની એણે કેવી કેવી સેવા બજાવી છે વગેરે બાબતો સંબંધી કાંઈ પણ કહેવાનો હજી સ આવ્યો નથી. એના જીવને મારા પોતાના ઉપર તો મ્હાબળ અસર કરી છે અને તેથી તે સુંદર જીવનની જે કાંઇ ઝાંખી છ મારાથી આપી શકાય તે હુ વાચકવર્ગ સમક્ષ મૂકવાનું યોગ્ય ધારું

સીસ્ટર નિવેદિતાના જીવનની રચના માત્ર કાંઇ અકસ્મા ઘડાઇ નહોતી. એનો પિતા ઇંગ્લંડનો એક પ્રખ્યાત ધર્મગુરુ હ તે ઊંચા પ્રકારનો વકતા હતો ને તેના ભવિષ્યને માટે મોટી મે આશાઓ રાખવામાં આવતી હતી, પરંતુ તેણે મહાન્ સ્વાર્થત્ય કરી પોતાનું જીવન માન્ચેસ્ટરના ગરીબ લોકોની સેવામાં ગાળ બાપ દીકરી વચ્ચે અનહદ પ્રેમ હતો. તેના પિતાનો એક ( જે હિંદુસ્તાનમાં ધર્મગુરુ હતો તે એક પ્રસંગે તેમને ઘેર આવ મારગરેટના ચ્હેરાપર ધાર્મિકતા પ્રસરેલી તેને માલમ પડી. નાની છોકરીને આશિર્વાદ આપતી વેળા તેણે ભવિષ્ય ભાખ્યું

'આ છોકરીને આગળ ઉપર હિંદુસ્તાનની સેવા કરવા જવાનું તેડું આવશે.' આ ભવિષ્યવાણી અક્ષરેઅક્ષર સત્ય નીવડી. મરતી વખતે પિતાએ પોતાની સ્ત્રીને કહી મૂક્યું હતું કે 'આ છોકરીને હિંદુસ્તાનની સેવા અર્થે નીકળી પડવાનું તેડું આવે તે વખતે તારે એને બીલકુલ રોકવી નહીં; પરંતુ એના શુભ કાર્યમાં એને સહાય કરવી.' આ પ્રમાણે નાનપણથી માર્ગરેટ આ મહાન્ ને પવિત્ર કાર્યને માટે જ નિમાએલ થએલી હતી. છેવટે હિંદુસ્તાનની સેવા અર્થે નીકળી પડવાનું તેને તેડું આવ્યું ને માર્ગરેટ નીકળવાને તૈયાર થઈ ત્યારે પોતાની વ્હાલી ને એકનીએક દિકરીથી છુટાં પડવું પડશે એ વિચારથી માનું કોમળ હૃદય ભરાઈ આવ્યું, પણ તેને પોતાના સ્વર્ગવાસી પતિના શબ્દોનું સ્મરણ થયું ને તેનામાં બળ આવ્યું. તેજ દિવસથી જે હિંદદેશની દીકરી—ભક્ત બની હતી, તેજ હિંદદેશની મા પણ બની. હિંદુસ્તાનનો કોઈ પણ વતની નીવેદિતાની માને મળવા જતો ત્યારે વિમ્બલ્ડનના તેના ઘરમાં તેનો અત્યંત પ્રેમપૂર્વક સત્કાર થતો હતો.

માર્ગરેટના મનની શક્તિઓ બચપણથી જ ઘણી ઊંચા પ્રકારની જણાવા લાગી. હક્સ્લી જેવો મહા વિદ્વાન્ પણ તેનું અસાધારણ બુદ્ધિબળ જોઈ છક થઈ ગયો હતો. થોડા વખતમાં તો કેળવણી માટે શરૂ થએલી ઈંગ્લંડની એક મહાન્ હીલચાલની તે આગેવાન બની. આ હીલચાલના પરીણામ તરીકે સીસમ્‌કલબની સ્થાપના થઈ. જે વખતે તેના મહાન્ બુદ્ધિબળે કરીને લંડનમાં તેની બારે ખ્યાતી થઈ અને તેનું ભવિષ્ય ઉજ્જવળ થવાનો સમય આવ્યો, તેજ વખતે તેને હિંદુસ્તાનનું તેડું આવ્યું. આ અરસામાં સ્વામી વિવેકાનંદ લંડનમાં ધાર્મિક વ્યાખ્યાનો આપતા હતા. સ્વામી વિવેકાનંદના ધાર્મિક શિક્ષણના અનુસારમાં આ બાઈએ હિંદદેશની સેવામાં પોતાનું જીવન અર્પણ કરવાની ખુશી બતાવી ને તરત જ તે વિવેકાનંદની શિષ્યા બની હિંદુસ્તાન આવવા નીકળી પડી.

કારણ કે જાહેર આરોગ્ય સંબંધી આપણા લોકોને બિલકૂલ જ્ઞાન જ નથી, તેમ નાગરિક તરીકે આપણાં શાં શાં કર્તવ્યો છે તેનું ભાન આપણને ઘણું જ ઓછું છે નિવેદિતાનું કર્તવ્યભાન એટલું બધું હતું કે પોતે જાતે પોળ વાળી લોકોને તેમની ફરજો સમજાવતી.

આ અરસામાં કલકત્તામાં પહેલીવાર પ્લેગ ફાટી નીકળ્યો. એ પ્લેગનો ત્રાસ હજી પણ ઘણાના મનમાં તાજો છે. સ્ટીમરો તેમ આગગાડીઓ નાસી જતા લોકોથી હમેશાં ભરપુર જોવામાં આવતી હતી. શહેરમાં આમ જ્યારે પ્લેગનો ત્રાસ સખત વ્યાપી રહ્યો હતો ત્યારે **મારગરેટ નોબલ** પુણ્ય તથા દયાનાં કર્મોમાં તત્પર થઈ ગઈ. તેના પ્રયાસથી પરગણુ ને ઉત્સાહી જુવાનીઆઓનું એક મંડળ સ્થપાયું. આ મંડળની મદદ વડે શહેરના ઉત્તરના અતિશય ગંદા ભાગો તેણે સ્વચ્છ કરવા માંડયા. પ્લેગથી પીડાતાં દરદીઓને અડક-વાથી પોતાને ચેપ લાગશે ને મરી જવાશે એની બીલકુલ દરકાર કર્યા વગર પ્લેગથી પીડાતાં લોકોની માવજત કરવાનું કામ તેણે જાતે માથે રાખ્યું. પ્લેગથી પીડાતું એક નાનું બાળક તે પોતાની **મા** **હોય તેવી જ રીતે તેને આઝોને તેના ખોળામાં જ મરી ગયું.**

સગી માની પેઠે સર્વની બરદાસ કરવા એ એનો ખાસ ગુણ હતો. એક પ્રસંગે પોતે ટાઢથી થરથર ધ્રુજતી હતી તોપણ પોતાનો એકનો એક ગરમ ઝભ્ભો તેણે પોતાના નોકરને આપી દીધે; એમ જ જાણીને કે મારા કરતા અત્યારે આ નોકરને ગરમ કપડાની વધારે જરૂર છે. પારકાને સુખી કરવાની ખાતર પોતે જાતે દુઃખ વેઠી લીધે-લાના આના જેવા દાખલા તો એના જીવનમાં અનેક છે. પોતાના સુખદુઃખનું તો એને કાંઇ ભાન જ નહોતું; પણ આજુબાજુના લોકોનું દુઃખ એનાથી બિલકુલ ખમી શકાતું નહોતું.

પહેલ વહેલી તે હિંદુસ્તાન આવવા નીકળી ત્યારે તેની સાથે સ્ટીમરમાં એક અંગ્રેજ છોકરો હતો. એ છોકરો છેક જ વઢી ગયેલો હતો. તેનું શુકરવું તે એનાં માબાપને બિલકુલ સુઝયું નહીં તેથી તે-

આએ કંટાળી જઈ એને હિંદુસ્તાન મોકલી દીધો. તે એટલો બધો દારૂ પીતો કે જમતી વખતે કોઈને પણ એની સાથે બેસવું ગમતું ન-હોતું. સ્ટીમર ઉપરનાં સવ જણાં એ છોકરાને અત્યંત ધિક્કારતાં હતાં; પણ નિવેદીતાને એના પર દયા આવતી હતી. એના મનમાં એ વિચાર આવવા લાગ્યો કે આ છોકરાની હવે શી વલે થશે? હિંદુસ્તાનમાં તે તદન એકલો જ રહેવાનો એટલે માબાપની કે ઘરની કોઇની પણ એને ધાક રહેશે નહી. તેથી હવે તો તે છેક જ બગડશે. એક દિવસે લાગ જોઈ એ છોકરાને તેણે એકાંતમાં પોતાની પાસે બોલાવ્યો તેના સાથે હેતથી વાત કરી અને પોતાની કને રહેલી એકની એક કીંમતી વસ્તુ-તેની જન્મગાંઠને દિવસે તેના સાએ તેને બક્ષિસ આપેલી સોનાની ઘડીઆળ એ છોકરાને ભેટ આપી દીધી. આપતી વખતે તેને કહ્યું. કે " એટલું યાદ રાખજે કે આ ઘડીઆળ તારે કદી પણ વેચવાની કે ઘરેણે મુકવાની નથી- પણ તારા જેવો વંઠી ગયેલો છોકરો પણ ધારે તો સુધરી શકે એવું માનનાર એક મનુષ્યના સ્મરણાર્થે નિરંતર આ ઘડીઆળ તારી પાસે જ રાખી મૂકજે. " આ બનાવ પછી એક વર્ષે તેના પર એક હૃદયસ્પર્શક કાગળ આવ્યો. આ કાગળ પેલા વંઠી ગયેલા છોકરાની માએ લખેલો હતો. તેમાં એમ લખેલું હતું, કે " તમારી સાથે થએલી મુલાકાત પછી મારા છોકરાના જીવનમાં અદ્ભુત ફેરફાર થયો હતો. તેણે તેની બધી ખરાબ ટેવો છોડી દીધી હતી ને તે તદ્દન સુધરી ગયો હતો. દક્ષિણ આફ્રિકામાં જઈ તેણે પોતાની જીંદગી નવે નામે શરૂ કરી હતી. અત્યારે તે મરણ પથારીએ પડયો છે. મરતાં મરતાં તમારો તે અત્યંત ઉપકાર માને છે ને તમને અતિશય પ્રેમથી સંભારે છે. "

તેનું આવું પ્રેમાળ ને કોમળ હૃદય હતે તેણે આ દેશની સેવામાં અર્પણ કરી દીધું. પ્લેગ વખતે તેણે અથાગ મહેનત કરી હતી. તેના થાકને લીધે તે સખત માંદી પડી. એની આશા પણ મુકી દેવામાં આવી હતી. પણ પ્રભુકૃપાએ એને તરત જ આરામ થઈ ગયો.

મટયા પછી ડૉકટરોએ તેને સખત ચેતવણી આપી કે હવે પછી તમારે કોઇ પણ દિવસ આવી સખત મહેનત કરવી નહીં.

પણ તરત જ પૂર્વ બંગાળામાં સખત દુકાળ પડયો છે એવી તેને ખબર પડી. દેશમાં સેંકડો ને હજારો લોકો દુઃખે પીડાતા હોય ત્યારે આવી પરદુઃખભંજન સ્ત્રીને કેવી રીતે શાન્તિ હોઇ શકે ? તરત જ તેણે પુર્વ બંગાળામાં જવાનો નિશ્ચય કર્યો. કાદવ કીચડ ને પાણી વાળા પ્રદેશોમાં પગે ચાલીને તે મેલેરીઆ જિલ્લાનાં ગામડાંઓમાં ફરી; એ વખતે જે ભયંકર દેખાવ તેની નજરે પડયો તેનું વર્ણન "પુર્વ બંગાળામાં રેલ અને દુકાળ" એ નામના પુસ્તકમાં તેણે આપ્યું છે. કાદવ કીચડ ને પાણીવાળા પ્રદેશમાં ઘણા દિવસ સુધી લાગલાગટ ચાલવાથી એને ઘણો જ સખત મેલેરીઆ થયો. પોતાના સખત તાવના દુઃખ કરતાં પારકાનું જે દુઃખ તેણે જોયું હતું તેનું એને બહુ જ લાગતું હતું. લાંબા વખત પછી એનો તાવ ગયો, અને ફરી પાછું પોતાનું પુણ્યનું કામ કરવા તે શકિતમાન થઈ; પરંતુ આ ભયંકર મંદવાડની પુરેપુરી અસર તો કદી ગઈ જ નહીં. પશ્ચિમના તેના મિત્રો ને ડાકટરોએ સલાહ આપી કે તમારા પોતાના શરીરની ખાતર તમારે વધારે તંદુરસ્તીવાળી જગ્યામાં રહેવાની જરૂર છે. " પણ જે જગ્યાએ તેને પહેલ વહેલો આશરો આપ્યો હતો તે જગ્યા છોડવાનું તેને મન થયું નહીં. તે કહેતી; કે " આ પોળને તો મેં મારી પોતાની કરી છે, એ છોડી હું બીજે કોઈ પણ ઠેકાણે જઇશ નહીં. હું તો અહીંઆં જ રહેવાની " જે નાનાં બાળકોને તેણે ઘુંટણીએ ચાલતાં જોયાં હતાં તે બધાંયે હવે મોટાં થયાં હતાં. આ સર્વને તે પોતાનાં જ બાળકો સમજતી હતી. અનેક દુઃખી જીવો તેની પાસે આશ્વાસન ને શાન્તિ મેળવવા આવતા હતા. એ સર્વને તે આશ્વાસન આપતી ને તેમનું જીવન ઉચ્ચ બનાવતી.

એક સામાન્ય સ્ત્રી તરીકે પોતાનું નિત્ય જીવન તે કેવી રીતે ગાળતી હતી, તેટલી જ બાબત તેના સંબંધમાં હું અત્રે લખું છું.

તેનું એ જીવન ખરેખર વૈરાગ્યમય હતું. સત્યને માટે તેને ખાસ આગ્રહ હતો; ને તેનું આખું શરીર સત્યના તેજથી પ્રકાશી રહેતું હતું. બીજાઓ કાંઈ જૂદો જ દૃષ્ટિબિંદુથી તેના જીવનની તુલના કરશે, પણ આપણી પ્રજાને ખરેખરી જરૂરની વખતે મળી આવેલી મહાન્ માસિનક અને નૈતિકશક્તિ તરીકે તેઓ તેને ગણશે. **સીસ્ટર નિવેદિતા** જેવો સંપૂર્ણ સ્વાર્થત્યાગ કોઈ પણ સ્થળે મારા જોવામાં આવ્યો નથી. ઇંગ્લંડ, ફ્રાન્સ અને અમેરિકાના ધાર્મિક આગેવાનો, સંસારસુધારાના ક્ષેત્રમાં કામ કરનારાઓ અને રાજ્યકાર્યભારીઓ સર્વ એકે અવાજે તેના અથાગ બુદ્ધિબળનાં વખાણ કરે છે અને તેના તરફ અત્યંત પૂજ્યભાવ દર્શાવે છે. તેની અદ્ભુત શક્તિઓના બળે કરીને ઇંગ્લંડમાં તે ઘણું મોટું પદ પ્રાપ્ત કરી શકી હોત; પરંતુ એ સર્વ શક્તિઓનો ઉપયોગ પોતાનો સ્વાર્થ સાધવામાં ન કરતાં આપણા દેશની સેવામાં કર્યો. હિંદુસ્તાન દેશ તો પોતાનો જ હોય એમજ તે ગણતી હતી, ને તે એટલે સુધી કે 'હિંદુસ્તાનની જરૂરીઆતો' કે 'હિંદુસ્તાનની સ્ત્રીઓ' વગેરે શબ્દો તેને મ્હોંડેથી કદી પણ સાંભળવામાં આવતા નહીં. તે તો હમેશાં **'આપણી જરૂરિયાત' 'આપણો દેશ'** એવાજ શબ્દો બોલતી હતી. આપણને પણ તે પરદેશની સ્ત્રી છે ને પરદેશથી આપણને મદદ કરવા આવી છે એમ કદી લાગતું નહીં. પણ આપણા પોતાનામાંની જ એક સ્ત્રી આપણો ઉદ્ધાર કરવાને પ્રયાસ કરતી હોય એમજ આપણને ખ્યાલ આવતો.

એના સંબંધમાં હવે ઘણું જ થોડું કહેવાનું બાકી રહે છે. લંડન ને ન્યુયોર્ક શહેરના બે નામીચા પુસ્તક પ્રસિદ્ધ કરનારાઓએ હિંદુસ્તાન સંબંધી પુસ્તકો લખવાનું કામ તેને સોંપ્યું હતું. તે બે પુસ્તકો લખવામાં તે રોકાઈ હતી. આ ઉપરાંત પોતાના આશ્રમનું ને શાળાનું નિત્યનું કામ તો તેને કરવું જ પડતું હતું. કામવગર તે કદી નવરી બેસતી જ નહીં. પોતાના શરીરની બિલકુલ પણ દર-

કાર કર્યા વગર તે આખો દિવસ કામ જ કર્યા કરતી હતી. અથાગ શ્રમને લીધે ફરી પાછી તે માંદી પડી. સર્વને એમ લાગ્યું કે દાર્જીલીંગનાં સારાં હવાપાણીથી એને આરામ થઇ જશે તેથી તેને દાર્જીલીંગ લઇ ગયા.

કેટલાક વર્ષોપર પરદેશમાં એકવાર જ્યારે હું માંદી પડી હતી ત્યારે મારી માવજત ભિનેદિતાએ કરી હતી. અત્યારે એ બદલો વાળવાનો સુયોગ મને મળી આવ્યો. અમને આશા તો આશા પડતી હતી કે એ જીવશે ખરી; પણ પોતાનું મૃત્યુ નજીક આવ્યું છે તેની એને તો ક્યરનીએ ખબર પડી ગઇ હતી; તોપણ તેના મ્હોંપર દિલગીરીનાં ચિન્હો બિલકુલ પણ જણાતાં નહોતાં. દર રોજ સ્હવારના પ્હોરમાં હસમુખે ચહેરે તે અગારી સાથે વાતચીત કરતી હતી. તેની સર્વ વાતચીત માત્ર એક જ વિષયપર હતી. અને તે વિષય આપણી સ્ત્રીઓની કેળવણી એ હતો. મરતી વખતે એની પાસે જે કાંઇ મિલકત હતી, તેમ એની ચોપડીઓ વેચાયાથી જે કાંઇ મળે તે સર્વ આપણી સ્ત્રીઓની કેળવણી અર્થે આપણા દેશની સેવામાં તે આપતી ગઇ છે.

પોતાના સ્વાર્થનો બિલકુલ પણ વિચાર કર્યા વગર પોતાની આખી જીંદગી તેણે પરમાર્થમાં ગાળી છે, તેમ છતાં પણ અંતકાળ સમયે તેને એમ જ લાગતું કે મનુષ્યસેવાની ખાતર મેં જોઇએ તેટલો આત્મભોગ આપ્યો નથી. કોઇએ એક સમયે તેને એમ કહ્યું હતું કે તમે એક મહા બળવાન વ્યક્તિ છો. તેટલાપરથી તેને એવો વિચાર થઇ આવ્યો ને તેણે પ્રભુની એવી પ્રાર્થના કરી કે હે પ્રભુ! હવે તું મને આ દુનિયામાંથી ઉપાડી લે કે જેથી કરીને બીજી વ્યક્તિઓને બહાર પ્રકાશમાં આવવાનો પ્રસંગ મળે.

દાર્જીલીંગમાં આવ્યા પહેલાં થોડા દિવસ અગાઉ બુદ્ધમતનાં એક ધર્મ પુસ્તકમાંથી તેણે એક પ્રાર્થનાનો અંગ્રેજીમાં તરજુમો

છપાવી પોતાના મિત્ર-મંડળમાં વ્હેંચાવ્યો હતો તેને ખાત્રી છે કે મારા તરફથી મારા મિત્રમંડળને આ છેલ્લો જ સંદેશો છે. એવી ઇચ્છા દર્શાવી હતી કે મરણ સમયે મારી અગાડી એ સ્તોત્રનો ઉચ્ચાર થવો જોઇએ. એ પ્રાર્થના નીચે પ્રમાણે છે,—
, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ સર્વત્ર વસનારા મનુષ્યો, શત્રુ વિનાના થાઓ, તેમના માર્ગમાં જે જે અડચણો હોય તે દૂર થાઓ, જ્ઞાનને વધુ કરો નિરંતર તેઓ આનંદમાં રહો અને પ્રત્યેક જણ વર્તમાનમાં પોતાના માર્ગમાં આગળ વધો."

તેને મન અજ્ઞાનના એ સ્વપ્નમાં સુખરૂપ બેઠી હતી નીચેની સ્તુતિ તેને બહુ જ પ્રિય હતી જ્યારે તે એ સ્તુતિ ગાતી ત્યારે તેના મ્હો ઉપર કાંઇ ઓર જ તેજ મારી રહેતું હતું.

હે પ્રભુ! અમને સર્વ પ્રાણીઓને માયામાંથી મુક્ત કરી સત્ય તરફ લઇ જજો, અંધકારમાંથી પ્રકાશમાં લઇ જજો. મરણમાંથી અમરત્વમાં લઇ જજો. આત્મ પ્રકાશથી જ અમે પ્રભુત્વને પહોંચીએ એવી શક્તિ અમને આપો આ સર્વથી નિર્ભય, હે દયાળુ પ્રભુ! અમારા પર કૃપા કરો અજ્ઞાનમાંથી નિરંતર અમને દૂર રાખો."

તેરમી ડિસેમ્બરને દિવસે સવારમાં આકાશ વાદળાં અને ધુમ્મસથી ઘેરાયલું હતું; પણ કોઇ કોઇ સ્થળે સ્વચ્છ આકાશ નજરે પડતું હતું. ધીમે રહીને તેણે કહ્યું કે મારી નબળી નૌકા હવે ડુબવાની તૈયારીમાં છે પરંતુ મને ખાત્રી છે કે હું બીજું પ્રભાત જોઇશ." બરફ ઉપર સૂર્યોદય થયો કે વીજળીની માફક એક પળવાર કાંઇક અલૌકિક તેજ અમારા જોવામાં આવ્યું ને તરત જ તેનો પવિત્ર આત્મા તેના ખોળીયામાંથી નીકળી જઇ પ્રભુના દરબારમાં જઇ બેઠો!

( સુન્દરી સુબોધ. ).

# मा अने छोकरां.

## એટલે

## કેવી રીતે છોકરાંને માણસાઇમાં લાવવાં ?



હરિદાસ મુંબઇનો એક સાધારણ ગૃહસ્થ હતો. તેની ઉમ્મર ૨૫-૨૬ વર્ષની હતી. મુંબઇમાં એક ઓફિસમાં તે નોકરી કરતો હતો. જે કંઇ મેળવતો હતો તેના યોગે કોઇ રીતે પોતાનું ગુજરાન ચલાવતો હતો. તે ગ્રહસ્થનો સ્વભાવ ઘણો જ સારો હતો. તેના ઘરમાં મા, સ્ત્રી અને એક છોકરો હતાં. એના સિવાય બીજું કોઇ નહોતું. છોકરો ત્રણ મહિનાનો થયો હતો.

હરિદાસ એક દિવસે સાંઝે ઓફિસનું કામ પૂરૂં કરીને ઘેર આવ્યો. ઘેર આવીને ઓફિસનાં કપડાં બદલતો હતો, તેવામાં તેની સ્ત્રી પાસે આવીને ઉભી રહી; અને તેનું ચિન્તાવાળું તથા શોકાતુર મોં જોઇને તેનું કારણ પૂછ્યું. વ્યાકુલતાથી ઉપરાઉપરી બે ત્રણ વાર પૂછ્યાથી હરિદાસ જરા હસીને બોલ્યો " કંઇ નહિ—એવી કંઇ વિપત્તિ પડી નથી. "

સ્ત્રીએ કહ્યું:—" ત્યારે જેની ચિન્તા કરો છો તે મને કેમ કહેતા નથી ? શું તમે તમારા મનની વાત મને કહેવાથી કંઇ હાનિ થશે એમ સમજો છો ? "

હરિદાસે કહ્યું—" હાનિ થાય કે ન થાય પણ વાત કહ્યાથી કંઇ વધારે લાભ થાય એમ હું ધારતો નથી. તને સઘળી વાત કહ્યાથી તે વાતનો મતલબ તું સારી પેઠે સમજી શકીશ નહિ. "

સ્ત્રીએ પૂછયું:—" કેમ, હું શું એવી નકામી જ છું કે કંઇ વાત કહ્યાથી તે હું સમજી શકીશ નહિ ?"

હરિદાસે કહ્યું:—" એક ખરાબ વાત અથવા પારકાની નિન્દાની વાત કરતાં જ તું સમજી શકીશ, પણ જેમાં સારાપણાનું ચિત્ર છે, મહત્વનો ભાવ છે, અથવા કોઇ સારા માણસના ગુણ લેવાનો જરૂર છે તે વાત જેટલી જોઇએ તેટલી જલદી તથા સહેલાઇથી તું સમજી શકીશ નહિ."

પાર્વતીને સ્વામીના આવા બોલવાથી અન્તઃકરણમાં વેદના થઇ ખરી, પણ તે સ્વામીના ઉપર ગુસ્સે થઇ નહિ, ઉલટી તેને પોતાની ખરાબ દશા સાંભરી આવ્યાથી અન્તરમાં કલેશ ઉપજ્યો અને જેના યોગે સ્વામીની ઇચ્છા પૂર્ણ કરવામાં મદદ આપી શકાય તેને માટે વિચાર કરવા લાગી.

હરિદાસ જમીને પાછો વિચારમાં બેઠો હતો, તેવામાં પાર્વતી પણ જમીને કરી, સાસુની સેવાચાકરી કરીને સૂવાના ઓરડામાં આવી. ઓરડામાં આવતાં જ તેણે પોતાના ધણીને પાછો ચિન્તાતુર જોયો. ઓરડામાં જ્યાં હરિદાસ વિચારમાં બેઠો હતો ત્યાં તે જલદીથી જઇને ઉભી, અને ચિત્તનો ખુશી દેખાડવા માટે જરા હસીને બોલી:—" જો મને ઘણી જ નકામી જાણતા હો તો મારો ત્યાગ કરો, જેનાથી જીવનની આશા પૂરી થવાની નહોય તેને લઇને તમારા ઘરને સજાવી રાખવાથી કંઇ ફળ નથી. મારા જેવી સ્ત્રીનો ત્યાગ કરવો જોઇએ.

હરિદાસે તેના જવાબમાં કહ્યું:—મેં તને નકામી કહી નથી. મારી ખાતરી છે કે મારી આશા પૂર્ણ થવા યોગ્ય તારામાં ઘણા ગુણો છે. મેં આપણા દેશની સ્ત્રીઓનો સાધારણ સ્થિતિ જોઇને કહ્યું હતું. સાધારણ રીતે આપણા દેશમાં સ્ત્રીઓની ઘણી જ ખરાબ હાલત જોવામાં આવે છે. ધારો કે હું જેનો વિચાર કરૂં છું તે તને કહું,

પરંતુ મારો તે ભારે વિચારનો મોટો ભાર જેથી ઓછો થાય તેમાં તું શું મદદ આપવામાં દૃઢ પ્રતિજ્ઞા કરી શકીશ ? સ્થિર ચિત્તથી વિચાર કરીને જો; તેમાં તને બહુ પરિશ્રમ તથા વિચાર કરવો પડશે, નાના પ્રકારના ત્યાગ કરવાની જરૂર હોય તો શું તું તારૂં પોતાનું સુખ તથા આરામને છોડીને તે કામમાં જોડાશે ? ''

પાર્વતીએ કહ્યું:-તમે સ્વામી છો, તમારો જેમાં સ્વાર્થ રહેલો હોય, સુખ અને આનન્દ હોય તે ઘણી મહેનતે મળતું હોય તોપણ તે કરવામાં પ્રાણાર્પણ કરીને પણ પરિશ્રમ કરવો એ મારો ધર્મ છે, મારૂં તે જ સુખ છે, તે જ આરામ છે, તે જ ધર્મ છે.''

હરિદાસે કહ્યું:—" ત્યારે હવે જે વિચાર કરતો હતો તે કહું છું, તે સાંભળ આપણને એક દીકરો થયો છે તેના વિષે તું શું કંઈ વિચાર કરે છે ? ''

પાર્વતીએ કહ્યું:—" એના સંબંધમાં શો વિચાર કરૂં ? "

હરિદાસે કહ્યું:—" કેવી રીતે એને મોટો કરવો, માણસાઈમાં આણવો, તે વિષયમાં વિચાર કરવાનું શું કંઈ નથી ? "

પાર્વતીએ ઉત્તરમાં કહ્યું—"છોકરાને સારીપેઠે ખવડાવીશ, તેનું જતન કરીશ, ભણું વાંછીશ, તેથી જ તે મોટો થશે "

હરિદાસે કહ્યું—"ખવડાવ્યાથી, યત્ન કર્યાથી અને ભણું વાંચ્યાથી જ શું છોકરાનાં સંબંધનું સઘળું કર્તવ્ય પૂરૂં થાય છે ? તે ઠીક નથી, પશુપક્ષી પણ પોતાનાં બચ્ચાંને સારીપેઠે ખવડાવે છે, આપણી પેઠે યત્ન કરેછે અને ભણું વાંચે છે. તો શું આપણા કામમાં તથા પશુ-પક્ષીના કામમાં કંઈ ભેદ નથી એમ માનવું શું ઉચિત છે ? ''

પાર્વતીએ કહ્યું:—"આપણે આપણા પુત્રને લખતાં વાંચતાં શીખવીશું. તે વાંચતાં લખતાં શીખીને સારી રીતે રૂપીઆ-ટકા કમાશે

અને દસ જણુમાં એક્કો થઈને સંસારમાં સુખથી કાળ કાઢશે. પણ, પછી તો તેવી રીતે કરી શકતાં નથી."

હરિદાસે કહ્યું:—આપણા પડોશીનો રામશંકર ઘણું લખતાં વાંચતાં શીખ્યો છે; એમ. એ. ની પરીક્ષા પાસ કરી છે. રૂપીઆ પણ ઘણા જ કમાય છે, દશ જણમાં એક્કો પણ ગણાય છે. માન કે તારો છોકરો એ બરાબર બીજો રામશંકર થાય તો તું શું સુખી થઈશ ? "

પાર્વતી બોલી:—અરે આ મારો છોકરો! એવો થઈને જીવે તેના કરતાં તો હમણાં મરી જાય તેથી હું કંઇ પણ દુઃખી થનાર નથી. તેવા છોકરાથી સુખ શું ? જે લખતાં વાંચતાં શીખ્યો, દશ રૂપીઆ કમાયો, દશ જણમાં એક્કો ગણાયો, પણ પોતાની માનાં આંસુ લૂછી શક્યો નહિ; જેના દુઃખના દિવસ દૂર કરી શક્યો નહિ તો રૂપીઆ આણીને શું કરે છે ? "

હરિદાસે કહ્યું:—તે રૂપીઆનું શું કરે છે તેનો જમા ખર્ચ તારે કે મારે રાખવાની જરૂર નથી. હવે વાત એટલી જ છે કે જો છોકરો એવો ન જોઈએ તો કેવો છોકરો હોવાથી તારી આશા પૂર્ણ થાય તે કહે જોઈએ ? "

પાર્વતી બોલી:—હું મનમાં ને મનમાં ઘણી સારી રીતે સમજું છું કે મારો છોકરો કેવો થવાથી મારા મન માન્યો થાય, પણ હું ભલી રીતે કહી શકતી નથી. તમે કહો. "

હરિદાસે કહ્યું:—" આ કંઇ સહેલી વાત નથી; આ જગત્માં જો કંઇ ભારે કામ હોય તો તે બાળકનું લાલનપાલન કરવું એ છે. હું જે કહું છું તે તું કદાચ સારી પેઠે સમજી શકતી ન હોય, પણ તે ખરી વાત છે. આપણે જો છોકરાંને સારાં કરવાં હોય તો વાર નહિ લગાડતાં સર્વથી પહેલાં પોતે છોકરાં પાળવાને લાયક થવું જો-

ઇએ. વિશેષે કરીને તમારા ( સ્ત્રીઓના ) જીવનમાં એવી ઘણી ખોડો જોવામાં આવે છે કે તે દૂર નહિ કર્યાથી તમે કદીએ જરાપણ સારી રીતે છોકરાંનું પાલન કરી શકશો નહિ.

વિલાયતના એક વિદ્વાને કેળવણી વિષય પર એક ઉત્તમ પુસ્તક લખ્યું છે કે:-' છે કરાંના પાલન કરવા ઉપર જ તેઓનું જીવન તેમાં એક જગાએ લખ્યું છે. મૃત્યુ અને તેઓની જાતિની ઉન્નતિ તથા અધોગતિ આધાર રાખે છે, તોપણ જેઓ થોડી વારમાં માબાપ થઇને છોકરાંના પાલનરૂપ મહાવ્રતમા જોડાવાનાં છે, તેઓને બાળકના પાલન સંબંધમાં કંઇપણ શિક્ષણ આપવામાં આવતું નથી એ શું આશ્ચર્યકારક નથી? દાદીની ખોટા વિચારવાળી બુદ્ધિની સલાહ, મૂર્ખ દાસદાસીઓના વિચાર, બુદ્ધિ રહિત કલ્પિત ઉપાયથી બનેલી ખરાબ રીતિનીતિ તથા નિયમ, અને તેઓના મનમાં આવેલો તથા કલ્પનાના ખોળામાં થનાર વંશનાં ભાગ્ય અર્પણ કરવાં એ શું ભયંકર બનાવ નથી ? વેપારી જો વેપાર સંબંધી હિસાબનું જ્ઞાન નહિ મેળવતાં વેપારમાં વળગે તો આપણે તે મૂર્ખ માણસની બેવકૂફીની મશ્કરી કરીએ છીએ; અને તે માણસ જલદીથી વિફળ મનોરથવાળો થશે એ પણ નક્કી કરીછીએ; જો કોઈ માણસ વાઢાઢકાપના કામમાં સંપૂર્ણ પ્રકારે અજાણ્યો હોઇને તે કામમાં આગળ પડે તો તેની ખરાબી કરવાનો મતલબ જોઇને આપણે નિશ્ચય આશ્ચર્ય પામીએ છીએ અને તેને હાથે રોગીની દુર્દશા થતી હશે જ એમ જાણીને અન્તરમાં દુઃખ પામીએ છીએ. પરન્તુ કેવા ઉપાય લીધાથી છોકરાંનું શરીર બળવાન તથા આરોગ્ય રહે. અને દહાડે દહાડે પુષ્ટ થાય, કેવા ઉપાય લીધાથી તેની મનની તથા નીતિની ઉન્નતિ થાય, તથા અતિ સુંદર રૂપથી ધીરે ધીરે ખીલે; તેના લાયક કંઇ જ્ઞાન નહિ મેળવતાં માણસ માબાપ થઇને, ભવિષ્ય-વંશના શાસ્ત્ર સંબંધી ફરજ બજાવવામાં આગળ પડે છે તે જોઇને કોઇપણ આશ્ચર્ય પામતાં નથી. અરે! એકવાર પણ વિચાર કરતા નથી! આપણે પછવાડે જેઓ આવે છે તેઓની દુર્દશા થશે એવું સમજીને કોઇને પણ દુઃખ ઉપજતું નથી એ એક અજાયબ જેવો વિષય છે. સંસારમાં બધા

માણુસો પોતાના કામનું પહેલાં શિક્ષણ મેળવે છે. છોકરાંનું પાલન કરવાનું કામ લોકો એવું સહેલું સમજે છે કે એ વિષયની કેળવણી લેવાની જરૂર સમજવા નથી. હવે વિચાર કરીને જો, આપણે કેટલા સારાસાર વિચાર કરવા વગરના છીએ ! ”

પાર્વતીએ કહ્યું:—“ બરાબર છે. મારામાં કયી કયી ખોડ છે તે દેખાડો, હું મારો દોષ જોઈશ તો તેનો સુધારવાનો ખરા દિલથી યત્ન કરીશ. ”

હરિદાસે કહ્યું:—“ હું તારા દોષ દેખાડવાને બેઠો નથી. આપણા આ છોકરાને સદ્‌ગુણી કરવા માટે વિચાર ઉપજ્યો છે એ જ કેવળ જોવા ચાહું છું. આજે હું ઑફિસમાંથી આવતાં આવતાં રસ્તામાં વિચાર કરતો હતો કે છોકરાંને યથાયોગ્ય કેળવણી આપીને તેઓને ધર્મમાં સુશોભિત કરીને સંસારમાં છોડી મુકવાં એ જ માબાપનું સર્વ અને મોટામાં મોટું કર્તવ્ય છે; તેના ઉપર કોઇ વિચાર કરતા નથી. તેં પહેલાં તારા પિતાને ઘેર થોડીક કેળવણી મેળવી હતી, અને મેં પણ તને શીખવવા માટે કંઇક મેહેનત કરી હતી. હવે જો તું તારા બાળકના ભવિષ્યના ભલા માટે મેહેનત કરીને બાળકના ઉપયોગી થોડુંક જ્ઞાન મેળવે તો કંઇક સારૂં પરિણામ થાય એમ છે, કેમકે બાળકને માણુસાઇમાં આણવા માટે જેટલી વસ્તુની જરૂર છે તેટલી આપણા ઘરમાં આપણા દેશના પ્રત્યેક ઘરમાં સારી વ્યવસ્થા રાખવામાં હજી ઘણો વખત જોઇએ. ”

પાર્વતીએ એ સાંભળીને કહ્યું:—“ તમારા બોલવામાં મને બે જગાએ શંકા રહે છે. એક જગાએ તમે બોલ્યા હતા કે થોડુંક સારૂં પરિણામ થાય એમ છે; બીજી જગાએ બોલ્યા હતા કે ‘ આપણા ઘરમાં સારી વ્યવસ્થા થવામાં હજી ઘણો વખત જોઇએ. ’ શા માટે આવું બોલ્યા એ હું સમજતી નથી. આપણે ખરા દિલથી યત્ન કરીશું તો શું છોકરાંને લાયક કેળવણી આપીને માણુસ કરી શકીશું નહિ ? આપણી આશા શું પૂર્ણ થશે નહિ ? ”

હરિદાસે તેના જવાબમાં કહ્યું:—" મારા બોલવાનો તાત્પર્ય એવોજ છે ખરો, કારણ કે એક અંગ્રેજી પુસ્તકમાં વાંચ્યું હતું કે એક સ્ત્રી બેઠે વાત કરતાં કરતાં એક માણસે કહ્યું કે:—" છોકરૂં જન્મતાં પહેલાં ત્રીશ વર્ષ અગાઉથી તેની કેળવણીની તૈયારી કરવી જોઇએ; શું સમજી ? "

પાર્વતીએ કહ્યું:—"હું તો કંઇ સમજી નહિ. છોકરો થવાની ત્રીશ વર્ષ પહેલાં કેવી રીતે તેને કેળવણીની તૈયારી કરાય ! વાહ ! આ શું કહેવાણ ! "રામ થતા પહેલાં રામાયણ ! "

હરિદાસ બોલ્યો:—ઠીક કહ્યું; રામ થતા પહેલાં રામાયણની ઉત્પત્તિ થવી જરૂરની છે. આ કહેવત બાળકની કેળવણીમાં ઘણે ભાગે સ્તી છે. છોકરૂં જન્મવાની પહેલાં ત્રીશ વર્ષથી તેને કેળવણી આપવાને આરંભ કરવો જોઇએ, આવું કહ્યાથી આમ સમજવું કે નવાં અવતરેલાં છોકરાં જે માના ખોળામાં લાલિતપાલિત થઇને વૃદ્ધિ પામે, અને જન્મવાની પહેલાં જે માતાના ગર્ભમાં તેને દશ મહિના અને દશ દિવસ રહેવું પડે, તે માતાને વિશેષ સાવચેતીથી કેળવણી લેવાનો યત્ન કરવો જોઇએ. માની ઉદાર વા અનુદાર પ્રકૃતિથી અને તેના ખોટા વિચારરૂપી ઘોર અંધારામાં ઢંકાયલું કે નિર્મળ જ્ઞાનપ્રકાશથી પ્રકાશિત પ્રવૃત્તિથી બાળક જીવનના કોઇ માર્ગે ચઢે છે; તેથી માતાના દરેક સારા અથવા નરસા આચરણ ઉપર, માના આચારવ્યવહાર, રીતિનીતિ, સ્વભાવ અને ચરિત્ર ઉપર બાળકનું સઘળું સારૂં નરસું ભવિષ્ય આધાર રાખે છે. તેથી સુકુમાર મતિવાળાં દરેક છોકરાંના ચરિત્રનું ઉત્તમપણું કરવા માટે, તેના અનુભવ જીવનને ધીરેધીરે ઉન્નત કરવા માટે, તેના જીવનરૂપી ખેતરમાં જ્ઞાનરૂપી મોટા વૃક્ષનાં નાનાં નાનાં બીજ વાવવા માટે, ઘણો કાળ ગાળવો જોઇએ. પેલા ગૃહસ્થનો આવો વિચાર હતો એવું જણાય છે. હવે તે ગૃહસ્થના બોલવાની મતલબ સમજી ? "

પાર્વતીએ તેના જવાબમાં કહ્યું:—"તમે જે કહ્યું તે હું સારી પેઠે સમજી, પરન્તુ જે સમજી છું તેનાથી મારા અંતઃકરણમાં નિરાશાનો ઉદય થાય છે. હવે હું સમજી કે બાળકને બાલ્યાવસ્થામાં આણવું એ કંઇ સહેલું કામ નથી."

હરિદાસે કહ્યું:—"આ એક જ વાતથી આટલી નિરાશ થશો નહિ. છોકરાંના પાલનમાં વિચારવંત વિદ્વાનોએ જે જે કંઇ કહ્યું છે તે જાણવાથી તું વધારે આશ્ચર્ય પામીશ. મેં જ્યારે આ વાતને ઉપાડી ત્યારે એ વિષય તને સારીરીતે સમજાવીશ, માટે ધ્યાન આપીને સાંભળ.

પાર્વતીએ કહ્યું.—"મને તે સંબંધી સાંભળવાની ઘણી જ ઇચ્છા થઇ છે. તમે કહો."

હરિદાસે કહ્યું:—"ફ્રાન્સના બાદશાહ નેપોલિયન બોનાપાર્ટનું નામ તેં કદી સાંભળ્યું છે?"

પાર્વતીએ કહ્યું:—"કેટલાક દિવસ ઉપર એક ચોપાનિયામાં નેપોલિયન અને ફ્રાન્સની ઉથલપાથલનો વિષય વાંચ્યો હતો, તેજ નેપોલિયન વિષે તમે કહો છો કે શું?"

હરિદાસ બોલ્યો:—હા. તે બાદશાહ નેપોલિયન બોનાપાર્ટ એક દિવસ મડમ કાંપન નામની સ્ત્રીની સાથે વાતચિત કરતાં કરતાં બોલ્યો—"કેળવણી આપવાની જે જુની રીતિ છે તે બધી વગર કામની છે. કેળવણીના વિષયમાં હજી સુધી શી ખોટ છે?" મડમ કાંપાને તેના જવાબમાં કહ્યું; 'મા.' આવો જવાબ સાંભળીને નેપોલિયન આશ્ચર્ય પામ્યો અને તરત તેણે કહ્યું: 'હા બરાબર કહો છો, માતા જ શાસ્ત્ર કેળવણીનું વીજ્ઞું નામ માત્ર છે' એમ કહી એણે મડમને માતાઓને બાળકનું પાલન કરવાની કેળવણી આપવાનો ઉપાય યોજવા વિનંતિ કરી. હવે શું સમજી! આ બે શબ્દની પછવાડે જ્ઞાન તથા ધર્મનું એક વિસ્તારવાળું કેળવણીરૂપી ભેદ રહેલું છે. આટલા જ માટે એ-

તો કહોને કે પરમેશ્વરે આને પોતાના વતી સંસારમાં મોકલી છે, આબાપ ઈશ્વરના પ્રતિનિધિ રૂપથી સંસારમાં પાલણપોષણ કરે છે. તેઓ સારાં હોય તો છોકરાં સારાં નિવડે છે, તેઓ ખરાબ હોવાથી છોકરાં કદી પણ સારી પ્રકૃતિવાળાં થતાં નથી. ”

**પાર્વતી** આશ્ચર્યપામીને આટલી વાર સુધી સ્વામીની વાત સાંભળતી હતી. હમણાં વાત પુરી થયાથી એક લાંબો નિશ્વાસ મુકીને બોલીઃ—“ મેં પહેલાં કદી છોકરાંના સંબંધમાં આટલો વિચાર કર્યો નહોતો ! હવે સમજી છું કે છોકરાં થયાં એટલાથી જ કોઇએ પોતાને ભાગ્યશાળી માનવું ન જોઈએ; કેમકે છોકરાં મોટાં થઇને માણસાઇ છોડીને પશુના જેવું જીવન ગાળે તો તે ન થયા કરતાં વિશેષ દુઃખ દેનાર થઇ પડે છે. હવે મને મોટી ચિન્તા થઇ છે કે કેવી રીતે આ બાળકને ઉછેરી સદ્ગુણી બનાવું ? ”

હરિદાસે કહ્યું:–આજે અહિંથી જ બંધ રાખું છું; કારણ કે રાત્રિ ઘણી થઇ ગઇ છે. ફરી કોઇ વેળાએ આ વિષય ઉપર 'વાતચિત ચલાવીશું'. ”

**પાર્વતીએ** પૂછ્યું:–“ કોઇ વેળાએ એનો અર્થ શો ? ફરી વળી ચાર મહિના પછી આ સંબંધી વાતચિત કરવા બેસીશું કે શું ? ”

હરિદાસે ઉત્તરમાં કહ્યું:—“તું શું એમ કહે છે કે દરશેન્જ ઑફિસની સખ્ત મજુરી કર્યા પછી ઘરમાં આવીને ફરીથી આવા સૂકા વિષયની ચર્ચા કરવામાં રાત્રે દશ વાગ્યા સુધી કાળ ગાળું ? ”

**પાર્વતીએ** કહ્યું:—તમે શું માફ મન જાણવા માટે મને આવું કહો છો ? મારા હૃદયમાં કેવો વિચારને પ્રવાહ ઉત્પન્ન થયો છે, મારી ટુંકી બુદ્ધિ તથા જ્ઞાનની સાથે કેવો એક નવો ભાવ પ્રકટ થયો છે, તેનું વર્ણન મારાથી કરી શકાતું નથી, એનો જ મને ખેદ થાય છે. તમે નિશ્ચય સમજજો કે મને આ વિષયમાં કેળવણી આપવા માટે તમે મારા

આ સ્નેહના ધનને મનુષ્ય કરવા યોગ્ય જે મદદ કરશો તેનું એક બિંદુ પણ નિરર્થક જશે નહિ, એજ મારી વિનંતિ છે.

હરિદાસે કહ્યું:—ઠીક છે ત્યારે, જ્યારે મને વખત મળશે ત્યારે મેંરો શ્રમ વિચારી હઇને આ વિષયમાં તારી જ્ઞાનોન્નતિને માટે વિચાર કરીને સારી સલાહ આપીશ. તું બળપુર્વક તે બોધ કામમાં આણુશે તો હું મારો શ્રમ સફળ થયો સમજીશ.

બીજે દિવસે રવિવાર હતો,તેથી જમીને હરિદાસ ઓફિસમાં ગયો નહિ; તેથી વાતચિત કરવાનો પુષ્કળ વખત મળ્યો,હરિદાસ અને પાર્વતી એકઠાં બેસીને બાળકને ઉછેરવા સંબંધી વાતચિત કરવા લાગ્યાં.

હરિદાસે પુછ્યુ:-“કહે જોઇએ, કાલે રાત્રે જે કઇ કહેવામાં આવ્યું હતું તે બધું તને યાદ છે કે ? ”

પાર્વતીએ જવાબમાં કહ્યું:–“હા યાદ છે, હું તેમાંનો એકપણ બોલ ભુલી નથી.” કાલે તો “મા થવાની આગમજ સ્ત્રીઓને સારી પેઠે કેળવણી આપવી જોઇએ ” એ વિષે વાતચિત થઇ હતી. ” .

હરિદાસે કહ્યું:—“ હા, તેજ વિષે થઇ હતી ખરી. આજ હું મા થવાની આગળ જ સ્ત્રીઓને કેળવણી આપવાની જરૂર છે એ વિષયમાં કંઇક વધારો કરીશ. એક અંગ્રેજી પુસ્તકમાં એક ઠેકાણે લખ્યું છે કે એક સ્ત્રીએ પોતાના ચાર વર્ષની ઉમ્મરના છોકરાને ક્યારે કેળવણી આપવાનું શરૂ કરવું એ વિષે પાદરીને પુછ્યાથી પાદરીએ કહ્યું, “ બહે ! હજી સુધી જો તમે તે બાળકને કેળવણી આપવાનો આરંભ ન કર્યો હોય તો ચાર વર્ષ અમસ્તાં ગયાં છે. કહે જોઇએ આની મતલબ શી છે ? ”

પાર્વતીએ કહ્યું:—“ ચાર વર્ષનો છોકરો શું શીખે ? હું તો કંઇ સમજી શકતી નથી. આપણા દેશમાં પાંચ વર્ષની ઉમ્મરનાં છોકરાંને

નશે તે મુકે છે. આટલી નાની વયમાં છોકરાં ઉપર બોજો નાંખવાથી તે છોકરાં કેમ જીવે ? ”

હરિદાસે કહ્યું:—છોકરાંને કેવી કેળવણી આપવી જોઇએ તે તું જાણતી નથી, શું તું ધારે છે કે છ મહિનાનાં તથા એક વર્ષનાં છોકરાંને કપડાંલત્તાં પહેરાવીને હાથમાં ખડીઓ પાટી આપીને મહેતાજીની નિશાળે મોકલવાં અથવા પહેલી ચોપડી હાથમાં આપીને સ્કૂલમાં મોકલવાં એનું નામ કેળવણી આપવી કહે છે ? બાળક અવતરતાં જ ઘણી સહેલાઇથી પોતાની જરૂરની કેળવણી મેળવે છે. લોર્ડ બ્રોહમ નામના એક વિદ્વાને કહ્યું છેઃ 'બાળક અઢારથી ત્રીશ મહિનામાં બહારની દુનિયાના વિષય, પોતાની શકિત અને બીજાના સ્વભાવ વિષે એટલુંજ નહિ પણ પોતાના તથા બીજાના સંબંધમાં એટલી બધી કેળવણી મેળવે છે કે તેના બાકીના બધા જીવતરમાં તે તેનાથી વધારે કેળવણી મેળવી શકતો નથી. આની મતલબ એ છે કે એક વર્ષમાં બાળક આખી ઉમ્મરની કેળવણી-નાં બીજ એકઠાં કરે છે. આ એક વર્ષની કેળવણી તેની સર્વેથી મોટી કેળવણી છે. તેનું પરિણામ એ થાય છે કે ત્યાર પછી જે કંઇ કેળવણી મેળવે છે તે પહેલી બાલ્યકાળની એક વર્ષની મેળવેલી કેળવણી રૂપી ઝાડના ઉપર ડાળીઓ, પાતરાં, ફૂલ ફળની પેઠે શોભા જ આપે છે.”

પાર્વતી તે સાંભ " ને બોલીઃ—“ આ કેવી અજાયબ ભરેલી વાત તમે કહી ! તમારા કહેવાથી જણાય છે કે અઢી વર્ષનું બાળક બધી કે-ળવણી લે છે, તે હું સમજી શકતી નથી. નાનું બાળક કેવી રીતે આટલું શીખી શકે તે મારા ધ્યાનમાં ઉતરતું નથી ”

હરિદાસે કહ્યું:—આના ઉપરથી જણાય છે કે બાળકની કેળવણી કયારે શરૂ કરવી જોઇએ તે તું સારી પેઠે સમજી શકી નથી. ઠીક છે, કહે જોઇએ, આપણે જેને કેળવણી શબ્દ કહીએ છીએ. તે શી કેળવણી છે? બાળક શું શીખે છે ? ”

પાર્વતી જવાબ આપ્યો:—પહેલાં તમે જે કહ્યું છે તેના ઉપરથી એવું અનુમાન છે કે બાળક જે જુએ છે તેજ શીખે છે. ”

હરિદાસે કહ્યું:—" ઘણું જ સારૂં, બાળક જે જુએ છે તે જ શીખે છે, તો તેની સાથે સાથે, જે શીખે છે તેનું થોડું પણ જ્ઞાન તે મેળવતો જાય છે તેમાં કંઈ સંદેહ જણાતો નથી. "

પાર્વતીએ તેના જવાબમાં કહ્યું:—થોડું જ્ઞાન તો મેળવવું જોઈએ. હું હવે જરાજરા તમારા કહેવાની મતલબ સમજું છું. "

હરિદાસે કહ્યું—જન્મતાં જ બાળક મા રૂપી કેળવણીના ખોળામાં સુવે છે. બાળક જે જુએ છે તે તેને નવું જણાય છે, તે આશ્ચર્ય થઈને જગતની ખુબસુરતી જુએછે અને હળવે હળવે તેનું જ્ઞાન મેળવે છે. જે બાળક અવતરતા જ રૂવેછે, તે શા માટે રૂવે છે? ને તું જાણે છે? જન્મતાં જ તેને કંઇ વસ્તુની જરૂર જણાય છે, અને રોવાથી તે મળશે એવા જ્ઞાનનું બીજ પ્રકૃતિએ એટલે કુદરતે છુપી રીતે તેની અંદર વાવ્યું છે ભૂખ લાગી હોય તો નવાં અવતરેલાં છોકરાનું જોર રોવામાં જ સમાયલું હોય છે, એકાએક બાળકના શરીર ઉપર કોઇ જાતનો માર લાગ્યો હોય તો રોવાથી મદદ મળશે અને તે મારની પીડા દૂર થશે એવું જ્ઞાન બાળકની પ્રકૃતિના મૂળમાં છુપી રીતે રહેલું છે. આવી રીતે બાળક ધીરે ધીરે રોવા શીખે છે. બાળક હસતાં શીખે છે, એ પોતાના કુમળા નાના નાના હાથપગ હલાવીને રમતાં શીખે છે, એ શું કેળવણી નથી? ઉમ્મર વધતી જાય છે તેમ તેમ બાળક કાલું કાલું બોલીને મા મા શબ્દથી માના કાનને શાન્તિ આપે છે. માના આનંદથી પીગળી ગયેલા હૃદયમાં અમૃતની ધારા વરસાવતાં શીખે છે એ શું વગર કેળવણીથી થઇ શકે એમ છે? ભૂખની વેળાએ, પીડાની વેળાએ અથવા કોઇ રીતનો માર લાગ્યાથી રોઇને પોતાની મતલબ કહેતા અને તેનો જોડે લોકોની લાગણીને ખેંચતાં બાળકને કોણ શીખવે છે? ભૂખ લાગીછે તો રોવાથી ખોરાક મળશે, ભૂખ નિવારણ થઇ તૃપ્તિ મળી અને તેને લીધે આનન્દ પ્રકટ કરવો એ બાળકને કોણ શીખવે છે? પેલો આપણો ચાર મહિનાનો છોકરો ઘોડીઆ ઉપર એક લાલ રંગનો રૂમાલ ઝુલતો જુએ છે. તે મેળવવા માટે કેટલો બધો આતુર દેખાય છે? તેને ઉઠીને લેવાની

જેઓ જાણે છે તેઓને એ ઘણું જ સહેલું જણાય છે, પણ જેઓ એ કામ જાણતા નથી તેઓને એ ઘણું જ ભારે જણાય છે."

હરિદાસે પુછ્યું:—"ઠીક, હવે કહે જોઇએ કેવા માણસનાં છોકરાં સારાં થાય?"

પાર્વતીએ ઉત્તરમાં કહ્યું:—જે માબાપનું શરીર આરોગ્યતાવાળું તથા બળવાન હોય, તેઓનાં છોકરાં સારાં થાય."

હરિદાસે કહ્યું:—"તું શું જોતી નથી કે છોકરાં ઘણીક વખતે માબાપનો ચહેરો મેળવે છે?"

પાર્વતીએ જવાબમાં કહ્યું:—"હા જોઉં છું ખરો. મારી માએ એક દિવસે મને કહ્યું હતું કે આ છોકરાનું મોં તેના બાપના જેવું છે."

હરિદાસે કહ્યું:—"એ પ્રમાણે છોકરાં ઘણી વખતે માબાપની પ્રકૃતિ તથા ગુણઅવગુણ મેળવે છે તે શું તું જાણે છે?"

પાર્વતીએ જવાબમાં કહ્યું:—"હા, તે પણ જોઉં છું. મારા મોટા કાકા ઘણા ક્રોધી સ્વભાવના છે, તેમનો મોટો દીકરો ઘણો જ ક્રોધી છે. મારા નાના કાકા ઘણા જ દયાળુ છે, ગરીબ દુઃખીને જોયાથી તેઓને અન્ન આપે છે; જેની પાસે પહેરવાને કપડાં ન હોય તેને વસ્ત્રદાન કરે છે. તેમનો છોકરો મારા કરતાં નાનો છે તે બરાબર કાકાના જેવો જ થયો છે. એક દિવસે એક માણસ ટાઢથી ધ્રુજતો હતો તે જોઇને તેને પોતાના શરીર ઉપરનું વસ્ત્ર આપીને ઘેર આવ્યો. કાકાએ તેના વસ્ત્રની વાત સાંભળીને તેને ઘણી જ શાબાસી આપી."

હરિદાસે કહ્યું:—"ઘણું જ સારૂં. હવે ધાર કે આવા માબાપનાં છોકરાં થાય તો દુનિયાનું ઘણું જ ભલું થાય. જે આપણા શરીરમાં

કંઈ પણ રોગ ન હોય,આપણે સારાં અને બળવાન હોઈએ, આપણે નાનપણથી સત્ય ઉપર પ્રેમ રાખનાર હોઈએ, તથા ધર્મપરાયણ માબાપને ખોળે ઉછર્યાં હોઈએ; અને સારી કેળવણીના ગુણથી માબાપના દોષ છોડીને તેઓના ગુણ એકઠા કરીએ તથા જીવનનું પાલન કરીએ, તો આપણા ઘરમાં જે બાળકો જન્મે તેઓથી પણ આ દુનિયામાં ઘણું જ ભલું થાય એમ છે; હું હવે પછી તે સ્પષ્ટ રીતે સમજાવીશ. જેમ તે શરીરના વિષે પહેલાં કહ્યું હતું કે માબાપ બળવાન હોય તો છોકરાં પણ સારાં અને બળવાન થાય છે; તેમ વળી જેનું શરીર સારૂં હોતું નથી, નાના પ્રકારના શરીરના નિયમ તોડીને જેઓ હંમેશાં માંદાં થાય છે, દમ, ક્ષયરોગ અને ઉન્માદ વગેરે ઘણીક જાતના બીજા રોગ જે શરીરને એકદમ ઘેરી લીધા પછી સહેલાઈથી જતા નથી તે રોગ જેના શરીરમાં પ્રવેશ કરે છે; તેઓનાં છોકરાં તે રોગમાં ફસી પડે છે એ સર્વત્ર દીઠામાં આવે છે. હવે કેટલાક દાખલાથી હું તને સમજાવું છું કે શરીરની પેઠે બાળકનું મન અને પ્રકૃતિ પણ નાના પ્રકારના કારણથી માબાપના જેવી થાય છે. તને યાદ હશે કે છોકરો જન્મવાની પહેલાં તને ઘણીક વેળાએ સાવચેતીથી વખત ગાળવા કહ્યું હતું; તને ચીડાઈ જવું ન પડે. તારા મનમાં કલેશ તથા દુઃખની છાયા પડીને તારા હૃદયમાં અન્ધકાર ન થાય તેને માટે મેં ઘણા યત્ન કર્યા હતા; વળી તને વાંચવા માટે સારાં સારાં પુસ્તકો પણ આણી આપ્યાં હતાં, કહે જોઈએ કયાં પુસ્તકો ધ્યાન લગાડીને વાંચ્યાં હતાં અને તેથી શો લાભ મેળવ્યો હતો ? ”

પાર્વતીએ કહ્યું:—હરિશ્ચન્દ્ર નાટક વાંચ્યું હતું, તેમાં સત્યવાદી હરિશ્ચન્દ્રની વાત હતી. તે પુસ્તક મેં ધ્યાન દઈને વાંચ્યું હતું. પુસ્તક ઘણું જ મઝેનું હતું.

હરિદાસે કહ્યું:—એ પુસ્તક ઘણું જ સુન્દર હતું. તેથી મેં તને વાંચવા આપ્યું હતું. આહા ! હરિશ્ચન્દ્રનો સ્વાર્થત્યાગ, ન્યાય,

અને ઊંડો સત્ય ઉપર પ્રીતિ એ આપણા ઘરમાં પ્રવેશ થાય તો આપણો મનુષ્ય જન્મ સફળ થાય. ઠીક, હવે કહે જોઈએ બીજાં કયાં કયાં પુસ્તકો તને વાંચવા આપ્યાં હતાં ? ”

પાર્વતીએ કહ્યું:—“ વિષ્ણુપુરાણમાંનું ધ્રુવ અને પ્રહ્લાદનું જીવનચરિત્ર વાંચ્યું હતું. એ પણ ઘણી જ સારી કથા હતી, તે વાંચતા વાંચતાં ઘણીવાર આંખમાં આંસુ આવતાં હતાં. ધ્રુવની સરલ ભક્તિ અને પ્રહ્લાદની વિશ્વાસની દૃઢતા એ બે ઘણી જ સારી હતી. ”

હરિદાસે પૂછયું:—“ બીજું શું વાંચ્યું હતું ?”

પાર્વતીએ જવાબમાં કહ્યું:—“ બુદ્ધદેવ ચરિત્ર વાંચ્યું હતું. બુદ્ધદેવનો પ્રથમ વૈરાગ્ય અને અન્તનો પ્રેમ પ્રચાર એવો બનાવ મારા અન્તઃકરણમાં હમેશને માટે ઠસી રહેશે. તમે જેટલાં પુસ્તકો મને વાંચવા આપ્યાં હતાં, તે સઘળાં મને ઘણાં પસન્દ પડયાં હતાં; અને તમે વારે વારે વાંચવાને કહ્યાથી મેં તે ધ્યાન લગાડીને પણ વાંચ્યાં હતા. એવી રીતે વાંચી ગઇ હતી કે તેમાંનો કેટલોક ભાગ મારે મોઢે ચઢી ગયો છે. ”

હરિદાસે પૂછયું:—“શા માટે તે પુસ્તકો તને વાંચવા આપ્યાં હતાં તે જાણે છે ? ”

પાર્વતીએ ઉત્તરમાં કહ્યું:—“ પુસ્તકો સારાં હતાં, સ્ત્રીઓને વાંચવા લાયક હતાં, તેથી આપ્યાં હતા. ”

હરિદાસે કહ્યું:—કેવળ તેટલાથી જ નહિ; બીજું પણ કંઇ કારણ હતું.

પાર્વતીએ પૂછયું:—“ બીજું શું કારણ હતું ? તમે તો મને તે કહ્યું નહોતું. ”

ઈશ્વરની પ્રમાણે ચાલી શંકાનું નિવારણ કરવું, એ ખરેખર ઉમદા કામ છે. જ્યારે જુની યુનેટેડ સેટ્સ બેન્કના માલેક નિકોલસ બીડલે રવિવારને દિવસે પણ કામ પર આવવા પોતાના નોકરોને ફરજ પાડી ત્યારે એક કારકુને જાહેર કર્યું કે રવિવારે કામ કરવાને મારૂં અંતઃકરણ હા પાડતું નથી બીડલે તેને જવાબ આપ્યો કે "ત્યારે તો તમે નોકરી છોડી ઘેર બેસો." તે જુવાન માણસ નોકરી છોડી ઘેર ચાલ્યો ગયો. કેટલાક વખત પછી બીડલના એક મિત્રે તેની પાસે આવી કહ્યું, કે મારે એક ભરૂંસાદાર અને લાયક માણસને એક જોખમના કામ પર નોકર રાખવો છે. બીડલે આ કારકુન વિષે ભલામણ કરી, અને જણાવ્યું, કે "એ માણસ તમારે જોઈએ તેવો છે. રવિવારે કામ કરવાનું મેં તેને કહ્યું ત્યારે તેમ કરવાની તેણે ચોખી ના પાડી હતી." એના સિવાય બીજા બધા કારકુનોએ પોતાના અંતઃકરણ વિરૂદ્ધ રવિવારે પણ કામ કરવાને હા પાડી હતી. તો પણ તેમાંના કોઇ પર તેના જેટલો ઈતબાર બીડલને આવ્યો નહીં. આ પરથી કોન્સ્ટનટાઈન બાદશાહ થયો તે વખતની એક વાત મને યાદ આવે છે તેના રાજમાં કેટલાક ખ્રિસ્તિ નોકરો હતા. તેથી તેણે એવો હુકમ કર્યો, કે એ લોકોએ પોતાનો ધર્મ છોડી દેવો, અગર પોતાની જગોનું રાજીનામું આપવું. આ પરથી કેટલાક હલકા મનના લોકોએ પોતાની જગો નભાવી રાખવા સારૂં પોતાનો ધર્મ છોડી દેવા મરજી દેખાડી. બાદશાહે આ હલકા લોકોને તુરત બરતરફ કર્યા અને તેમને કહ્યું, કે "તમારા દેવ્ય ધણીને વજી દેવાને તત્પર થયા છો ત્યારે કોઇ કહાડે વખત આવે મને પણ તજી દ્યો; માટે તમે ઈતબાર રાખવા લાયક નથી." ઇંગ્લાંડના પ્રખ્યાત સ્વદેશાભિમાની સિડનીને કોઇએ કહ્યું, કે "ફલાણા કાગળના અક્ષર તમારા છે, એ વાતનો તમે ઇનકાર કરો તો તમારો જીવ બચે." આ સાંભળી સિડનીએ જવાબ દીધો, "ઈશ્વરેચ્છાથી હું એવી સ્થિતિમાં આવી પડ્યો છું, કે જીવ બચાવવો હોય તો મારે જૂઠું બોલવું જોઇએ. જૂઠું બોલી જીવ બચાવવો, અથવા ખરૂં બોલી

છુવ ખોવો, એ વચ્ચે મને ઈશ્વરે પસંદગી આપેલી છે, ત્યારે તો મારી મરજી શી છે, એ ઈશ્વર મને સ્પષ્ટ બતાવે છે; અને તે એ કે જૂઠું બોલી છુવ બચાવવાના કરતાં મારે સત્ય જ બોલવું જોઈએ." આવા અંતઃકરણ પ્રમાણે ખરી રીતે ચાલનાર પુરુષોની આખા જગતમાં પ્રશંસા થાય છે.

થોડાંક વર્ષપર એક સ્ત્રી બોસ્ટન શહેરમાં એક દુકાનમાં ગઈ હતી; તેણે દુકાનમાં કેટલોક સામાન જોયો પણ કંઈ ખરીદ્યા વગર તે ચાલી ગઈ. એ દુકાનના માલીકે પોતાના વાણોતરને પૂછ્યું, કે "અલ્યા, કંઈ લીધા વગર એ બાઈ કેમ ગઈ?" વાણોતરે જવાબ દીધો, કે "શેઠ સાહેબ, તેને તો મિડલસેક્સનું કાપડ જોઈતું હતું." શેઠે કહ્યું "ત્યારે પેલો બીજી ગાંસડી ઉઘાડીને તેં કેમ તેને બતાવી નહીં? અને એમ કેમ ન કહ્યું, કે તે મિડલસેક્સનું કાપડ છે?" વાણોતરે તરત જ જવાબ આપ્યો, "તેનું કારણ એજ કે એ કાપડ મિડલસેક્સનું નથી." શેઠ બોલ્યો, "અલ્યા ભાઈ, તું પ્રમાણિકનો હાજિ થઈને બેઠું, અને જરૂર પડે ત્યારે ઘરાકને સમજાવવાને જરા જૂઠું બોલું નહિ ત્યારે તું મારે કંઈ કામનો નહિ." શેઠનું આ વચન સાંભળી વાણોતરે જવાબ આપ્યો હતો તે ઇતિહાસમાં નોંધી રાખવા જોગ છે. "વારુ શેઠ સાહેબ, મારે ક્યાં જવું અથવા શું કામ કરવું તેની મને સૂઝ પડતી નથી. પણ તમારે ત્યાં નોકરી કરવાને મારે જૂઠું જ બોલવું પડે એમ હોય તો હું તમારી નોકરીમાં વધારે વખત રહેવા ખુશી નથી." એ જુવાન વાણોતરને કોઈએ ભૂખે મરતો જોયો નથી. સત્યને ખાતર તેણે તે કપટી શેઠની નોકરી છોડી દીધી, તેથી તેની તારીફ થઈ, અને તેના-થી સારી જગો તેને મળી. હાલ તે ધનાઢ્ય થયો છે, અને પશ્ચિમ તરફના એક સંસ્થાનમાં આબરૂભેર પોતાના દિવસો ગુજારે છે.

"જીંદગીનું સાફલ્ય"

---

સારી અસર કરી શકાય છે. આ પ્રમાણેની પ્રયોગની ગોઠવણી અજાણ્યો માણસ તો દર્પણની આંહે જોતાં છતાં પણ એમ સમજે છે કે એ દર્પણની અંદર જે ભીંત જણાય છે તે જોનારની સામેની એટલે ટેબલની પછાડીની દિવાલ છે. ટેબલની નીચે કાચ છે એમ ભાગ્યે જ કોઇના જાણવામાં આવે છે, અને કદાચ એમ મનમાં આવે કે ટેબલની નીચે કાચ છે, તો પણ તેમાં તેની પાછળની ભીંત દેખાય છે એમ લાગવાથી તે સાદા પારદર્શક કાચ છે એમ અનુમાન થાય છે. આથી જોનાર માણસ એમ સમજે કે ટેબલના પાયાથી પાછળની ભીંત સુધીની જગામાં કોઈ ઠેકાણે પેલા ડોકાનું ધડ નથી. વસ્તુતઃ ટેબલની પછાડી દેખાતી ભીંત બાજુપરની ભીંતોનું પ્રતિબિંબ છે; અને ધડ તો એ દર્પણની પછાડી ડોકાંની નીચે જ છે. પરંતુ જોનારને એમ સમજાયાને બદલે એમ લાગે છે કે ટેબલની નીચેની જગામાં સામી ભીંત સુધી કંઇ છે જ નહીં તથા જો કાચ હોય તો તેઓ પારદર્શક જ હોવા જોઈએ. આથી આ આશ્ચર્યકારક ભ્રમ ઉત્પન્ન થાય છે. ”

## मनुष्ये काळनी गतिनो विचार करवो जोइए.

એક સદ્‌ગૃહસ્થે પોતાના પુત્રની વર્ષગાંઠ હોવાથી ઉત્સાહથી તે દિવસ આનંદમાં ગુજારવા પોતાના મિત્રોને આમંત્રણ કર્યું હતું. સઘળા હરખેલે સમયે ભેગા મળવાથી ત્યાં ખાણાંપીણાં અને વાજીંત્રના શોરથી આનંદ થઇ રહ્યો હતો. આ સમયે એક બ્રહ્મનિષ્ઠ સાધુમિત્રે જણાવ્યું કે દરેક મનુષ્ય પોતાને નવું વર્ષ બેસવાથી આનંદ માને છે, પણ તે સાથે તેણે વિચારવું જોઇએ કે પોતાના દેહ સાથે પોતાના આત્માનો સંબંધ જ્યાં સુધી રહેવાનો હશે તેની અંદર તે વર્ષ ઓછું થયું એમ સમજવું. તેથી પોતાના તે ગત વર્ષમાં આ દેહ સાથે આત્માનો સંબંધ રહ્યો તેની અંદર આપણે આપણા આત્માને અર્થે શું કામ કર્યું છે તેનો વિચાર કરવો જોઇએ.

આ સૃષ્ટિની અંદર દરેક પ્રાણી કાળે કરીને નાશ પામે છે; અને તેની અવસ્થા થાય છે. બાળપણાના ગુલાબી રંગ યુવાનીની લાલી-માં ફેરવાઇ સર્વે વિચાર અને વિકાર બદલાઈ જાય છે. પરંતુ તુરત જ તેની પાછળ વૃદ્ધપણું અંદરથી શરીરને ખાતું દાખલ થાય છે અને ક્રમે ક્રમે દેહ અને આત્માને જુદા પાડવાને સર્વ સાધન રચાય છે, અને છેવટે તે જુદા પડે છે. આમ સર્વત્ર એક ક્રમ રહેલો છે. માટે દરેક મનુષ્યે તે સંબંધમાં વિચાર કરવો અને વર્ષ બદલવાથી રાજી થતાં પહેલાં તે વર્ષે આ પૃથ્વી પર જે સુકૃત્ય કરવાનું તે થયું છે કે કે નહિ તેનો હિસાબ કહાડવો જોઇએ. આહાર નિંદ્રા ભય આદિ વિકારો મનુષ્ય પ્રાણી સર્વે અનુભવે છે. તેમાં મનુષ્યનું વિશેષ એ જ કે તેણે કોઈ પણ પરમાર્થ કરવો. તો પોતાનાં ગએલાં વર્ષમાં તેણે પોતાના મનુષ્ય ભાઈઓના ઉપયોગમાં આવે એવું શું કામ કર્યું એ જરૂર વિચારવું જોઇએ. આમ છતાં કેટલાક એ સંબંધી કાંઈ પણ વિચાર ન કરતાં પોતાના દેહને માટે અને દેહના સંબંધી-ઓને માટે જ શઠ્કળ છળ પ્રપંચ અને અધમ વિચારમાં મગ્ન રહી પોતાનું અમુલ્ય આયુષ્ય ગુમાવે છે; માટે એ તેમણે વિચાર કરવો જોઇએ જે પરમાત્માએ આ દેહ સુકૃત્ય કરવા આપ્યો છે તે માટે તેની કેટલી આજ્ઞા પાળી છે તે વિચારવું. નહિ તો દેહ અને આત્માનો વિયોગ થએ તેની પાસે શું જવાબ દેઇશું તેનો નિરંતર વિચાર કરવો. ખોટાં ખત લખવામા, ખોટા હિસાબ રાખવામાં મગ્ન રહેવામાં અને નીચ અનાચારમાં આયુષ્ય વ્યર્થ જવાથી કંપ ઝડપી લેશે તો પછી ત્યાં જવાબ આપવાનું કામ ઘણું કઠણ છે એ નક્કી સમજવું. આપણે અધર્મ અને અનાચારથી મેળ વેલું ધન, પુત્રાદિક સહોદરો ભોગવશે, પણ તે અધર્મના જવાબ-દાર આપણ પોતે જ છીએ તેમા જરા પણ શક નથી.

કોઇપણ કર્મ કરતાં આપણને કોઇ જોતું નથી એમ સમ-જવું એ ખોટું છે. જગત્ના કર્તા દયાળુ પ્રભુને તે જોવાને આંખની ગરજ નથી. તે સર્વત્ર સર્વકાળે સઘળું થાય છે તે જુએ છે.

માટે સદાકાળ તેનો ભય મનમાં રાખીને વર્તવું જોઇએ. માટે ઘણા પ્રત્યક્ષ દાખલા છે. ઘણાં ખુન ઘણા કાળ સુધી અં સમાં રહ્યા છતાં પણ તે ખુલ્લાં થયાં છે.

ઘણાં વ્યભિચારાદિક કર્મ અંધારામાં થયા છતાં તેઓની વર્તણુક ખુલ્લી થયા વગર રહી નથી; અને એવા અધમ નરો દુનિયામાં અત્યંત તિરસ્કારને પાત્ર પણ થયા છે ઘણા દ્રવ્યવાન સ્વરૂપવાન રાજાઓ નાશ પામ્યા છે અને પોતાના કર્મનો જવાબ કૃપાળુ પ્રભુની આગળ મને કે કમને તેમને હાજર થવું પડ્યું છે.

માટે દરેક સમજુ મનુષ્યે પોતાની ઘડી, દિવસ, માસ, અને અવસ્થા બદલાતાં પોતે તેની અંદર દેહના કલ્યાણને માટે સદ્કર્મની મૂડી સાથે રાખવાની જરૂર છે, તે તેણે ભજાવી છે કે તેનો મેળ કહાડવો, અને ભુલચુક અથવા ખોટ હોય તો સુધારવો જોઇ આપણા વેપારીઓ દર દીવાળી ઉપર ધંધામાં નફા નુકશાનનો હિસ કહાડે છે તેમ દરેક મનુષ્યે પોતાનું વર્ષ બદલાય ત્યારે જો એ મુ હિસાબ કરી વિચારે કે આ વર્ષમાં કેટલાં ખોટાં ખત લખ્યાં, કે જુઠી સાક્ષી પુરી, કેટલી વખત પરસ્ત્રી સંગ કર્યો, મારા મિ સગાંસંબંધી અને બીજા મનુષ્યો સાથે કેટલી છેતરપડી કરી, કેટલા અધર્મના પૈસા ખાઇ ગયો, કેટલો ઢંગ રાખ્યો વગેરે વિ કરી તેની સાથે મેં શું સારું કામ કર્યું, અને મારાથી પરમાર્થ થયો એનો વિચાર કરી જમા ઉધારનો મસ્તાળો કરી ખોટ વધારે કે નફો તે તપાસવું. અને જો તેમાં ખોટ વધારે માલુમ પડે તો પોતાનું વર્ષ અકારજ ગયું એમ માનવું; અને નવો કાળ વ્યર્થ ન જાય માટે ખુબ બંદોબસ્ત કરવો. જો આમ કરવાને તે સહજ શ્રમ લેશે બેશક થોડા સમયમાં તે સદ્‌ગુણી અને પ્રભુને પરમ એકાંતિક એમાં શક નથી. માટે પ્રહસ્થિત મનુષ્યે આ બાબત પર અહર્નિ વિચાર કરવો એ જ તેના આલોક અને પરલોકના ઉત્તમ સુખ સાધન થશે એ ખચિત સમજવું. (જ્ઞાન સુધા.)